જીવન-શ્રેયસ્કર-ગ્રન્થમાલા પુષ્પ ૨૭ મું.

શ્રીમજ્જૈનાચાર્ય

પૂજ્ય શ્રી ૧૦૦૮ શ્રીજવાહિરલાલજી મહારાજના

વ્યાખ્યાનોમાંથી સંપાદિત—






પ્રથમાવૃત્તિઃ
૨૦૦૦
મહા શુક્લ
પંચમી ૧૯૯૪
તા. ૫-૨-૩૮

મૂલ્ય
પાકું પુઠું
રૂ. ૧-૦-૦
કાચું પુઠું
૦-૧૦-૦

ગુજરાતી પ્રકાશક
છોટેલાલ યતિ
-શ્રેયસ્કર ગ્રન્થમાલા
બીકાનેર.

હિન્દી સંપાદક અને પ્રકાશક
શ્રી સાધુમાર્ગી જૈનપૂજ્યશ્રી
હુકમીચન્દજી મહારાજકી સંપ્રદાયકા
હિતેચ્છુ શ્રાવક-મંડલ-રતલામ

આ પુસ્તકના ખર્ચનો હિસાબ

| | | |
|---|---|---|
| કાગલ, છપાઇ અને બાઇન્ડીંગ | રૂ. | ૫૦૦) |
| વ્યવસ્થા વિજ્ઞાપનાદિ | રૂ. | ૧૫૦) |
| સમ્પાદનાદિ | રૂ | ૧૦૦) |
| સમાલોચના, ભેટ પુસ્તક અને કમીશન | રૂ. | ૨૫૦) |
| | | ૧૦૦૦ |

મુદ્રક—
શ્રીજૈનભાસ્કરોદય પ્રેસમાં
મેનેજર બાલચંદ હીરાલાલે છાપ્યું.
જામનગર.

# અ ર્પ ણ

શ્રી મોરવી સંઘને શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્ય શ્રી ૧૦૦૮
શ્રી જવાહિરલાલજી મહારાજની પાસે શ્રીમાન્
ધર્મવીર દુર્લભજી ત્રિભોવન ઝવેરીએ
બ્રહ્મચર્ય [ચતુર્થ] વ્રત પાલન કરવાની
પ્રતિજ્ઞાની યાદગીરી અર્થે
સપ્રેમ સમર્પણ.

લી૦
આ પ નો,
છો ટે લા લ ય તિ.

# બે બોલ

શ્રીજૈન હિતેચ્છુ શ્રાવક મંડલ [રતલામ] તરફથી પાંચમું પુષ્પ "સત્યમૂર્તિ હરિશ્ચંદ્ર-તારા"નું ગુજરાતી ભાષાંતર જનતાની સેવામાં રજુ કરતાં મને અત્યંત આનંદ થાય છે.

પૂજ્ય શ્રી ૧૦૦૮ શ્રી શ્રી જવાહિરલાલજી મહારાજશ્રીની વ્યાખ્યાન શૈલીથી જૈન-જૈનેતર અનેક વિદ્વાનો અને રાજા મહારાજાઓ પણ આકર્ષાયાં છે. પૂજ્યશ્રી કાઠિયાવાડ [ગુજરાત]માં પધારીને દેશ, જાતિ અને ધર્મ પ્રત્યે હિતકર તથા મહત્વપૂર્ણ વ્યાખ્યાનો આપી રહ્યા છે એઓશ્રીના ભૂતપૂર્વ વ્યાખ્યાનો કે જે ઉપરથી હિન્દી ભાષામાં તેનાં પ્રકાશન થયા છે તેમના લાભથી ગુજરાતી જનતા વંચિત ન રહે એ હેતુથી આ અનુવાદ પ્રકાશન કરવામા આવ્યું છે. મને આશા છે કે, રાષ્ટ્ર-ધર્મ-સમાજ-પ્રેમી બંધુઓ આ પુસ્તકના વાચનદ્વાર યોગ્ય લાભ લઇ, પોતાનું કર્ત્તવ્ય બજાવવા પ્રેરણા મેલવશે તો અમોએ લીધેલ શ્રમ યત્ કિંચિત્ સફલ થયો ગણાશે.

આ અનુવાદ કરવામાં 'સ્થાનકવાસી જૈન પત્ર"ના તંત્રી શ્રીયુત જીવનલાલ છગનલાલ સંઘવીએ ઘણો પરિશ્રમ લીધો છે અને બહુ જ સુંદર રીતે કાર્ય બજાવ્યું છે. એ બદલ એમનો હું અત્યંત આભારી છું.

આ પુસ્તકના સંશોધક આદિ કાર્યોમાં શ્રીયુત શાન્તિલાલ વનમાળી શેઠનો ઉપકાર હું આ પ્રસંગે પ્રદર્શિત કરૂં છું. એમણે આ પ્રકાશનમાં ઘણી અગત્યની સૂચનાઓ અને મહેનત લીધી છે તે માટે હું એમનો ઋણી છું. અને શ્રી "જૈન હિતેચ્છુ મંડલ"ના કાર્ય કર્ત્તાઓ અને "જૈન ભાસ્કરોદય પ્રેસ"ના મેનેજર બાલચંદ હીરાલાલ-ભાઇએ આ પ્રકાશનમાં જે સુંદર સહકાર આપ્યો છે તે બદલ અત્રે આભાર માનવાની તક લઉં છું.

જામનગર, માઘશુકલા ૫ }
તા. ૫-૨-૧૯૩૮ }

આપનો,
છોટેલાલ યતિ.

# સત્યમૂર્તિ હરિશ્ચંદ્ર-તારા

## [ હિન્દી આવૃત્તિની સમાલોચનાનું સિંહાવલોકન ]

પુસ્તકનું કથાનક જૈનદૃષ્ટિએ ચીતરવામાં આવેલ હોવા છતાં કથાનું ચરિત્ર-ચિત્રણ કરવામાં સફળતા મળેલી સ્પષ્ટ જોવામાં આવે છે. ભાવોનું ખૂબ જ બારીકીથી વિશ્લેષણ કરવામાં આચાર્ય શ્રી મહારાજને ઘણી સફળતા મળી છે. પ્રસ્તુત પુસ્તકમાં આદ્યોપાન્ત અહિંસાની સાથે સાથે શુધ્ધરાષ્ટ્રીયતાનો સુયોગ થએલે જોવામાં આવે છે. ધાર્મિક પુસ્તકોમાં આ પ્રમાણે રાષ્ટ્રીયતાનું મિશ્રણ બીજે ઠેકાણે બહુ જ ઓછું જોવામાં આવે છે. — 'ત્યાગભૂમિ' અજમેર.

પ્રસ્તુત પુસ્તક શિક્ષાની દ્રષ્ટિએ એટલું તો નિઃસંકોચ કહી શકાય કે, આ પુસ્તક આ વિષે લખવામાં આવેલા બીજા પુસ્તકો કરતાં ઘણી સારી છે. વક્તા મહોદયે હરિશ્ચંદ્રના જીવનની પ્રત્યેક બાજુને ...ક્ષાપ્રદ બનાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કર્યો છે અને તે પ્રયત્નમાં તેમને ...ફળતા પણ ઠીક મળી છે. —રાજસ્થાન સંદેશ, અજમેર—

જૈન ધર્મનાં ગ્રન્થોમાં વર્ણિત કથાનકના આધારે પ્રસ્તુત પુસ્તકની રચના કરવામાં આવેલી હોવાથી, પુરાણ-કથિત હરિશ્ચંદ્ર કરતાં પ્રસ્તુત હરિશ્ચંદ્રને કોઇ જુદા જ રૂપમાં બનાવવામાં આવ્યા છે. તેમના પ્રારંભિક જીવનની કેટલીક ઘટનાઓ જે આજદિવસ સુધી હિન્દી સાહિત્યના કોઇ પણ ગ્રન્થમાં જોવામાં આવી નથી. તે આ પુસ્તકમાં વર્ણવવામાં આવી છે.

કથાનકની સાથે સાથે નીતિ, ધર્મ અને સદાચારની શિક્ષા આપવામાં આવેલી હોવાને કારણે પુસ્તકની ઉપયોગિતા ઘણી જ વધી જવામાં આવી છે. —સ્વરાજ્ય, ખંડવા—

પ્રસ્તુત્ત પુસ્તક ઉચ્ચભાવો અને ઉપમાઓથી ઓતપ્રોત છે. પ્રત્યેક સ્ત્રી અને પુરૂષ પાઠકને પઠનીય છે. —જૈનપથ પ્રદર્શક, આગરા—

શિક્ષાની દષ્ટિએ સર્વ સાધારણને માટે આ પુસ્તક ઘણું જ ઉપયોગી છે. —જૈન પ્રકાશ, મુંબઇ—

# પ્રસ્તાવના.

જે હરિશ્ચંદ્ર અને તારાનું ચરિત્ર વાંચી–સાંભળીને, ભારતીયો જ નહિ, બલ્કે વિદેશીઓ પણ મુગ્ધ બનતા સાંભળવામાં આવે છે; મુસલમાનો, ધાર્મિક મતભેદો છોડી, આંખોમાંથી અવિરત અશ્રુપ્રવાહ ખાળતાં સંભળાય છે, એ જ દાનશિરોમણી, સત્યધીર મહારાજા હરિશ્ચંદ્ર અને તેની પતિવ્રતા, શિક્ષાદાત્રી, પતિહિતેચ્છુ, પતિસેવાને ખાતર, સાંસારિક સુખોને લાત મારનાર, મહાનમાં મહાન કષ્ટમાં પણ ધર્મ અને પતિસેવાને ન ત્યાગનાર ધર્મપત્ની, મહારાણી તારાનું ચિત્ર રજુ કરતાં પહેલાં, એ વિચારવું જરૂરતું છે કે, તેમની કથા શા માટે ગાવા–સાંભળવામાં આવે છે, અને તેમના ગુણ ગાવાથી કે શ્રવણ કરવાથી મનુષ્યને શો લાભ થાય છે?

જગતનો એ નિયમ છે કે, જેના આચાર–વિચારમાં ક્રૂરતા ભરેલી હોય છે, જે ધર્મને બદલે અધર્મને મહત્વ આપે છે, જે સત્યને ઠોકરે મારી અસત્યને અપનાવે છે, જેનું કાર્ય નિયમવિરુદ્ધ, બીજાઓને હાનિકર્તા અને કુદરતના નિયમોથી પ્રતિકૂલ હોય છે, તે મનુષ્યનું નામ સાંભળીને હૃદય કંપી ઉઠે છે, રોમાંચ ખડાં થાય છે, તેનું નામ લેવાથી કે સાભળવાથી, લોકો તિરસ્કાર કરે છે. તે જીવતો ન રહેવાથી લોકોને દુ:ખ થતું નથી પરન્તુ આનંદ થાય છે. તેના મરણ પછી કોઇ તેનું નામ પણ લેતું નથી. અને જો કદાચ લે, તો તે બહુજ ધૃણાની નજરથી. એવા મનુષ્યોથી માત્ર એવા જ લોકો પ્રસન્ન રહે હે કે, જેઓની પ્રકૃતિ એમની પ્રકૃતિ સાથે મળતી ભળતી રહે છે. એથી ઊલટું, જે માણુસ બીજાના દુ:ખથી દુ:ખી બનીને, તેને સહાય કરનાર સમદૃષ્ટિ, સદાચારી, પાપભીરુ અને પરોપકારી છે, તે જીવિતાવસ્થામાં તો સૌને પ્રસન્ન રાખે જ છે, કિન્તુ તે મરણ પામતાં–તેનાં મૃત્યુને હજારો યા લાખો વર્ષો વીતી જવા છતાં પણ લોકો તેના નામનું ખૂબ આદરપૂર્વક સ્મરણ કરે છે. તેનાં ચરિત્રને વાંચે–સાંભળે છે અને તેને

આદર્શ પુરુષ માને છે. રામ અને રાવણ, દુર્યોધન અને યુધિષ્ઠિર, કંસ અને કૃષ્ણ, અત્યારે આ જગતમાં નથી, પણ તેઓનું નામ આજ તફાવતથી સંભાળવામાં આવે છે, કે જેમ ઉપર કહેવામાં આવ્યું છે તેમ. સ્વભાવના દોષને લીધે, કેટલાક લોકો બીજા પ્રકારના બનાવવાંમાં આવેલા ઉત્તમ મનુષ્યોને પણ ભલે ખોટા કહે, પરન્તુ તેમાં તે ઉત્તમ મનુષ્યોનો દોષ પણ નથી, તેમ એવા અલ્પસંખ્યાવાળા માણસોના બોલવાથી, તે ઉત્તમ મનુષ્યો ખોટા પણ ઠરતા નથી તેમાં જો દોષ છે, તો એવું બોલનારા માણસોની પ્રકૃતિનોજ દોષ છે. જેમ સૂર્ય ઉદય પામવાથી, જગતના સઘળા જીવોને પ્રકાશ મળે છે, પરન્તુ ઘુવડને માટે તે જ સૂર્ય અંધકાર પ્રસરાવનાર થઇ પડે છે: એ જ પ્રમાણે એવા ઉત્તમ પુરુષો સૌને તો પ્રિય હોય છે, પરન્તુ ઘુવડની માફક જેની પ્રકૃતિ જ અવળી છે, તેઓને માટે તે જ ઉત્તમ પુરુષો ખોટા થઇ જાય છે. છતાં જેમ સૂર્યોદય થવાથી, ઘુવડને માટે અંધારું થઇ જવામાં સૂર્યનો દોષ નથી માનવામાં આવતો, તેમ જો અવળી પ્રકૃતિના માણસોને શ્રેષ્ઠ પુરૂષો સદોષ જોવામાં આવે, તો તેમાં તે ઉત્તમ પુરુષોને કોઇ દોષિત કહી શકતું નથી.

ચરિત્ર વર્ણન, વાચન કે શ્રવણ, જોકે બન્નેય પ્રકારના માણસોનું કરવામાં આવે છે. એકને ખોટું સમજીને, અને બીજાને સારૂં સમજીને. એકના ચરિત્રને આદર્શ માની, તે પ્રમાણે આચરણ કરવા માટે અને બીજાના ચરિત્રને ત્યાજ્ય માની, એવાં આચરણથી બચવા માટે. સદાચારીનું ચરિત્ર ગ્રાહ્ય માનવામાં આવે છે અને દુરાચારીનું ચરિત્ર ત્યાજ્ય માનવામાં આવે છે.

હરિશ્ચંદ્રના ચરિત્રમાં સત્યમાં અટલ, દાનમાં વીર, કષ્ટમાં ધીર અને ગંભીર રહેવાનો આદર્શ સાપડે છે. અને તારાના ચરિત્રથી સ્ત્રી-ધર્મ, પતિપ્રેમ, પતિસેવા, ધર્મરક્ષા તથા ગૃહકાર્યમાં દક્ષતા વગેરે બાબતોનો આદર્શ સાંપડે છે, અને રોહિતના ચરિત્રથી પણ થોડીઘણી શિખામણ મળે છે, જેનું વર્ણન યથાસ્થાને કરવામાં આવ્યું છે,

જગતમાં જેટલા જેટલા દાનવીરો થયા છે, જેટલા જેટલા સત્યવાદી અને સત્યપાલક થયા છે, તે સૌમાં હરિશ્ચંદ્રનું સ્થાન મુખ્યપણે માનવામાં આવે છે. બધા લોકો કહે છે, કે ધન્ય છે હરિશ્ચંદ્રને, કે જેણે ખાવા માટે એક ટંકનું ભોજન પણ પાસે ન રાખ્યું અને શરીરપર માત્ર જરૂરી વસ્ત્ર રાખીને, પોતાની અને પોતાના પુત્ર તથા સ્ત્રીની ભવિષ્યની ચિંતા ન રાખતાં, રાજ્યપાટાદિ સઘળું દાનમાં આપી દીધું. એટલું જ નહિ, બલ્કે, વચનદ્વારા સ્વીકારેલી દક્ષિણા, પાસે એક પૈસો પણ ન હોવા છતાં, બરોબર ચોક્કસ મુદ્દતે આપવાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહ્યા અને સ્ત્રીને વેચી તથા પોતે પણ વેચાઇને, પોતાના વચનનું પાલન કર્યું. આ ઉપરાંત પણ પોતાની સ્વામિની [ ભંગણી ] ના કટુ શબ્દો પ્રસન્નતાપૂર્વક સહન કરતા રહ્યા, અને એ સમયનું સ્મરણ કરીને કોનું કઠોર હૃદય કરૂણાથી દ્રવિત થાય નહિ, કે જ્યારે આટલું સંકટ વેઠયા છતાં પણ સ્મશાનમાં અર્ધ-રાત્રિને સમયે પોતાના એક ના એક પુત્રનું શબ જોઇને, તેમ જ પોતાની અર્ધાંગનાનો વિલાપ સાંભળીને પણ સત્યથી ચલિત ન થયા, તથા કર લીધા વગર, પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર ન થવા દીધો!

હરિશ્ચંદ્રની જેમ તારા પણ જગતની પતિવ્રતા સ્ત્રીઓમાંની એક હતી, જે પોતાના પતિને કર્ત્તવ્યથી પરાંગમુખ અને વિલાસમાં મગ્ન થયેલ જોઇ, સાંસારિક સુખોને તિલાંજલી આપી, તેમને પોતાના કર્ત્તવ્ય પથપર લાવવામાં અને વિલાસિતાના સાગરમા ડૂબતા બચાવવામાં તત્પર થઇ ગઇ. એક ટંકનું ભોજન મલવાની આશા ન રહેવાની પરિસ્થિતિ ઉત્પન્ન થવા છતાં, પણ રાજ્યસુખને ભૂલી, પતિની સાથે સાથે વનનાં અસહ્ય દુઃખો સહન કરવામાં અને પોતે હજારો સેવિકાઓ વડે સેવાતી, તે વાતનું પણ લક્ષ ન કરતાં, પતિની સાથે મજુરી કરવામાં જ આનંદ માનવા લાગી. એટલું જ નહિ, પણ પતિના વચનની રક્ષાને માટે પહેલાં પોતે પણ વેચાઈ. એક માણસનું પેટ ભરવા માટે જે પૂરતું ભોજન નથી, એટલા જ ભોજનમાં પુત્રને પણ ભોજન કરાવ્યું અને તેમાં પોતે

પણ નિર્વાહ કર્યો. આટલું કષ્ટ સહીને પણ, લોભ તરફ જરાપણ આકર્ષાઇ નહિ. ઘણા કાળના વિયોગ પછી પતિનું મિલન થવા છતાં પણ પોતાના ખરીદનારની રજા વગર હરિશ્ચંદ્રને ઘડો ન ચડાવ્યો. અંતમાં પુત્ર વિયોગના દુઃખથી દુઃખિતાવસ્થામાં પણ જેને પતિના કાર્યની ચિંતા રહી.

રોહિત પણ, જગતના બાળકો પૈકીનો એક હતો. જે બાલ્યાવસ્થામાં પણ માતા-પિતાનું દુઃખ સમજતો હતો. તેઓને વધારે દુઃખ ન થાય, એ બાબતનું લક્ષ રાખતો હતો અને નિર્લોભિતા, વીરતા તથા સ્વાતંત્રતા જેના રગ-રગમાં ભરી હતી.

આવા આદર્શ સાહિત્યનું જે ગૌરવ. ભારતને સાંપડયું છે, તે અન્ય દેશોને ભાગ્યે જ સાંપડયું હોય. જ્યા અન્ય દેશોનું સાહિત્ય જૂઠ, ચોરી, વિશ્વાસઘાત આદિ નિકૃષ્ટ કાર્યોનો આદર્શ સ્થાપિત કરે છે, ત્યાં ભારતનું સાહિત્ય દાન, ત્યાગ સત્ય, સ્વામિભક્તિ, વિશ્વપ્રેમ વગેરેનો ઉચ્ચતર આદર્શ શીખવે છે છતાં તેની સાથે જ ભારતનું એ દુર્ભાગ્ય પણ છે કે, જ્યાં એક અને અન્ય દેશોનું સાહિત્ય વૃધ્ધિ પામતું જાય છે, ત્યાં ભારતમાં મુસલમાનોની અગ્નિલીલાથી બચેલાં સાહિત્યને ભારતીયો જ કલંકિત કરી રહ્યા છે. જે હરિશ્ચંદ્ર અને તારાનું ચરિત્ર વિશ્વમાં અદ્વિતીય માનવામાં આવે છે, તે જ હરિશ્ચંદ્રનું દાન તથા તારાની પતિભક્તિને, કેટલાક લોકો પાપ બતાવીને, પોતાના દેશ અને ધર્મના ઉત્કૃષ્ટ સાહિત્યને નિકૃષ્ટ બનાવી રહ્યા છે. એવા લોકો, પોતે તો દાન નથી કરી શકતા, કરે પણ ક્યાંથી ! કારણ કે તેમાં પણ વીરતાની જરૂર પડે છે. એટલે દાનને જ પાપ કહીને, તેની પુષ્ટિ હરિશ્ચંદ્રના કષ્ટોનું ઉદાહરણ આપીને કરે છે. સ્ત્રીઓ પોતે તો પતિભક્ત હોતી નથી, તેઓ તો સુવર્ણભક્ત હોય છે, આ પ્રમાણે તારાની નિષ્કામ પતિભક્તિને પાપ કહીને સંતોષ માની લે છે. સારાંશ એ છે કે, ભારતના આવાં નિર્મળ સાહિત્યને પણ કેટલાકો વિનાસંકોચે મલિન બનાવી રહ્યા છે.

જે ભારતભૂમિને હરિશ્ચંદ્ર, તારા અને રોહિત જેવાં રત્નો ઉત્પન્ન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે, જે અયોધ્યામાં તેમનો જન્મ થયો, જે કાળમાં તેઓ થયા છે જે વંશને તેમણે જન્મ લઇને ગૌરવાન્વિત કર્યો છે એ બધાને આધુનિક લોકો ધન્ય માને છે.

જેમ ગાયમાં કામધેનુ આદર્શ મનાય છે, તેમ કથાઓમાં હરિશ્ચંદ્ર કથા આદર્શ છે. તેને આદર્શ માનીને તે પ્રમાણે આચરણ કરનારઓથી પાપ હમેશાં દૂર જ રહ્યા કરે છે અને તેઓની ઉન્નતિ દિન-પ્રતિદિન વધવા પામે છે.

છેવટમાં અમારે એટલું જ નિવેદન કરવાનુ રહે છે કે પૂજ્યશ્રી મહારાજનાં વ્યાખ્યાનો શાસ્ત્રીય ભાષાં અને શાસ્ત્ર-સિદ્ધાંત અનુસાર અપાયાં છે; છતાં કાર્યકર્તાઓ તરફથી ભૂલો થવા સંભવ છે. તેથી આ આવૃત્તિમાં કોઈ એવો દોષ વાંચનારને દ્રષ્ટિગોચર થાય તો તેણે અમને જણાવવા કૃપા કરવી. કોઇ ત્રુટી જણાય તો તે અમારી છે, પરન્તુ પૂજ્ય મહારાજ તેમાંથી તદ્દન મુક્ત છે. વાચક કોઇ દોષ પરત્વે અમારૂં ધ્યાન ખેંચશે તો તે સુધારવા અમે બનતો પ્રયત્ન કરશું. सुज्ञेषु किं बहुना ।

| | |
|---|---|
| રતલામ,<br>અષાડી પૂર્ણિમા<br>સં. ૧૯૯૧ વિ૦ | ભવદીય,<br>વર્દ્ધભાણુ પીતલિયા પ્રેસીડેન્ટ,<br>બાલચંદ શ્રીશ્રીમાલ સેક્રેટરી. |

---

# અનુક્રમ.



## પુસ્તકો મળવાનાં ઠેકાણાં :—


૧ યતિ છોટેલાલ ઠે. રાંગડીચોક — બીકાનેર.

૨ જીવનલાલ છગનલાલ સંઘવી. પંચભાઇની પોળ — અમદાવાદ

૩ ગુર્જરગ્રન્થરત્ન કાર્યાલય. ગાંધીરોડ — અમદાવાદ

૪ જૈનભાસ્કરોદય પ્રિન્ટિંગ પ્રેસ — જામનગર

૫ બુકસેલર મોહનલાલ ડોસાભાઇ શાહ — રાજકોટ

૬ જૈનધર્મ પ્રસારકસભા. — ભાવનગર

૭ શાહબ્રધર્સ પ્રિન્ટિંગ પ્રેસ — રાજકોટ



# સત્યમૂર્તિ

## [હરિશ્ચંદ્ર-તારા]



## પ્રકરણ ૧ લું

### રાજાનો મોહ

સરયૂ નદીને કિનારે આવેલી અયોધ્યા નામની નગરી પ્રસ્તુત કથાના નાયક હરિશ્ચંદ્રની જન્મભૂમિ અને રાજધાની માનવામાં આવે છે. પાણીની અધિકતાવાળા પ્રદેશોમાં, એક તો નૈસર્ગિક સુંદરતા હોય છે, તેમાંય વળી અયોધ્યાનગરી! જેનાં કુદરતી સૌંદર્ય અને મહત્તાના વર્ણનમા ગ્રન્થોનાં પૃષ્ઠોનાં-પૃષ્ઠો ભરેલાં પડ્યાં છે. ભગવાન ઋષભદેવ, અજિતનાથ, અભિનંદન, અનન્તનાથ આદિ તીર્થંકરો અને શ્રીરામચંદ્ર જેવા- મહાપુરુષોને ઉત્પન્ન કરવાનું સૌભાગ્ય અયોધ્યાને જ પ્રાપ્ત થયું છે.

અયોધ્યાનગર, સરયૂનદીના તટપર ઉપવનની જેમ શોભી રહ્યું હતું. આ અયોધ્યાના નિવાસીઓ સુંદરતા અને સ્વભાવમાં આ ઉપવનના પુષ્પોની માફક પ્રતીત થતા હતા. પુષ્પોમાં જેમ સુગંધનો ગુણ છે તે જ પ્રમાણે ત્યાંના લોકો કોમળતાને માટે પણ પ્રસિદ્ધ છે. તેમ છતાં તેઓની આ કોમળતા અને સુગંધ, કઠોરતા ઉપર અવલંબિત છે અર્થાત્ તેમની સ્થિતિ એ કઠોર વસ્તુપર છે, જેને ડાળી કહે છે. એજ પ્રમાણે અયોધ્યાવાસીઓમાં, જ્યાં નમ્રતા, કોમળતા અને પરોપકારરૂપી સુગંધ હતી ત્યાં તે ગુણોની સ્થિતિને માટે, તેમનામાં વીરતા રૂપી કઠોરતા પણ હતી,

જો માણસ કેવળ નમ્રાતિનમ્ર રહે અથવા કેવળ કઠોરને કઠોર જ રહે, તો સંસારવ્યવહારમાં તે શ્રેષ્ઠ-યોગ્ય ગણાતો નથી. જે માણસ સાકરના જેવો હોય છે, અર્થાત્ જેમ સાકર મ્હોંમાં મૂકવાથી તો મિઠાશ આપે છે, પણ શરીરપર મારવાથી ઇજા પહોંચાડે છે, તે જ પ્રમાણે જે માણસ સદ્દગુણોની સાથે તો નમ્ર, છતાં દુર્ગુણોની સાથે કઠોર રહે છે તે જ માણસ સંસારવ્યવહારમાં કુશલ મનાય છે. અસ્તુ.

આ અયોધ્યારૂપી ફુલવાડીમાં એક ફુલ એવું હતું, કે જે પોતે પણ સુગંધિત હતું અને પોતાની સુગંધથી બીજાં ફુલોને પણ સુગંધિત કરી રહ્યું હતું અખિલ સંસાર આ ફુલને ઉત્તમ ગણતો અને તેની પ્રશંસા કરતો. આ ફુલનુ નામ હતું '**રાજા હરિશ્ચંદ્ર**'. હરિશ્ચંદ્ર જ્યાં, અવધનિવાસીઓમા ઉત્કૃષ્ટ મનાતો, ત્યાં જ તેનામાં સુગંધ, કોમળતા અને કઠોરતાનાં ગુણો પણ વધારે હતાં

ફૂલ, જો એમ સમજે કે હું સ્વતંત્ર છું ડાળીને આશ્રિત નથી, એટલે ડાળી કાંઇ કામની નથી અને જો ડાળી એમ સમજે કે ફુલ મારાપર માત્ર બોજા રૂપે છે, એનાથી મને કાંઇ લાભ નથી તો બંનેની શોભા નષ્ટ થઇ જાય. ફુલ જ્યાંસુધી ડાળી પર છે ત્યાંસુધી જ તેની શોભા છે અને ડાળીપર જ્યાંસુધી ફુલ છે ત્યાં સુધી જ-તે ડાળીની

શોભા છે. એ જ પ્રમાણે જો મોટાઓ એમ સમજે કે 'હું મોટો છું અને બીજા લોકો તુચ્છ છે' અને ન્હાનાઓ એમ સમજે કે 'આ મોટાઓ અમારું કાંઇપણ બગાડી શકતા નથી, અમે તો સ્વતંત્ર છીએ,' તો કામ ચાલી શકતું નથી. એમ થવાથી તો બંનેને હાનિ પહોંચવાનો સંભવ છે. પોતપોતાના ધર્મને સમજીને, જ્યારે મોટો એમ સમજે કે હું, ન્હાનાઓ હોવાથી જ મોટો છું અને એમણે જ મને મોટો બનાવ્યો છે, તથા ન્હાનો એમ સમજે કે મોટાથી જ મારી શોભા છે અને તેનાથી જ મારી રક્ષા છે, ત્યારે જ કાર્ય સુંદરરૂપે ચાલી શકે. રાજા અને પ્રજામાં આ વિચારોના અસ્તિત્વથી જ કદાપિ અશાન્તિ થતી નથી, તેમ પરસ્પર વૈમનસ્ય ઉત્પન્ન થતું નથી.

હરિશ્ચંદ્રને પ્રજા અને પ્રજાને હરિશ્ચંદ્ર પ્રાણની જેમ પ્રિય હતો. હંમેશા એક બીજાના કલ્યાણની ચિંતા પરસ્પર કરતા હતા, એક બીજાને દુ:ખમાં ધકેલવાનો કદી વિચાર સરખોએ થતો ન હતો.

હરિશ્ચંદ્ર માટે કહેવાય છે કે તે રામચંદ્રજીથી ૨૭ પેઢી પહેલાં, એક જ કુલમાં ઉત્પન્ન થયા હતા વૈજ્ઞાનિકોનું કથન છે કે સંતાન પોતાના બાપદાદાઓની સંપત્તિની સાથે જ, પોતાના પૂર્વજોના ગુણ, સ્વભાવ, સ્વાસ્થ્ય આદિને પણ પ્રાપ્ત કરે છે. એ જ પ્રમાણે હરિશ્ચંદ્રના ત્યાગાદિને જોતાં જો રામચંદ્રમાં રાજત્યાગનો ગુણ હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. આંબાના વૃક્ષમાં જો કેરીઓ લાગે તો તેમાં શી વિશેષતા!

જો કે હરિશ્ચંદ્ર એક ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયા હતા, બુદ્ધિમાન હતા, પ્રજાની રક્ષામાં તન, મન, ધનથી જોડાયલા રહેતા હતા, તથાપિ સંસારમાં ભાગ્યે જ એવા વિરલ મનુષ્યો નિકળશે કે જેઓ યુવાવસ્થાની ધૂનમાં ન આવ્યા હોય. યુવાવસ્થા પામીને, ઉન્મત્ત ન બની ગયા હોય. યુવાવસ્થાની સાથે જ જો કદાચ ધનવૈભવ પણ મળી ગયાં તો સમજો કે વાંદરાને દારૂ પીવરાવી દેવામાં આવ્યો, અને કદાચ યોગાનુયોગે રાજસત્તા

પણ મળી ગઇ, તો પછી કહેવાનું જ શું હોય ? આવી દશાને માટે તો તુલસીદાસજીની આ ઉક્તિ કહેવી અસ્થાને નથીઃ—

ग्रह गरसित पुनि वातवश, तेहि पुनि वीछी मार ।
ताहि पिआइय वारुणी, कहहु कवन उपचार ॥

એક બીજા કવિએ કહ્યું કેઃ—

यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय, किमु यत्र चतुष्टयम् ॥

અર્થાત્ઃ—યુવાની, ધનસંપત્તિ, પ્રભુતા અને અજ્ઞાનતા એમાંથી દરેક અનર્થકારી છે. જ્યાં એ ચારે એકી સાથે મળી હોય ત્યાંની તો વાત જ ન પૂછો.

યુવાવસ્થામાં મસ્ત રહેતો મનુષ્ય, પ્રાયઃ કામભોગમાં વધારે આસક્ત રહે છે. તેને કર્ત્તવ્ય અકર્ત્તવ્યનું ઘણું જ ઓછું ધ્યાન રહે છે. તેનું ધ્યાન તો માત્ર સ્ત્રીઓના સૌંદર્ય, તેના હાવભાવ વગેરેમાં જ રહે છે અને તેમના સમયને વધારે ભાગ એના જ કાર્યોમાં વ્યતીત થયા છે. પુરુષની આવી અવસ્થામાં, જો કદાચ સ્ત્રી પણ એ પ્રકારની જ મળી ગઇ, તે પણ યુવાવસ્થાને લીધે કામભોગની દાસી બની ગઇ, તો પછી પુરુષની સાથે તે પોતે પણ વિલાસની મોટી ખાઇમાં જઇ પડે છે અને પોતાનો તથા પોતાના પતિનો નાશ કરી લે છે. પણ જો કદાચ સ્ત્રી સાવધાન તથા વિવેકવાન બની, તો તે પતિને પણ વિલાસમાં ડૂબતો બચાવી લ્યે છે અને તે પોતે પણ બચી જાય છે.

આ યુવાવસ્થારૂપી પિશાચિનીએ, હરિશ્ચંદ્રને પણ દબાવ્યો. જો કે તેણે હરિશ્ચંદ્રને વિલાસપ્રિય બનાવી દીધો, પરન્તુ તે પરસ્ત્રી તરફ તેનું ધ્યાન લઇ જવામાં અસમર્થ બની. હાં, પોતાની નવપરિણીત સૌંદર્યવતી રાણી તારાના મોહપાશમાં હરિશ્ચંદ્ર જરૂર એવો તો સપડાઇ

ગયો કે તેને તારા વિના આખો સંસાર શૂનો (જડ. શૂન્યવત્) દેખાવા લાગ્યો. તારા તેની આંખોની તારા બની ગઇ અને તારા વગર તેને એક ક્ષણ પણ પસાર કરવી મુશ્કેલ થઇ પડવા લાગી આ વખતે, મહારાજા હરિશ્ચંદ્ર કેવળ સ્ત્રી સુખને જ સુખ માની બેઠો. ઉઠતાં બેસતાં, ખાતાપીતાં, તેને તારા, તારાની જ ધૂન લાગી રહેતી. દેશ અને રાજ્યમાં શું થાય છે, રાજ્યાધિકારીઓ પ્રજા સાથે કેવો વર્તાવ રાખે છે, પ્રજા સુખી છે કે દુઃખી વગેરે બાબતોની તેને લેશપણ દરકાર રહી નહિ.

રાજા, જ્યારે પોતે પ્રજા તરફથી ઉદાસીન બની વિલાસમાં ડૂબી જાય છે ત્યારે પ્રજા તથા દેશની શી દશા થાય છે, તેના અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ છે. અહિંઆ ભારતસમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ અને મહારાણા ઉદયસિંહનું નામ આપવું ઉચિત ગણાશે. હરિશ્ચંદ્રના વિલાસી બની જવાથી અને રાજ્યકાર્ય તરફ નજર ન નાખવાથી આ દશા થવા લાગી. અધિકારી વર્ગ પ્રજાનું ધન શોષણ કરીને પોતાનું હિત સાધવા લાગ્યા અને પ્રજાનાં સુખદુઃખની ચિન્તા કરનાર કોઈ ન રહ્યું.

જેમ જેમ મહારાજા હરિશ્ચંદ્ર વિલાસમગ્ન બનતો જતો હતો, તેમ તેમ તેની કાન્તિ, સુંદરતા, વીરતા, ધીરતા, બુદ્ધિ, બળ વગેરેનો પણ નાશ થતો જતો હતો. કોઈ કવિએ કહ્યું છે કેઃ—

**कुरङ्गमातङ्गपतङ्गभृङ्ग-मीनाः हताः पञ्चभिरेव पञ्च ।**
**एकः प्रमादी स कथं न हन्यते, यः सेवते पञ्चभिरेव पञ्च ॥**

અર્થાત્—હરણ, સાંભળવાનાં વિષયસુખથી, હાથી સ્પર્શેન્દ્રિયના વિષયસુખથી, પતંગ આંખના વિષયસુખથી, ભમરો નાકના વિષયસુખથી, અને માછલી જીભના વિષય સુખથી નાશ પામે છે. તો જે એક જ માણસ આ પાંચે વિષયોનુ સેવન કરતો હશે તે વગર મોતે કેમ નહિં મરી જાય ?

એ જ પ્રમાણે, મહારાજા હરિશ્ચંદ્ર સઘળી જાતના પતનને પંથે જઇ રહ્યો હતો. તેને તેનું કિંચિત પણ લક્ષ ન હતું, કે હું અધઃપતનને માર્ગે જઈ રહ્યો છું. એ તો એમ જ ધારતા કે સંસારમાં આના જેવો બીજો આનંદ છે જ નહિ. અર્થાત્-તે પતનને તે આનંદ માની રહ્યો હતો.

જો કે રાજા પોતે વિલાસપ્રિય બની ચૂકયો હતો, પરન્તુ રાણી તારા ચતુર અને વિવેકશીલ હતી એટલે તેના પર વિલાસીતાનો એવો પ્રભાવ ન પડયો. પતિની દશાને દેખી, તથા દાસીઓના મોઢેથી પ્રજાનાં દુઃખ, રાજ્યાધિકારીઓના અન્યાય અને રાજ્યકાર્ય ન જોવાને લીધે, પ્રજાદ્વારા પોતાના પતિની નિંદાને સાંભળી, રાણીને વિચાર થયો કે જે પ્રજાની પાછળ મારા પતિ રાજા અને હું રાણી કહેવાઉં છું, જે પ્રજાના ધનને અમે અમારા ઉપયોગમાં લઇએ છીએ, જે પ્રજાના દુઃખને મટાડી, તેની રક્ષા કરવી એ પતિનું અને એની સાથે જ મારું કર્તવ્ય છે, એ જ પ્રજાનાં સુખદુઃખની ચિંતા ન કરતાં, પોતાની મોજ-મજામાં પડયા રહેવું, એ નર્કમા લઈ જવા જેવી બાબત છે. પતિ, મારા જ કારણે મહેલની બહાર જતા નથી, મારા જ સૌંદર્ય પર તેઓ મુગ્ધ બની રહ્યા છે, તે માટે મને તથા મારા રૂપયૌવનને સેંકડોવાર ધિક્કાર છે, કે જે રૂપ, અને યૌવન મારા પતિને આ રીતે ભ્રમણામાં નાંખીને, કર્ત્તવ્યભ્રષ્ટ કરી રહેલ છે; તેમજ તેમને આ લોકમાં કલંકિત તથા પરલોકમાં ગુન્હેગાર [ શિક્ષાપાત્ર ] બનાવી રહેલ છે. 'મારા માથે કયા કાર્યનો બોજો છે; હું રાજા શાથી કહેવાઉં છું' વગેરે બાબતોનું તેમને ધ્યાન ન રહેવાનું કારણ હું જ છું. મારે જ લીધે, આજે સૂર્યવંશની અખંડ યશકીર્તિમાં કલંક લાગી રહ્યું છે. જે પતિની આકૃતિ દેખતાં જ શાંતિ મળતી; જેનો ચહેરો ગુલાબના પુષ્પની જેમ હંમેશાં પ્રફુલ્લિત રહેતો, જેમનું શરીર હુષ્ટ-પુષ્ટ અને સુસ્વરૂપવાન હતું, એ પતિની આજે કેવી દશા છે! આ વખતે તેઓ માત્ર શૃંગારથી જ સુંદર દેખાય છે, પણ વાસ્તવિક સુંદરતા તો તેમને છોડી ગઇ છે અને તેનું કારણ

હું જ છું. મારા જ પ્રેમે, પતિના ચંદ્ર જેવા સુખદાયક સાંદર્યમાં કલંક લગાડયું છે; પરન્તુ શું પ્રેમ એવી નિકૃષ્ટ–હલકી વસ્તુ છે? શું પ્રેમ પતનને માર્ગે ઘસડી જાય છે? શું પ્રેમ, સૌંદર્યનો આ પ્રમાણે ઘાતક છે? શું પ્રેમી મનુષ્ય કર્ત્તવ્ય માર્ગ પર સ્થિર નથી રહેતો? નહિં, નહિં, એવું નથી. જો પ્રેમ એવો હોત, તો સંસારમાં કોઇ તેનું નામ જ ન લેત. પ્રેમ, પ્રેમ તો એ વસ્તુ છે કે જે ઉન્નતિ તરફ પગરણ મંડાવે છે, તેજ, ઉત્સાહ અને જ્ઞાનની વૃદ્ધિ કરે છે, બલવીર્યની રક્ષા કરે છે, ઉદારતા અને ગંભીરતાને વધારે છે, તથા પોતાના કર્ત્તવ્ય પંથથી કદી વિચલિત થવા દેતો નથી.

આ પ્રમાણે વિચારતાં, વિચારતાં રાણી ગંભીર ચિંતાસાગરમાં નિમગ્ન બની ગઇ. તે વિચારવા લાગી કે, જો પ્રેમ ખરાબ નથી તો પછી પતિની આ દશા થવાનું કારણ શું છે? શું સ્ત્રીપ્રેમ ખરાબ છે? શું સ્ત્રીઓનો પ્રેમ એટલો હલકો છે? શું સ્ત્રીઓનું જીવન એટલું અધમ છે કે તેનાથી પ્રેમ કરનાર મનુષ્ય પતિત બની જાય છે? શું સ્ત્રીઓનો પ્રેમ પોતાના પતિના યશરૂપી ચંદ્રમાને માટે રાહુ જેવો છે? યદ્યપિ જો એમ હોત, તો સંસારમા કોઈ સ્ત્રીઓનું નામપણ ન લેત સ્ત્રીઓથી હંમેશાં દૂર જ રહ્યા કરત અને એને વિષની જેમ ત્યાજ્ય સમજત તો પછી મારા પતિના ગૌરવ અને સૌંદર્યપર કંલક લગાડવાનું શું કારણ છે?

વિચારતા–વિચારતા રાણીને જણાયું કે આ કલંક સાથે પ્રેમને કોઈ જાતનો સંબંધ નથી. તેનો સંબંધ તો મોહ સાથે જ છે. જે પ્રેમને માટે પતિ–પત્નિનો સંબંધ સ્થાપિત થાય છે, તે પ્રેમ તેજ, ઉત્સાહ વગેરેનો નાશક નહિ; પણ વર્ધક છે. જે તેજ, ઉત્સાહ વગેરેનો નાશ કરે, અજ્ઞાનતા, અકર્મણ્યતા આદિની વૃધ્ધિ કરે; જેના અસ્તિત્વથી મનુષ્ય કોઇ એક વિશિષ્ટ વસ્તુ સિવાય સંસારના બીજા સત્કાર્યોથી દુર થઇ જાય, જે મનુષ્યની મનુષ્યતાનો જ લોપ કરી દે, તેનું

નામ મોહ છે, પ્રેમ નહિ મારાપર પતિનો પ્રેમ નહિ. પણ મોહ છે. છતાં હું આજસુધી આ બાબતને ન સમજી શકી અને મારી આ ભૂલે જ, મારા પતિના યશચંદ્રમાં કલંક લગાડનારી સાબીત થઇ છે. મને હવે એ ઉચિત જ નહિ, બલ્કે મારૂં કર્તવ્ય છે કે, હું પતિના મોહને દૂર કરાવી તેમને કર્ત્તવ્ય પંથ પર સ્થિર કરૂં અને તેમનું, મારૂં તથા કુલનું કલંક ધોઇ નાખું.

સ્ત્રી જેવીરીતે પતિની સેવિકા હોય છે, તેવી જ રીતે તે પતિની શિક્ષિકા પણ બની શકે છે. સારાં કાર્યોમાં પતિને સહાય કરવી અને તેને ખોટાં કામોથી બચાવવો, એ પત્નીનું કર્ત્તવ્ય છે. એ જ કારણે પત્ની પતિની ધર્મસહાયિકા ગણાય છે. કર્તવ્ય પર સ્થિર રહેવું એ જ ધર્મ છે અને એમાં સહાયતા આપવી એ પત્નીનું મુખ્ય કર્ત્તવ્ય છે. જો, પતિ પોતાના કર્ત્તવ્યથી હઠીને, અકર્ત્તવ્યમાં તલ્લીન બની રહ્યું હોય તો તેને ઉચિત ઉપાયો વડે કર્તવ્ય પંથપર સ્થિર કરવાનું કામ પત્નીનું છે. એ જ પ્રમાણે પુરૂષ પણ પોતાની પત્નીને સન્માર્ગ પર લાવવા માટે જવાબદાર છે. આવી પરિસ્થિતિમાં ક્યા અને કેવા ઉપાયોથી કામ લઇ શકાય છે, વગેરે બાબતો તારાના ચરિત્રથી પ્રકટ થશે. અસ્તુ.

પતિ પોતાના ઉપર મોહિત છે, અને એથીજ તેઓ પ્રજાના સુખદુઃખ વગેરેથી અજ્ઞાત છે, આ વાતની રાણીને માલમ થતાં જ તે પ્રજાની સ્થિતિ જાણવા માટે આતુર થઇ ગઇ. તેણીએ ગુપ્તરીતે પ્રજાનાં સુખદુઃખ અને રાજાના સંબંધમાં પ્રજાનો અભિપ્રાય જાણવા માટે દાસીઓને નગરમાં મોકલી.

નગરમાં ચારે તરફ, રાજ્યની દુર્વ્યવસ્થાની નિંદા થઇ રહી હતી. લોકો બોલતા હતા કે રાણીને પ્રાપ્ત કરવાથી રાજાને રાજ્યની સ્થિતિ સુધારવી જોઇતી હતી અને પ્રજાનાં દુઃખ દૂર કરીને તેને સુખી બનાવવાના પ્રયત્ન કરવા જોઇતા હતા. પરન્તુ રાણી મળવાથી રાજા પોતે

પણ કામાંધ બની ગયો. તે રાજ્યકાજ તરફ તો દષ્ટિપાત પણ નથી કરતો. રાજ્યનું કામ તો નોકરોના ભરોસા પર છોડી દીધું છે. તેની દ્રષ્ટિ તો માત્ર રાણીનાં નેત્રો તરફ જ રહે છે.

પ્રજા અને રાજા વચ્ચે પિતા-પુત્રના જેવો સબંધ હોય છે. પુત્ર જો અનીતિ કરતો હોય, પોતાના કર્તવ્યથી પતિત બનતો હોય તો પિતા તેને શિખામણવડે એમ કરતાં રોકે છે. એ જ પ્રમાણે જો પિતા કર્ત્તવ્યથી પરાંગમુખ અને અનીતિમાં પ્રવૃત્ત બને છે તો નીતિ, પિતાનાં કાર્યોનો પણ વિરોધ કરવાની આજ્ઞા આપે છે, . એ વખતની પ્રજા પોતાનું તથા રાજાનુ કર્ત્તવ્ય સારીરીતે સમજતી હતી એટલે એને રાજાની વિરૂદ્ધ એવુ કહેવામાં જરાપણ ભય ન થયો. આજની પ્રજા રાજાના અનેક અન્યાયોનો પણ વિરોધ નથી કરતી તે એટલે સુધી કે પ્રજાની પુત્રીઓ અને કુલવધુઓનાં સતીત્વ હરણ કરતાં છતા પણ રાજાને અન્યાયી કહેવાનુ સાહસ નથી કરી શકતી, જ્યારે તે વખતની પ્રજાને પોતાની જ સ્ત્રીની મોહજાળમા ફસાયેલ રાજાની કડવી ફરિયાદ કરવામાં લેશ પણ ભય ન હતો. આ તફાવતનું કારણ—પોતાના કર્ત્તવ્યને ન સમજવું અને તેના પર સ્થિર ન રહેવુ—એ છે. જ્યાંસુધી મનુષ્ય પોતે સચ્ચારિત્રશીલ ન હોય, પોતે નીતિ અને ધર્મનું પાલન ન કરતો હોય ત્યાંસુધી બીજાના દુરાચાર, અનીતિ અને અધર્મનો વિરોધ નથી કરી શકતો.

દાસીઓએ પ્રજાના મુખે જે કાંઇ સાંભળ્યું હતું તે રાણી પાસે આવીને કહી સભળાવ્યું. રાણી પ્રજાની વાતો સાંભળીને પ્રજાની પ્રશંસા કરવા લાગી તથા પોતાના પતિનો મોહ દૂર કરવા માટે વધારે અધીર બની છતા તે સાથે તેણીને એક ચિંતા બીજી પણ થઇ ગઇ કે પતિનો મોહ કઇ રીતે દૂર કરી શકાય ?

મોટા-માણસોને કુમાર્ગથી સુમાર્ગ પર લાવવા એ સુકી લાકડીને નમાવવા જેટલું કઠણ કામ છે, એમાં પણ હઠાગ્રહી રાજાઓને સુધારવા કે બહુજ મુસ્કેલ છે. છતાં ઉદ્યોગી મનુષ્યને માટે કોઈ કાર્ય અસંભવિત નથી. અસંભવ એ કઇ વસ્તુનું નામ છે, તેને ઉદ્યોગી માણસો જાણતા જ નથી. એનો તો સિદ્ધાન્ત હોય છે કેઃ—

" देहं पातयामि वा कार्यं साधयामि वा "

અર્થાત્—કાંતો કાર્ય સિદ્ધ કરીને જ છોડશે અથવા તેના પર મરી પીટશે.

રાણી વિચારવા લાગી કે, હું પતિને કઈ રીતે સુમાર્ગ પર લાવું! અંતમાં તેણીએ પતિનો મોહ મટાડવાને માટે ઉપાય વિચારી લીધો અને એ ઉપાયને કાર્યરૂપમાં પરિણીત કરવા પ્રયત્નશીલ બની ગઇ.



## પ્રકરણ ૨ જું

# મોહનાશનો ઉપાય

ઉત્તમ મનુષ્ય, બીજાઓને સન્માર્ગે લાવવા—માટે, બીજાઓને સુધારવા—માટે, પોતે જ કષ્ટ સહન કર્યા કરે છે. જેટલા-જેટલા મહા-પુરૂષો થયા છે, તેમના જીવનચરિત્રો પરથી આ વાત સુપ્રસિદ્ધ છે કે, તે મહાપુરૂષોએ જે દુઃખ વેઠયાં છે, તે બીજાઓને સુધારવા માટે, બીજાઓને કુમાર્ગથી ખસેડી સુમાર્ગ પર લાવવા માટે. પોતે દુઃખ ભોગવીને ત્યાગ દર્શાવીને તેમ જ સ્વયં આચરણમાં મૂકીને જે—ઉપદેશ આપવામાં આવે છે જે—આદર્શ ખડો કરવામાં આવે છે, તેનો પ્રભાવ અવશ્ય સ્થાયી હોય છે. જે લોકો માત્ર બીજાઓને બોધ દેવામાં કુશલ હોય છે, પણ પોતે પોતાને એ ઉપદેશોથી વિના કારણ જ મુક્ત સમજે છે, એવા લોકોનો ઉપદેશ નિરર્થક-સિદ્ધ થાય છે તથા તેનાથી કાંઇ લાભ થતો નથી. આજના મોટા ભાગના ઉપદેશકો, શિક્ષકો, અધિકારીઓ અને નેતાઓમાં-આ દોષ સાંભળવામાં આવે છે, તેથી જ તેઓ પોતાના ઉપદેશ દ્વારા સુધારો કરવામાં તથા જનતાને કુમાર્ગથી હઠાવી સન્માર્ગ પર લાવવામાં નિષ્ફળ નીવડે છે.

ઘણા લોકો બીજાના દુર્ગુણો મટાડવા માટે પોતે પણ દુર્ગુણથી કામ લે છે; પરન્તુ દુર્ગુણ-થી-દુર્ગુણ મટતો નથી, પણ વધે છે. જેમ કે:—કોઇનામાં ક્રોધનો દુર્ગુણ છે. હવે તે ક્રોધના દુર્ગુણને દૂર કરવા માટે, જો ક્રોધથી જ કામ લેવામાં આવે અને એ ક્રોધી મનુષ્યને માર મારવા વગેરેની શિક્ષા કરવામાં આવે તો તેને તે દુર્ગુણ ઘટવાને બદલે વધશે. નષ્ટ થવાને બદલે વૃદ્ધિંગત થશે. અને નિર્મૂળ થવાને બદલે વિશાળ રૂપ ધારણ કરશે. તેના નાશને માટે ક્ષમા અને શાન્તિનો પ્રયોગ જ કરવો ઉચિત છે.

આજના મોટા ભાગના પતિ-પત્નિઓ પણ એક બીજાના દુર્ગુણને દુર કરવા માટે કોઈને કોઇ દુર્ગુણથી જ કામ લેતા સાંભળવામાં આવે છે પરન્તુ એમ કરવાથી તેઓ નિષ્ફળ જ નથી નીવડતા, બલ્કે તેમના દુર્ગુણની વૃદ્ધિ કરવામાં સહાયરૂપ બની જાય છે. એટલે દુર્ગુણનો પ્રતિપક્ષી સદ્‌ગુણ જ દુર્ગુણનો નાશ કરવામાં સમર્થ છે. સદ્‌ગુણોનો આદર્શ ઉપસ્થિત કરવાથી જ દુર્ગુણ નાશ પામે છે અને સદ્‌ગુણોની સહાયતાથી જ મનુષ્ય દુર્ગુણ છોડાવવાના કાર્યમાં સફળ થઇ શકે છે.

રાણી વિચાર કરે છે કે પ્રાણનાથને મોહમાં ફસાવવામાં તેમને તેમના કર્ત્તવ્યમાં ભ્રષ્ટ કરવામાં, તેમના શારિરીક સૌંદર્ય અને નૈસર્ગિક ગુણોનો નાશ કરવામાં હું જ કારણભૂત છું. મારૂં જ હાસ્ય, મારો જ શૃંગાર, મારા જ રંગ-રાગ પતિને માટે ઘાતક બન્યા છે. એમણે જ મારા પતિને મોહાવસ્થામાં ડૂબાડી દીધા છે. મોહના નાશનો ઉપાય ત્યાગ છે. ત્યાગનો આદર્શ ઉપસ્થિત કરવાથી જ મોહનો નાશ થઇ શકે છે. એટલે હું આ ત્યાગને જ અપનાવીશ અને હાસ્ય, શૃંગાર, રાગ-રંગ વગેરે વિલાસની વૃદ્ધિ કરાવનાર કાર્યોને છોડી મારૂ જીવન-ધન, મારા હૃદયેશ્વર મ્હારા પ્રાણાધારના મોહદાગ્દિને હઠાવી, જગતને બતાવી આપીશ કે સ્ત્રી-પ્રેમ કેવો હોય છે! સ્ત્રીઓ શું કરી શકે છે અને સ્ત્રીઓનું કર્ત્તવ્ય શું છે! હું પોતે વિલાસિતાને છોડી, વિલાસિતાને ઉત્પન્ન કરનારી વસ્તુઓ તથા એવાં કાર્યોને તિલાંજલી આપી મારા પતિને મોહાવસ્થામાથી જાગૃત કરીશ. હું વૈરાગિની (વૈરાગ્યવાન) નહિં બનું; પરન્તુ—એ શૃંગારો, એ આભૂપણો, એ હાસ્યકટાક્ષ, આદિ જે મારા પતિના મસ્તક પર, મારા શ્વસૂરના નિર્મળ વંશપર, એક રાજાના કર્ત્તવ્યપર અને પુરુપના પુરુપાર્થ પર કલંક લગાડી રહેલ છે તેને અવશ્ય ત્યાગી દઇશ. હું પતિની દાસી છું, પતિ મને પ્રાણની જેમ પ્રિય છે, તે ઇશ્વર સમાન મારા પૂજ્ય છે, એટલે તેમના પ્રેમને હું નથી છોડી શકતી કે

નથી ક્રોધિત બની શકતી; પરન્તુ તેમને મોહાવસ્થાથી સચેત કરવા માટે તેમની મોહનિદ્રાનો ભંગ કરવા માટે, તેમના પર ચોંટેલા કલંકને ધોઇ નાખવા માટે હું પ્રત્યક્ષમાં એ રૂપ ધારણ કરીશ કે જે ક્રોધનું અંતર્ગત કહેવાય છે. એટલુ જ નહિં પણ હું મરણાન્ત કષ્ટ સહન કરીને પણ મારા પતિને કર્ત્તવ્યપરાયણ બનાવીશ. તેમને તેમની ભૂલને બતાવીશ અને તેમને સુધારીને તેમની ગણના નીતિજ્ઞ તથા પ્રજાવત્સલ રાજાઓમાં કરાવીશ. તે સાથે સ્ત્રી જાતિને માટે આદર્શ પણ ઉપસ્થિત કરી દઇશ કે પોતાના આરાધ્યદેવ-પતિ ને કેવીરીતે નમ્રતા, ત્યાગ તથા તપશ્ચર્યાના સન્માર્ગ પર લાવી શકાય છે. હું મારા પતિના હિતને અર્થે તેમની શિક્ષિકા બનીશ. તેમને મારવાથી નહિ પણ ત્યાગથી, પ્રત્યક્ષમાં નહિ પણ પરોક્ષમાં અને અસ્થાયી નહિ પણ સ્થાયી શિક્ષા આપીશ કે અમુક સમય પછી તેઓ પોતે જ મારી પ્રશંસા કરે.

ક્યાં આજની તે સ્ત્રીઓ કે જે પતિને પોતાના મોહપાશમાં લપટાયલા રાખવા માટે અનેક ઉપાયો કરે છે. દેવી-દેવતાઓની માનતા કરે છે—જાદુ-ટોણા કરાવીને પતિને વશ રાખવાની પ્રવૃત્તિઓ આદરે છે—અને પતિને પોતાને સ્વાધિન કરીને—પતિને પોતાનો આજ્ઞાંકિત સેવક સમજીને—આનંદ પામે છે, પોતાનું ગૌરવ સમજે છે અને તેના તથા પોતાના સર્વનાશનું જરાપણ લક્ષ રાખતી નથી; અને ક્યાં તારા, જે પતિને પોતાના મોહપાશમાંથી છોડાવવા—તેને કર્ત્તવ્યપથ પર સ્થિર કરવા—અને કલંકથી મુક્ત કરવાનો ઉપાય કરી રહી છે. તારા જેવાં સ્ત્રીઓના ચરિત્રોએ જ આજે ભારતીય સ્ત્રી સમાજને ગૌરવાન્વિત કર્યો છે.

રાણીએ, એ વસ્ત્રાભૂષણો કે જે શૃંગાર નિમિત્તે અતિ હોંશથી પહેરતી હતી—જે પહેરવાથી રાણીની સુન્દરતા સોનામાં સુગંધની જેમ વધતી હતી, જે રાણીને અદ્યાપિ વિશેષ પ્રિય હતાં, જેને તે પોતાના રૂપ-લાવણ્યની વૃદ્ધિ કરવામાં સહાયરૂપ માનતી હતી—તે આભૂષણો તેણીએ વિના સંકોચે એકદમ ફેંકી દીધા અને એવાં સાધારણ આભૂષણો

ધારણ કર્યાં કે જે જરૂરનાં ન હતા, તથા જે પ્રત્યે તેને કદીપણ પ્રેમ ન હતો. તેણીએ તે કામ, જેમ સાપ એક કાંચળીને છોડી બીજી ધારણ કરી લ્યે છે તે પ્રમાણે કરી નાખ્યું. તેણીએ પોતાના મુખવદન પરનું હાસ્ય તથા પ્રફુલ્લતા એકદમ ગંભીરતામાં ફેરવી નાખ્યાં.

રાણીએ શરીરનાં ઉત્તમોત્તમ વસ્ત્રાભૂષણો તજી દીધેલાં જોઇ દાસીઓ ગભરાઇ ઉઠી. રાણીના ગંભીર ચહેરાને જોઇને તે દાસીઓનાં આશ્ચર્યનો પાર ન રહ્યો તેઓ રાણીને સવિનય પૂછવા લાગી, કે આજે તમે આ શુ કરી રહ્યા છો? વસ્ત્રાભૂષણો કેમ ફેંકી રહ્યા છો? અને આપના સ્વભાવ તથા આકૃતિમાં આ અચાનક ફેરફાર થવાનું કારણ શું છે? રાણી મારફત આ પ્રશ્નોનો જવાબ ન મળ્યો, એટલે પુનઃ તેઓ કહેવા લાગી કે આપ આ આભુષણોને ધારણ કરો અને આપની ગંભીરતાનું કારણ જણાવો; પરન્તુ આજે રાણી વસ્ત્રાભુષણોની દાસી થઇને રહેનારી—કૃત્રિમ ઉપાયો વડે પોતાના સૌંદર્યને વધારનારી—હાસ્ય, પ્રસન્નતા વડે પોતાના પતિને પતનાવસ્થામાં ધકેલનારી ન્હોતી રહી. બલકે આજ તેના વિચારો તેનાથી વિપરીત હતા તેણીએ દાસીઓ પર કૃત્રિમ ક્રોધ પ્રગટ કરતાં કહ્યું કે મને એની જરૂર નથી અને ભવિષ્યને માટે પણ તમોને ચેતવણી આપું છું કે મારી પાસે એવી કોઇ વસ્તુ ન લાવવામાં આવે.

જે રાણી હમેશાં રાગ-રંગમાં મસ્ત રહેતી હતી, જેનો ચહેરો સદા પ્રસન્ન રહેતો હતો, ગંભીરતા કે ચિંતાનું ચિન્હ જેના મુખવદન પર કદી જોવામાં ન્હોતું આવતું, વસ્ત્રાભૂષણાદિ શૃંગાર જેને ઘણા પ્રિય હતા, એ રાણીના સ્વભાવમાં એકા-એક આવું પરિવર્તન દેખીને તથા તેનો આ જવાબ સાંભળીને દાસીઓની ગભરામણ વધારે વધી ગઈ. તેઓ, રાણીને આમ કરવાનાં કારણનું અનુમાન પણ ન કરી શકી અને વિચારવા લાગી કે, આજે રાણીને શું થઈ ગયું, કે યોગિનીઓની જેમ વૈરાગ્યદશામાં પ્રવિષ્ટ બની છે અને આ પ્રમાણે ગંભીર

બની ગઇ છે! દાસીઓએ સત્વર ત્યાંથી દોડી જઇને રાણીના સ્વભાવ-પરિવર્તનના સમાચાર રાજાને આપ્યા. આ સમાચાર સાંભળતાં જ, રાજા પોતાની સુખદાત્રી રાણીની ચિંતામાં અધીર બન્યો અને તરત જ ત્યાંથી ઉઠીને તે રાણીના મહેલમાં આવ્યો. રાણીની આવી સ્થિતિ દેખીને રાજાની ચિન્તા અને આશ્ચર્યનો પાર ન રહ્યો. રાણીની મુખમુદ્રા જોઇને રાજા વિચારવા લાગ્યો કે, આજના જેવો તેનો ચહેરો મેં કદી પણ જોયો નથી, આજે ચહેરામાં આટલો ફેર-ફાર થવાનુ કારણ શું છે? તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

सुरपति बसहिं बाहुबल जाके, नरपति सकल रहहिं रुख ताके ॥
सो सुनि तिय रिसि गयउ सुखाई, देखहु काम प्रताप बड़ाई ॥
शूल, कुलिश, असि, अँगवनिहारे, ते रतिनाथ सुमन-शर मारे ॥

અર્થાત્—જેની બાહુબળની સહાયતાથી ઇન્દ્ર વશ થયો છે; સમસ્ત રાજાઓ જેનું રૂપ નિહાળી રહે છે, જે સ્ત્રીના ક્રોધને સાંભળીને સુકાઇ ગયો છે તે કામદેવનો પ્રભાવ છે. જે શરીરને છેદવામાં શૂલ, વજ્ર અને તલવારે પોતાની હાર સ્વીકારી છે, તે શરીર કામદેવના પુષ્પ-બાણુથી વિંધાઇ રહ્યું—નષ્ટ થઇ રહ્યું—છે.

તાત્પર્ય એ કે કેટલાકો ભલે વીરપુરૂષો હોય, તો પણ જો તેઓ કામી હોય તો પોતાની પ્રિય સ્ત્રીને રિસાયેલી જાણીને અવશ્ય ગભરાઇ જાય છે અને તેઓનું ધૈર્ય છૂટી જાય છે. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

व्याकीर्णकेशरकरालमुखा मृगेन्द्रा,
नागाश्च भूरि-मदराजिविराजमानाः ।
मेधाविनश्च पुरुषाः समरेषु शूराः
स्त्रीसन्निधौ परमकापुरुषा भवन्ति ॥

અર્થાત્—ગર્દન પર વિખરાયલા વાળો કરાળમુખી સિંહ, અત્યંત મદવાળો હાથી તથા બુદ્ધિમાન શૂરવીર પુરૂષો પણ સ્ત્રીઓની આગળ અતિ કાયર બની જાય છે.

એ જ પ્રમાણે રાજા હરિશ્ચંદ્ર પણ રાણીની આ દશા દેખીને વ્યાકુલ થયો. રાજાએ કામી પુરૂષોના સ્વભાવ અનુસાર ડરતા થકા રાણીને પૂછયું-'આજ તમને શું થયું છે ?'

તારા—શું થયું નાથ ! આપ આ પ્રશ્ન શું જોઇને કરી રહ્યા છે। ?

હરિશ્ચંદ્ર—જે શરીર પર તમે હમેશાં શૃંગારો સજતાં હતાં, અંગ-પ્રતિઅંગ આભૂપણોથી સુસજ્જિત રહેતું, તે આજે શૃંગાર અને આભૂષણો વિનાનું કેમ છે, તમારૂં મુખ જે સર્વદા પ્રફુલ્લિત રહેતું હતું તે આજે ગંભીર શાથી દેખાય છે ? તમારી મધુર મુખાકૃતિ જે મારા મનને હમેશાં આકર્ષિત રાખતી હતી તે આજ કયાં છુપાઇ ગઇ ? પ્રિયે, હું એ જાણવા માટે અત્યંત વ્યાકુળ છું કે તું મને દેખીને હમેશાં જે હાવ-ભાવ બતાવ્યા કરતી હતી, તે હાવ-ભાવે આજે નિષ્ઠુ-રતાનું રૂપ શાથી ધારણ કર્યું ? એક રાજ્યની મહારાણી બનીને ઉદાસીનતા ધારણ કરવાનું શું કારણ છે ?

તારા—સ્વામીન્ ! બસ કરો. જુઠો પ્રેમ બતાવવાને માટે આ પ્રકારની પ્રશંસા ન કરો.

હરિશ્ચંદ્ર—જુઠો પ્રેમ શાથી ? શું મારો આ પ્રેમ કૃત્રિમ છે ? સત્ય નથી ? શું હું તારા પર પ્રેમ નથી કરતો ?

તારા—નહિં નાથ, કદાપિ નહિ, આપ જો મારા પર સાચો પ્રેમ કરતા હોત તો મને આવું કહેવાનો વખત જ કેમ આવત ?

હરિશ્ચંદ્ર—આ તમે કેમ જાણ્યું કે હું તમારાથી પ્રેમ નથી કરતો ? આજ તમને મારા પ્રેમ વિષે શંકા થવાનું શું કારણ છે ? તમારા પર તો મેં રાજપાટ પણ છોડી દીધુ, તે તરફ કદી જોતો પણ નથી. હમેશાં તમારા પ્રેમનો ભિખારી બનીને રહું છું, તમારા પ્રેમને માટે સંસારને પણ હું તુચ્છ ગણું છું, વધારે શું કહું, જો આરાધ્ય-દેવી હોય તો તમે જ છો, પછી આ શંકા કેમ ?

રાણી—સ્વામી, હવે હું આપની આ અસત્ય ભુલામણીમાં નહિ ફસાઉં, હું આજસુધી એમ સમજતી હતી કે આપ મારા ઉપર પ્રેમ કરો છો; પરન્તુ મારી આ સમજ માત્ર ભ્રમણા હતી.

રાણીની વાત સાંભળીને રાજા વિચારમાં પડી ગયો કે જે રાણી હંમેશા અતિ નમ્ર રહેતી હતી, વાતનો જવાબ આપવો તો દૂર રહ્યો પણ જે કદી સામું પણ બોલતી ન હતી, તે રાણીને આજે શું થઇ ગયું ! કે જે આ પ્રકારની વાત કરી રહી છે ? રાજાએ દાસીઓને, રાણીના સ્વભાવમાં આ પ્રમાણે પરિવર્તન થવાનું કારણ પૂછ્યું, પરન્તુ દાસીઓ શો જવાબ આપે ? રાજાએ પણ ઘણો વિચાર કર્યો, પરન્તુ આમ થવાનું કોઇપણ કારણ તેના સમજવામાં ન આવ્યું એટલે વ્યાકુલ બનીને રાજાએ ફરીથી રાણીને પૂછ્યું કે તમારૂં ચિત્ત ક્યાં છે ?

તારા—શું મેં કોઇ કટુ વચન કહ્યું છે ? અથવા કોઇ વિચિત્રતાની વાત કીધી છે કે જેથી આપે આવો પ્રશ્ન કર્યો.

રાજા—જો તમારા મનમાં કોઈ વિષમતા નથી તો આવી વાત કરવાનું શું કારણ છે અને તમારો તે પ્રેમ-વ્યવહાર, તમારૂં તે સૌંદર્ય, તે શૃંગારો કેમ લુપ્તપ્રાયઃ થઇ ગયા ?

તારા—હું ભ્રમને આધિન બનીને આપની મારફત કરવામાં આવેલા જે અનાદરને આદર અને આપના જે વ્યવહારને હું પ્રેમ સમજતી હતી, તેનું સાચું તત્ત્વ હવે હું સમજી ચૂકી છું. તે મારો ભ્રમ મટી ગયો છે, હું હવે સમજી ગઇ કે આપની દૃષ્ટિમાં જેટલો આદર એક દાસીનો છે તેટલો આદર મારો નથી અને આપ મારા પર જે પ્રેમ પ્રદર્શિત કરતા રહ્યા છો, તે સાચો નથી, પણ બનાવટી છે. બસ તે ભ્રમ ટળતાં જ તે સાથે તે બધી બાબતો ચાલી ગઇ.

હરિશ્ચંદ્ર—હું નથી જાણતો કે મેં તમારો કયે વખતે અનાદર કર્યો ? તમે જે વાત કહી, જે ઇચ્છા કરી તે માનવામાં અને કરવામાં

હું ક્યારે ઉદાસીન રહ્યો અને તમે કયે વખતે પરીક્ષા લીધી કે જેથી મારો પ્રેમ બનાવટી સિદ્ધ થયો ? તમને તો હું મારૂં તન, મન, ધન પણ સમર્પણ કરી ચૂક્યો છું, કેવળ તમારા જ પ્રેમને આધારે મારૂં જીવન છે, તો પછી હું બનાવટી પ્રેમ કરૂં છું એમ શાથી માનો છો ? શું મેં તમને કદી ઇચ્છિત વસ્તુ નથી લાવી આપી? શું મેં તમારાં વસ્ત્રાભૂષણો, દાસ-દાસી આદિમાં કદી ઊણપ રાખી છે ? શું મેં તમને કદી અપશબ્દ કહ્યા છે ? જો નહિ; તો પછી તમે કેમ જાણ્યું કે હું તમારો અનાદર કરૂં છું અને તમારા પર સાચો પ્રેમ નથી કરતો ?

તારા—સ્વામી, મારી ઇચ્છિત વસ્તુ, મારા શૃંગાર, મારાં આભુષણ તમે જ છો અને હું પોતે આપની દાસી છું, મને દાસ-દાસીની શી જરૂર, પરન્તુ જો આપનો મારા પર પ્રેમ છે, આપ મારૂં સન્માન કરો છો, આપના હૃદયમાં મારા માટે સ્થાન છે, તો પરીક્ષાને માટે આજ હું એક ન્હાની પ્રાર્થના કરૂં છું. જો મારી આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને આપે મારો મનોરથ પૂરો કરી દીધો તો હું સમજી જઈશ કે આપને માટે આ મારી ભૂલ હતી અને એ ભૂલનો હું પશ્ચાતાપ પણ કરી નાખીશ.

હરિશ્ચંદ્ર—તમે જે કાંઈ કહો, જે કાર્ય યા વસ્તુની ઇચ્છા કરો તે લાવવામાં કે કરવામાં જો હું અસમર્થ રહું તો હું મને પોતાને અયોગ્ય સમજીશ.

- તારા—હૃદયેશ્વર, આપ એકવાર ફરીથી વિચાર કરી લ્યો અને પછી જ એવી પ્રતિજ્ઞા લ્યો.

હરિશ્ચંદ્ર—હું વિચારી ચૂક્યો અને સારીરીને વિચારી ચૂક્યો, તમે તમારી ઇચ્છા શીઘ્ર વ્યક્ત કરો.

તારા—પ્રભો, હું મારી પ્રાર્થના સંભળાવતા પહેલાં આપને મારી પ્રતિજ્ઞા સંભળાવી દઉં છું. હું આપ સન્મુખ પ્રતિજ્ઞા કરૂં છું કે,

જ્યાંસુધી મારી પ્રાર્થના સ્વીકારશો નહિં, મારી ઇચ્છિત વસ્તુ મને પ્રાપ્ત થશે નહિં ત્યાંસુધી હું આપની સાથે મિલન નહિં કરૂં. આપની સાથે મારૂં મિલન ત્યારે જ થશે કે જ્યારે મારી મનઃકામના આપ પૂર્ણ કરી આપશો.

હરિશ્ચંદ્ર—તમારી આ પ્રતિજ્ઞા પણ સ્વીકાર્ય છે. હવે તમે તમારી ઇચ્છા પ્રકટ કરવામાં વિલંબ ન કરો.

રાણીની આ વાતોથી રાજા સમજી રહ્યો હતો કે, રાણી કોઈ વસ્ત્રાભૂષણની ઇચ્છા રાખે છે અને તે મેળવવા માટે જ તેણે આ પ્રપંચ રચ્યો છે. રાજાને એ ખબર નથી કે રાણીએ તેને જાગૃત કરવા માટે જ આમ કર્યું છે અને તે જે વસ્તુ માગશે તે ન લાવી શકવાના કારણે હું [રાજા] રાણીના પ્રેમથી વંચિત રહીશ.

હરિશ્ચંદ્રે વારંવાર ઉત્સુકતા દર્શાવવાથી, રાણીએ કહ્યું—પ્રાણનાથ! મને એક એવા મૃગનાં બચ્ચાંની જરૂર છે જેની પૂંછડી સોનાની હોય. હું એ મૃગના બચ્ચાથી, રોહિતની આગળ એક ખેલ કરાવીશ અને એ ખેલથી શો લાભ છે, તે હું પછી આપને બતાવીશ.

હરિશ્ચંદ્ર—બસ! આટલી જ વાત માટે તમે નિષ્ઠુરતાનું રૂપ ધારણ કર્યું હતું? આ ન્હાની વાત મારા પ્રેમની પરીક્ષા છે? હું એવું એક નહિં પણ અનેક હરણીનાં બચ્ચાં તમને મંગાવી આપું છું.

તારા—નહિં નાથ, બીજાની મારફત મંગાવેલાં હરણીનાં બચ્ચાને હું કદાપિ નહિં લઉં. હું તો એ જ સોનાની પૂંછડીવાળું હરણીનું બચ્ચું લઇશ જે આપ પોતે જ લાવી આપશો.

હરિશ્ચંદ્ર—સારી વાત છે. હું પોતે જ જંગલમાંથી પકડીને લાવી આપીશ.

તારા—પણ નાથ, એક વાત બીજી છે. તે એ કે, જ્યાંસુધી આપ એવું મૃગનું બચ્ચું ન લાવો, ત્યાંસુધી મારા નિવાસભુવનમાં પધારવાની

કૃપા ન કરશો. જ્યારે મારી મંગાવેલી વસ્તુ મળી જાય ત્યારે જ-આપ મારા નિવાસસ્થાનમાં પધારશો.

રાજા, આવેશમાં આવીને રાણીની આ વાતનો જવાબ 'ઠીક છે' એવો આપીને પોતાના મહેલમાં ચાલ્યો ગયો. એને વિશ્વાસ છે કે હું રાણીની આ પરીક્ષામાં નિષ્ફળ નહિં નીવડું અને એકના બદલે કેટલાંયે સોનાની પૂંછડીવાળા હરણના બચ્ચાંઓને જંગલમાંથી પકડીને લાવીશ. પ્રેમાવેશને આધિન બનવાના કારણે, રાજાએ એ વાતનો વિચાર પણ ન કર્યો કે રાણી મૃગનું બચ્ચું માંગી રહી છે તેવું અર્થાત્ સોનાની પૂંછડીવાળું મૃગ કે મૃગનું બચ્ચું દુનિયામાં હોય છે કે નહિં! એ તો એવા વિચારમાં છે કે હું જલ્દી રાણીની ઇચ્છા પૂર્ણ કરીને પુનઃ પ્રેમ પ્રાપ્ત કરૂં.

રાજા પ્રત્યે સોનાની પૂંછડીવાળા હરણનું બચ્ચું માંગીને અને રાજા પોતે જ તે લાવી આપે તે માટે વચનથી બાંધીને, તેને કષ્ટમાં નાખવાનો રાણીનો વિચાર ન હતો, પણ તેનો વિચાર એ બહાને રાજાને જંગલમાં મોકલવાનો હતો. રાજા ઘણા સમયથી મહેલની બહાર નીકળ્યો ન હતો. વનનો પવન, વનનું દૃશ્ય અને વન-ભ્રમણના લાભ તો તે લગભગ ભૂલી ગયો છે, એટલે રાણીને એ બધાંનો રાજાને પુનઃ અનુભવ કરાવવાનો વિચાર છે. તે વિચારે છે કે, મહેલમાં જ પડી રહેવાને લીધે રાજાની જે કાન્તિ ઘટી ગઈ છે, રાજાનો જે ઉત્સાહ નષ્ટપ્રાયઃ થઈ ગયો છે, તે વનમાં કેટલોક વખત રહેવાથી વૃદ્ધિ પામશે. વનનાં દુઃખો સહેવાથી, તેમને દુઃખનો અનુભવ થશે અને તેની સાથે જ મારા પર તેમનો જે મોહ છે તે પણ ઓછો થઇ જશે.



# પ્રકરણ ૩ જું

## મૃગનાં બચ્ચાંની શોધમાં

વસ્તુનો આદર તેની ન્યૂનતામાં હોય છે, વિશેષપણામાં નહિ. જે ભોજન-વસ્ત્રાદિકને ધનિક લોકો તુચ્છ સમજે છે, તે જ ગરીબોને માટે મહાન છે અને તે પ્રાપ્ત થવાથી, તેઓ તે વસ્તુનો ભારે સત્કાર કરે છે તથા પોતે પોતાને ધન્ય માને છે. જે જળની વૃદ્ધિથી અન્ય પ્રાંતના લોકો દુઃખી થઈ જાય છે, તે જ જળની મરુભૂમિના લોકો અમૃતસમાન પ્રશંસા કરે છે. તાત્પર્ય એ કે જ્યારે વસ્તુની અછત હોય છે ત્યારે તેની કદર થાય છે. જેઓ તાપના દુઃખથી સંતપ્ત હોય છે તેઓ જ છાયાના સુખને જાણે છે, તેઓ જ તેના આનંદને સારી રીતે સમજે છે અને તેનો સત્કાર પણ તેઓ જ કરે છે.

મહારાજા હરિશ્ચંદ્ર, પોતાની રાણીએ માંગેલા સોનાની પુંછડીવાળા હરણના બચ્ચાંની શોધમાં વનમા ચાલ્યો. વનમાં પહોંચતાં ત્યાંની ઘન છાયા, શીતલ હવા અને પક્ષિઓનાં કલરવથી રાજાનું ચિત્ત ઘણું જ પ્રસન્ન થયું. તે વિચારવા લાગ્યો કે, મેં આટલા દિવસો સુધી મહેલમાં રહીને જે પંખાઓ ઝુલાવીને, જે ગાન-વાદ્યને સાંભળી રહ્યો તે આ કુદરતી ત્રિવિધ પવન અને આ પક્ષિઓના ગાનની આગળ તુચ્છ છે. અસ્તુ.

મનુષ્ય હૃદયના વિચારોનો પ્રભાવ, તેની આકૃતિ પર પડ્યા વગર રહેતો નથી. તેના હૃદયમાં જે કાંઇ વિચાર થાય છે તેની એક ઝલક ચહેરા પર અવશ્ય દેખાઇ આવે છે. શિકારીઓને દેખતાં જ હરણ દોટ મૂકવા માડે છે તે જ હરણ રાજાને અસ્ત્ર-શસ્ત્રથી સુસજ્જિત જોતાં થકાં પણ તેનાથી પોતાના પાલકની જેમ નિર્ભય બની રહે છે. રાજા તરફ તે હરણ પોતાના નેત્રોથી આ પ્રમાણે દેખીને પ્રસન્ન બની રહ્યા

છે; જાણે કે રાજા તેમનો પરિચિત ન હોય, એટલે કે તેને દેખીને પોતાની પ્રસન્નતા બતાવી રહ્યો હોય અને તેની તરફ પોતાની નિર્મળ નેત્રોથી નિરખી તેનું સ્વાગત કરતા હોય, અસ્ત્ર-શસ્ત્રથી સુસજ્જિત રાજાનો તેઓને જરાપણ ભય નથી, જાણે કે તેમને પણ હિંસક-અહિંસક, ઉપકારી-અપકારી અને વધ કરનાર તથા રક્ષકનું જ્ઞાન હોય અથવા તેની આકૃતિથી તેઓ સમજી લેતા હોય.

મહારાજા હરિશ્ચંદ્ર, એ મૃગોની આંખોની તુલના રાણીનાં નેત્રોથી કરતો થકો વિચારે છે કે, જે નેત્રોની ઉપમા આપીને હુ રાણીને મૃગ-નયની કહ્યા કરૂં છું, તે નેત્રોમાં અને રાણીનાં નેત્રોમાં તો મોટું અંતર છે. ક્યાં આ બિચારા મુંગા પશુઓનાં નિષ્કપટ નેત્રો અને ક્યાં રાણીના કપટ ભર્યાં નેત્રો! ક્યાં આ પ્રાણીઓની આંખોમાં ભરી રહેલું પ્રેમ-સરોવર અને ક્યાં રાણીની એ નિષ્ઠૂરતા! ક્યાં હરણનાં ચક્ષુઓ, કે જે વડે તેઓ મને આ પ્રમાણે જોઇ રહ્યા છે, અર્થાત્ મને જોઇને તેઓ પોતાની ચક્ષુઓને સફળ માની રહ્યા છે અને ક્યાં રાણીની એ ચક્ષુઓ, જે નમ્રતા, વિનય દર્શાવવા છતાં પણ મારી તરફ નથી ઢળતાં તથા જેને કદી કદી અગ્નિની જેમ ક્રોધ વરસે છે, હાય-હાય! મેં આ હરણના નેત્રોની ઉપમા રાણીના નેત્રોને આપીને આમની સાથે ભારે અન્યાય કર્યો છે.

આમ વિચારતા-વિચારતા, મહારાજા હરિશ્ચંદ્રને પોતાના કામનું ભાન આવ્યું. તે હરણના ટોળામાં સોનાની પૂંછડીવાળા બચ્ચાં જોવા લાગ્યો, પરન્તુ તેણે એક પણ હરણનું બચ્ચું 'એવું ન જોયું, કે જેની પૂંછડી સોનાની હોય. રાજા, સોનાની પૂંછડીવાળા હરણના બચ્ચાની શોધમાં આગળ વધ્યો. જેમ જેમ તે આગળ વધતો જતો હતો, તેમ તેમ તે વનમાં નૈસર્ગિક સૌંદર્યને જોઇ-જોઇને પ્રસન્ન થતો જતો હતો. સુગંધમય શીતળ પવનના સ્પર્શથી, રાજામાં એક નવિન સ્ફુર્તિ આવતી જતી હતી. રાણીના વ્યવહારથી રાજાના હૃદયને જે ખેદ ઉત્પન્ન થયો હતો, તે ખેદ વનનું સુખ મટાડતો જતો હતો.

જો કે, વનદેવીએ રાજાના હૃદયને શાન્તિ આપવામાં કશીયે કચાશ રાખી નહિં તો પણ રાજા સંપૂર્ણ આનંદિત થયો નહિં. ઘડીએ ઘડીએ તેને રાણીના નિષ્ઠૂર વ્યવહારની સ્મૃતિ આવતી હતી અને તેની સામે કરવામાં આવેલી પ્રતિજ્ઞાનું સ્મરણ થતાં જ તેને પૂર્ણ કરવા માટે અધીર બની જતો. ચાલતાં ચાલતાં તે એક ઝરણા પાસે આવી પહોંચ્યો, જે કલ-કલ અવાજ કરતું, અબાધિત ગતિથી વહી રહ્યું હતું. તેના કિનારા પરના ઘટાદાર વૃક્ષો સૂર્યના તાપથી તેની રક્ષા કરતાં હોય, તેમ તે ઝરણાંને આચ્છાદિત કરી રહ્યાં હતાં. વૃક્ષો પર વિશ્રાંતિ લેવાના હેતુથી બેઠેલાં પક્ષિઓ તેઓ પોતાના ઉપકારી વૃક્ષ અને ઝરણાંની પ્રશંસા કરી રહ્યા હોય તેમ કલરવ કરી રહ્યાં હતા. તૃષાથી વિહ્વલ બનેલાં પશુઓ, જેવીરીતે મહાન દાનવીરના દાનથી ભિક્ષુકો સંતુષ્ટ બની જાય છે તેવીરીતે તે ઝરણાંનું પાણી પીને સંતુષ્ટ બની જતા હતાં.

રાજા જો કે મહેલની અપેક્ષાએ વનમાં પ્રસન્ન દેખાતો હતો, તો પણ ક્ષુધા અને ચાલવાનાં પરિશ્રમથી તેનું હૃદય કાંઇક ખિન્ન બની ગયું હતું. ઝરણાનાં કિનારે પહોંચીને તે એક વૃક્ષની છાયામાં શિલા પર બેસી ગયો અને ઝરણાનું પાણી તથા વૃક્ષોનાં ફળથી પોતાની ક્ષુધા-તૃષા મટાડીને તે કહેવા લાગ્યો:—

હે! ઝરણે, તું તારી ગતિ અને શબ્દથી માત્ર મને જ નહિં, પણ આખા જગતને શું શીખવી રહેલ છે? મારા આગમન પૂર્વે પણ તું આ ગતિથી અને એ જ શબ્દ બોલતું થકું વહી રહ્યું હતું અને મારાં આગમનથી પણ તું એ જ ગતિથી અને એ જ શબ્દ બોલતું વહી રહેલ છે. જો હું અહિંથી ચાલી પણ જાઉં, તો પણ તું તારી ગતિ યા શબ્દમાં કોઈ જાતનું અંતર પડવા ન દે. એથી સ્પષ્ટ થાય છે કે, મારા આવવાથી તને કોઇ જાતનો હર્ષ નથી થયો કે નથી ભય કે સંકોચ થયો. અને મારા ચાલ્યા જવાથી પણ ન તો તને દુઃખ થશે કે ન તો તને આનંદ થશે. તું તારી ગતીને, તારાં સંગીતને, એક જ રૂપે રાખે છે.

નથી તને હર્ષ થતો કે જેને તું વધારે અને નથી તેને શોક પણ થતો કે જેને તું ઘટાડે. તારા કિનારા પર લાગેલાં લીલાં વૃક્ષોની સંપત્તિથી પણ ન તો તું અભિમાન કરતુ; તેમ ન તો તારાં નિર્મળ જળને મલીન બનાવનાર ઉપર તું ક્રોધ કરતું. પ્રકૃતિએ તારા માટે જે નિયમ નિયત કર્યો છે, તેનું તું બરાબર પાલન કરી રહેલ છે. એનું પાલન કરવામાં, જે પહાડ, પત્થર વગેરે તને વિઘ્નકર્તા થાય છે, તેથી પણ તું જરાપણ ભયભીત થતું નથી, પણ તેને હઠાવતાં થકાં, અવિરત ગતિથી તું વહી રહ્યું છે અને બધાને તું પોતાનું અનુકરણ કરવાનો બોધ આપી રહ્યું છે.

તું જેવું સંગીત સંભળાવી રહ્યું છે, તેવું જ સંગીત મેં રાણીનું પણ સાંભળ્યું છે; પરન્તુ જે સરસતા તારા સંગીતમાં છે, તે સરસતા રાણીના સંગીતમાં મને નથી મળી. તું સ્વાભાવિક સરળતાથી તારા શબ્દ સંભળાવે છે, જ્યારે રાણી કૃત્રિમ સરળતાથી. તું તારૂં સંગીત હંમેશાં ગાયા કરે છે, કોઇને દેખીને નહિ; પરન્તુ રાણી તેનું સંગીત હું રહું ત્યાંસુધી જ ગાય છે, હંમેશા નહિ. ગાનારીઓના સંગીત પણ મેં સાંભળ્યા છે, પણ એમનામાં તારી માફક નિઃસ્વાર્થતા ક્યાં? તેઓ તો ભય તથા લોભથી પોતાનું સંગીત સંભળાવે છે; અને તું તારૂં સંગીત નિર્ભય અને સ્વાર્થભાવના વગર સંભળાવે છે.

હે! જલસ્રોત! તું તારો અકૃત્રિમ નાદ સંભળાવીને સઘળાને કૃત્રિમ નાદથી બચવાનો ઉપદેશ આપે છે અને કહે છે કે, જેવો મારો નાદ અકૃત્રિમ છે તેવો જ અકૃત્રિમ નાદ તમારા હૃદયમાં પણ છે. પરન્તુ તે સાથે જ તું એ પણ બતાવે છે કે જે પ્રમાણે હું પ્રકૃતિના નિયમોનું ઉલ્લંઘન ન કરતાં, હર્ષ-શોક વગર મારા કર્ત્તવ્યનું પાલન કરી રહેલ છું, એ જ પ્રમાણે તમે પણ હર્ષ-શોક વગર પોતાના કર્તવ્ય પર દૃઢ રહો અને પ્રકૃતિના નિયમોનું પાલન કરો, ત્યારે જ તે નાદનો આનંદ મેળવી શકો છો.

મિત્ર ઝરણે! આજસુધી હું, જે નાદ સાંભળવામાં આનંદ માનતો હતો, તે નાદ કૃત્રિમ છે, એ વાતને આજ તારી સહાયતાથી હું સમજી શક્યો. તારી સહાયતા મેળવવાનો અવસર મને રાણીની જ કૃપાથી મળ્યો છે. 'તમે મારો તિરસ્કાર કરો છો' એવું રાણીનું કથન ઠીક જ હતું ખરી રીતે આજસુધી તે મારૂં અને હું તેનું અપમાન જ કરતો રહ્યો. અમે બંનેએ પરસ્પર કદી તારાં જળ તથા શબ્દની જેમ નિર્મળ અને અકૃત્રિમ વાત નથી કરી, એ એક બીજાનું અપમાન જ છે. સંભવ છે કે તારી મારફત બોધ મેળવવાને માટે જ રાણીએ હરણના બચ્ચાંને બહાને મને અહિંયા મોકલ્યો હોય.

આમ વિચારતાં-વિચારતાં રાજાને યાદ આવ્યું કે, હું અહિંયા ક્યા કાર્યને માટે આવ્યો છું! હું રાણીની પાસે પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું કે, સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું લાવી આપીશ. એટલે મારે મારી પ્રતિજ્ઞા પૂરી કરવાનો ઉપાય કરવો જોઇએ. અહિં બેસવાથી કાંઇ વળશે નહિં.

ઝરણાનાં તટ પરથી ઉઠી વનનાં વૃક્ષ, લતાદિની છટા, ભમરોનાં ગુંજારવ, હિંસક પશુઓની ગર્જના અને પક્ષિઓનાં કિલોલ ક્રિડાને દેખતો સાંભળતો રાજા સોનાની પૂંછડીવાળા હરણના બચ્ચાંની નિરંતર શોધમાં ચાલ્યો જતો હતો. તેણે છ દિવસ સુધી અનેક વનોમાં સોનાની પૂંછડીવાળા હરણના બચ્ચાંની નિરંતર શોધ કરી, પણ તેને એક પણ એવું હરણનું બચ્ચું ન દેખાયું કે જેની પૂંછડી સોનાની હોય.

સાતમે દિવસે રાજાને પોતાની પ્રતિજ્ઞા પૂરી ન થઇ શકવાને કારણે ઘણો ખેદ થયો. તે નિરાશ બની કહેવા લાગ્યો કે, હું ક્ષત્રિય થઇને સ્ત્રીને આપેલાં વચનનું પણ પાલન ન કરી શકું તો હું તેને મ્હોં કેવીરીતે બતાવું ? રાણી, ત્હારી આકૃતિથી, તારા સ્વભાવથી, એમ ન્હોતું જણાતું કે તું કદી આવી અપ્રાપ્ય વસ્તુને માટે મને પ્રતિજ્ઞાથી બાંધીને કષ્ટમાં નાખશે! આ નિષ્ઠુરતા, આ વિશ્વાસઘાત તારા હૃદયમાં ક્યાં છૂપાયો હતો, કે જેને હું ન જાણી શક્યો ?

રાજા વિચાર કરવા લાગ્યો કે રાણીએ મારી પાસે એવી અપ્રાપ્ય [નહિં મળતી] વસ્તુ માગીને મને જે કષ્ટમાં નાંખ્યો છે, એનું શું કારણ છે? રાણી વિનાકારણે જ મને કષ્ટમાં નાખે, વન-વન ભટકાવે એ તો સંભવિત નથી. વિચારતાં-વિચારતાં, વિચારમગ્ન થએલો રાજા હર્ષથી ઉછળી પડયો અને કહેવા લાગ્યો—રાણી! તેં મારી પાસે જે સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું માગ્યું છે તેનું કારણ હું સમજી ગયો. ખરેખર હું તારો અનાદર જ કરતો હતો હું પોતે વિષયભોગમાં ફસા રહું, પોતાના કર્ત્તવ્યને ન સમજું અને તને મારી વિષયેચ્છાની તૃપ્તિનું સાધન બનાવું, એ કદાપિ તારો આદર કર્યો નથી કહી શકાતો. તેં મારી પાસે સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું માગીને અને તે પણ મને પોતાને જ તે લાવવા માટે વચનથી બાંધીને તથા જ્યાંસુધી ન લાવું ત્યાંસુધી તારા મહેલમાં નહિં આવવાની પ્રતિજ્ઞા કરાવીને મારા પર જ ઉપકાર કર્યો છે. એમાં તારો કાંઇ સ્વાર્થ પણ નથી. તેમ મને કષ્ટમાં નાખવાનો તારો આશય પણ નથી. આમ કરવાનો તારો હેતુ એ છે કે, ન તો હું આ પ્રમાણે હરણનું બચ્ચું લાવી શકું કે ન તો તારા મહેલમાં આવી શકું. અને એ રીતે હું એ વિષરૂપી વિષય કે જેને હું અત્યાર સુધી અમૃત સમજતો હતો તેનાથી બચી જાઉં. તે મારાપર મોટો ઉપકાર કર્યો છે. તારી જ કૃપાથી આજ મને પ્રકૃતિનો તે અવર્ણનીય આનંદ પ્રાપ્ત થયો છે. જેની હું મહેલોમાં રહીને કલ્પના પણ નહોતો કરી શકતો. રાણી! તેં મને મારો કર્ત્તવ્યમાર્ગ બતાવી આપ્યો અને એ કર્ત્તવ્યમાર્ગના કંટકોને પણ તેં મને તારા મહેલમાં ન પ્રવેશવાની પ્રતિજ્ઞા કરાવીને સાફ કરી દીધા. પ્રિયે! હું તને અનેકાનેક ધન્યવાદ આપું છું અને તારી આ કૃપાનો આભારી છું. હું તારી ઇચ્છિત વસ્તુ મેળવી ન શકયો, એટલા માટે સંભવ છે કે તું મારાથી નિષ્ઠુર જ રહે પણ તારી નિષ્ઠુરતા મને કર્ત્તવ્ય પંથપર સ્થિર થવામાં સહાયભૂત બનશે, નિષ્ઠુર નહિં.—આ વિચારોથી રાજાનું મન પ્રસન્ન થયું. તે ત્યાંથી ઉઠયો અને નગર તરફ તેણે પ્રસ્થાન કર્યું

# પ્રકરણ ૪ થું

## રાણીની ચિંતા

શિખામણ આપનાર જો કે ઉપરથી તો કઠોર વ્યવહાર કરે છે, પરન્તુ તેના હૃદયમાં શિખામણ લેનાર પ્રતિ હમેશાં દયા, કૃપા અને સ્હાનુભૂતિનાંજ ભાવ જ રહે છે. તે જેને શિખામણ આપે છે તેને માટે તેના હૃદયમાં દુર્ભાવ નથી રહેતો, એથી તેઓ તે શિખામણોને હૃદયમા સ્થિર કરાવવા માટે દરેક ઉચિત ઉપાયથી કામ લે છે. એક કવિએ કહ્યું છે કે :—

उपरि करवालधाराकारा, क्रूरा भुजङ्गमपुङ्गवाः।
अंतः साक्षाद्राक्षा, गुरवो जयन्ति केऽपि जनाः ॥

અર્થાત્—શિખામણ આપનાર ગુરુ, ઉપરથી તો તલવારની અણીની જેમ તીક્ષ્ણ અને કાળા સર્પની જેમ ભયાનક દેખાય છે, પરન્તુ તેમનું હૃદય દ્રાક્ષના જેવું નરમ અને મધુર રહે છે. એક બીજા કવિએ કહ્યું છે કેઃ—

गुरु परजापति सारखा, घड-घड काढे खोट।
भीतरसे रक्षा करे, उपर लगावे चोट ॥

અર્થાત્—શિક્ષા ગુરુ અને કુંભાર બંને એક જ પ્રકારના હોય છે. જેમ કુંભાર ઘડાને બરાબર કરવા માટે, તેની ખરાબી દૂર કરવા માટે ઉપરથી તો પ્રહાર કરે છે, પણ અંદરથી હાથ વડે તેની રક્ષા કરતા જાય છે, તે જ પ્રમાણે શિક્ષા ગુરુ ઉપરથી કઠોર રહે છે, પરન્તુ જેને તે શિક્ષા આપે છે તેનું હૃદયથી તો ભલું જ ચાહે છે

તાત્પર્ય એ કે, બીજાને શિખામણ આપવા માટે, અમૃતનાં ઘડા-પર વિષનું ઢાંકણ લગાડી દીધું હોય, તેના જેવું જ ગુરુ રૂપ ધારણ

કરી અહીં શિક્ષા-ગુરુનું કામ રાણી કરી રહી છે. તે પણ ઉપરથી તો રાજા પ્રત્યે નિષ્ઠુર બની ગઈ છે, પરન્તુ હૃદયમાં રાજાને માટે પહેલાની અપેક્ષાએ વધારે જ પ્રેમ રાખે છે, ઓછો નહિ.

રાણીએ, રાજા પ્રત્યે સોનાની પૂંછડીવાળું હરિણનું બચ્ચું માગીને તેની પાસે, બચ્ચું લાવ્યા વગર મહેલમાં નહિ આવવાની પ્રતિજ્ઞા તો કરાવી લીધી, પણ તેના હૃદયને પણ ચેન નથી પડતું. તેને રહી-રહીને વિચાર થઈ આવે છે કે, મેં પતિ પાસે જે અપ્રાપ્ય વસ્તુ મંગાવી છે, તેને માટે પતિને નથી ખબર કે તેમને ક્યાં-ક્યાં ભટકવું પડશે અને કેવાં-કેવાં કષ્ટ ઉઠાવવાં પડશે! અસ્તુ.

સંધ્યા સમયે, જ્યારે રાજા હંમેશની જેમ મહેલમાં ન આવ્યો, ત્યારે રાણી વિચારવા લાગી કે, આજે નાથ કેમ ન આવ્યા? એ વખતે તેને યાદ આવ્યું કે જ્યાં સુધી તે સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું લઇને ન આવે. ત્યાં સુધી મહેલમાં ન પ્રવેશવાની મેં જ તેમને પ્રતિજ્ઞા કરાવી છે. પરન્તુ સ્વામી તેમના મહેલમાં પણ છે કે નથી એ વાતની ખાત્રી કરવા માટે રાણીએ દાસીને મોકલી, દાસીએ પાછી આવીને જવાબ આપ્યો કે, તેઓ મહેલમાં નથી. આ જવાબ સાંભળતાંજ, રાણીના મન પર ચિંતાનું સામ્રાજ્ય છવાઇ ગયું. તે કહેવા લાગી. કે મારી જ વસ્તુની તપાસમાં નાથ વનમાં ગયા હશે, પણ મેં એવી વસ્તુ માંગી છે કે, જે મળી જ નથી શકતી. હૃદયેશ્વર! હું નથી જાણતી કે, આજ આપને વનમાં શાં શાં કષ્ટોનો સામનો કરવો પડયો હશે? સૂર્યનો તાપ અને રસ્તાના થાકથી આપની કેવી દશા થઇ રહી હશે! આજે આપને ભોજન પણ ક્યાં મળ્યું હશે? આ અભાગિનીએ જ આપને આ કષ્ટોમાં નાખ્યા છે. પરન્તુ સ્વામી, આમાં મારો કિંચિત્ પણ સ્વાર્થ નથી. મને આપનું, પ્રજાનું તથા મારું કલ્યાણ આવું કરવામાં જ જણાયું, એથી જ મેં આપને આ પ્રકારે વનમાં જવાને માટે વ્યાકુલ કર્યા છે. પ્રાણાધાર, હું આપને મારું હૃદય ચીરીને

બતાવી શકું છું કે, મારા હૃદયમાં આપના પ્રત્યે એ જ પ્રેમ છે પરન્તુ મારા આ પ્રેમથી આ વખતે આપને દુઃખ થઇ રહ્યું હશે, એટલે હું પણ પ્રતિજ્ઞા કરૂં છું કે, જ્યાં સુધી આપના દર્શન ન કરૂં ત્યાં સુધી હું અન્નજળ કદાપિ ગ્રહણ નહિં કરૂં અને શય્યા પર શયન નહિં કરૂં. આપ વનમાં ભૂખ-તરસનું દુઃખ વેઠો, વનની કઠોર ભૂમિ પર શયન કરો અને હું ભોજન પાન તથા સુખપૂર્વક શયન વડે આનંદ કરૂં એ સર્વથા અનુચિત છે. હું આપની અર્ધાંગના છું એટલે આપ દુઃખ સહન કરો અને હું સુખ ભોગવું, એ વાત મારી કર્ત્તવ્યમર્યાદાની બહાર છે. હું પણ જ્યાંસુધી આપના કષ્ટોનું અનુમાન કરી શકું ત્યાંસુધી અનુકરણ કરીશ. જો મેં આપના હિતને દૃષ્ટિમાં રાખીને, એવી અપ્રાપ્ય વસ્તુ સ્વચ્છ હૃદયથી માંગી છે, તો મારી તપસ્યા અવશ્ય જ આપના અને મારાં કષ્ટોને દૂર કરવામા કલ્યાણપ્રદ થશે.

રાજાની ચિંતામાં વિકળ બનેલી રાણીના ૬ દિવસો આ પ્રમાણે વ્યતીત થઇ ગયાં. એ ૭ દિવસોમાં તેણીએ ન તો ભોજન કર્યું કે ન તો પાણી પીધું. એટલા દિવસોમાં રાણીના હૃદયમાં જે જે ભાવો ઉત્પન્ન થયા, તેનું વર્ણન કરવું કઠિન છે.

સાતમે દિવસે ચિંતાગ્રસ્ત રાણી મહેલની નજીકના બગીચામાં જઇને એક હોજપર બેસી ગઇ અને એ હોજના કમળને સંબોધન કરીને કહેવા લાગી—કમળ! આ વખતે તું કેવું પ્રસન્નચિત્ત વિકસિત બનીને તારી છટા ફેલાવી રહ્યું છે! જો આ વખતે કોઇ તને ઉખાડી નાખે, તારી પ્રસન્નતા અને છટાનો ઘાતક બની જાય, તો કેટલું ખરાબ થાય? તને જે પ્રકૃતિએ બનાવ્યું છે, તેને તને બનાવવામાં તો સમય લાગ્યો છે, પરન્તુ તારો નાશ કરનારને જરાપણ વાર લાગતી નથી. છતાં જે તને બનાવવામાં સમર્થ નથી, તેને તારૂં બગાડવાનો શો અધિકાર છે? એવું કરનાર નિન્દનીય જ નહિ પણ ઘોર પાતકી પણ છે. જે પ્રકારે તને પ્રકૃતિએ બનાવ્યું છે, તે જ પ્રકારે મારા પતિ-

કમળને પણ તેમના માતા-પિતાએ બનાવ્યા છે. તેમને બનાવવામાં તેમના માતા-પિતાને કોણ જાણે કેટલો સમય લાગ્યો હશે અને તેમના લાલન-પાલનમાં કોણ જાણે કેટલું કષ્ટ તેમણે સહ્યું હશે! પરન્તુ મેં પાપિનીએ એનો જરાપણ વિચાર ન કરતાં, તેમને એક ક્ષણમાં જ ઉખેડી નાખ્યા. હું ઘોર પાપિની છું કે જેણે એ વસ્તુને ઉખાડવાનું સાહસ કર્યું; જેમને મેં બનાવ્યા ન હતા. હાય! આ સાત દિવસોમાં પતિ પર કોણ જાણે શા શા કષ્ટો પડયાં હશે અને એમને કેટલાં સંકટોનો સામનો કરવો પડયો હશે!

પતિનાં કષ્ટોની કલ્પના કરતી થકી રાણી, ગંભીર ચિંતાસાગરમાં એવી નિમગ્ન બની ગઇ કે તેને તેની પોતાની પણ શુદ્ધિ ન રહી. પરન્તુ સાચા હૃદયવાળાને કોઇ ચિંતામાં વધારે સમય સુધી રહેવું પડતું નથી, એ મુજબ રાણીને પણ આ ચિંતાસમુદ્રમાં વધારે સમય સુધી ગોથાં ખાવા પડયાં નહિ.

પેલી તરફ રાજા વનમાંથી પાછો ફરીને વિચારવા લાગ્યો કે, પહેલાં હું એ રાણીને તો જોઉં કે, જેણે મને સાત દિવસ સુધી વનમાં રખડાવ્યો છે. મારા વનમાં જવાથી અને દુઃખ સહન કરવાથી તેને દુઃખ છે કે આનંદ! એ વાતની તો તપાસ કરૂં! કેમ કે સ્ત્રીની પરીક્ષા દુઃખને સમયે જ થાય છે, સુખને સમયે નહિ જો કે રાણીએ મને સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું લાવ્યા વિના તેના મહેલમાં આવવાની બધી કરી છે, છતાં આજે હું એ વિચારથી રાણીના મહેલમાં જતો નથી કે, જે વિચારોથી હું આજસુધી રાણીના મહેલમાં જતો હતો. આજે તો માત્ર એ જોવા માટે જઇ રહ્યો છું કે વનમાં મારા હૃદયમાં જે વિચાર આવ્યો હતો, તે બરાબર હતો કે નહિ રાજા આમ વિચારીને, સૌથી પહેલાં રાણીના મહેલમાં ગયો પરન્તુ ત્યાં રાણી જોવામાં આવી નહિ, દાસીઓને પૂછવાથી રાજાને માલમ પડયું કે, રાણી આ વખતે નજીકના બાગમાં છે. ત્યાં હોજપર કૃશ શરીરવાળી

રાણીને, ધ્યાનસ્થ યોગીઓની જેમ ચિંતામગ્ન જોઇને રાજા વિચાર કરવા લાગ્યો કે, મેં વનમાં રહીને જેટલાં કષ્ટો ભોગવ્યાં છે, એથી અધિક કષ્ટોનો અનુભવ, રાણી મહેલમાં જ કરી રહી છે હું મારા શરીરને, વનમાં રહેવા છતાં પણ એટલું દુર્બળ નથી દેખતો, કે જેટલું દુર્બળ અત્યારે રાણીનું શરીર છે. સંભવિત છે કે, રાણી મારી જ ચિંતામાં ડૂબી ગઈ હોય. પરન્તુ હું હવે તેને વધુ વખત સુધી ચિંતામાં ન રાખતાં, જલ્દીથી તેને ચિંતામુક્ત કરીશ.

આ પ્રમાણે વિચાર કરી રાજાએ કહ્યું:-પ્રિયે તારા, કુશળ તો છો ને?

રાજાનાં આ શબ્દો કાને પડતાં જ, રાણીના હૃદયમાં એક પ્રસન્નતાની લહેર આવી ગઇ. તે પતિના શબ્દોને સાંભળી વિચારવા લાગી કે, આ શબ્દો તો પતિના જ હોય એમ જણાય છે, તો શું તેઓ આવી ગયા? જરૂર આવી ગયા હશે, નહિં તો મને 'પ્રિયે' કહીને કોણ બોલાવે?

રાજાને આવેલો જાણી, રાણીના હૃદયમાં અપાર આનંદ થયો. પરન્તુ પોતાના તે આનંદને પ્રગટ ન થવા દીધો. તેણીએ વિચાર્યું કે, જો હું કદાચ હર્ષાવેશમાં સ્વામીની સન્મુખ આ આનંદને પ્રેમ-પ્રદર્શન દ્વારા પ્રગટ કરી દઇશ, તો જે હેતુથી મેં નાથને આટલા દિવસો સુધી વનમાં રખડાવ્યા છે, તેમાં સફળતા મળશે નહિ. સ્વામી પુનઃ મારા મોહમાં લિપ્ત બની જશે, અને તેથી તેમના પરનું જે કલંક—હું મટાડવા ચાહું છું—તે નહિ મટાડી શકું.

આમ વિચારીને રાણીએ ગંભીરતા ભરી કટાક્ષ દૃષ્ટિથી રાજા તરફ જોઇને પૂછ્યું:—પ્રભો, આપ પધારી ગયા?

રાજા—હા, પ્રિયે! હું આવી ગયો.

રાણી—હૃદયવલ્લભ! મારી માગેલી વસ્તુ ક્યાં છે?

રાજા—પ્રિયે! તમે વિચારો તો ખરા કે, જે વસ્તુ તમે માગી છે તે શું મળી શકે એમ છે? તમે એક રાજવંશની સ્ત્રી છો, એક

રાજવંશની કુલવધૂ છો, એક રાજાની સહધર્મિણી છો, છતાં તમારામાં આટલી અજ્ઞાનતા રહે એ કેટલાં આશ્ચર્યની વાત છે? એવું મૃગનું બચ્ચું કે, જેની પૂંછડી સોનાની હોય તે પ્રત્યક્ષ જોવાનું તો દૂર રહ્યું પણ કદી સ્વપ્નમાય દેખ્યું છે? અથવા કોઈ પાસે સાંભળ્યું કે પુસ્તકોમાં વાંચ્યું પણ છે? જો નહિ, તો પછી એવું મૃગનું બચ્ચું હોય છે તેની શી ખાત્રી? મેં સાત દિવસ સુધી. વનમાં હંમેશા શોધ્યું; પરન્તુ મને એકપણ એવું મૃગ કે મૃગનું બચ્ચું—ન દેખાયું, કે જેની પૂંછડી સોનાની હોય—સંસારમાં હોત તો કદાપિ હું તેને લાવ્યા વગર ન રહેત; પરન્તુ શું તે મારી દૃષ્ટિથી પણ છૂપું રહેત? હું નથી કહી શકતો કે તમે સર્વથા અપ્રાપ્ય વસ્તુ માગીને, મારી આટલી કઠિન પરીક્ષા કેમ કરી છે કે જેમાં હું કદાપિ સફળતા ન મેળવી શકું? હવે મારા કથન પર વિશ્વાસ મુકો અને નિષ્ઠૂરતાને છોડી, શૃંગાર ધારણ કરી હમેશની જેમ પ્રેમવ્યવહાર કરો.

રાણી—સારી વાત છે નાથ! આપ જે કાંઇ કહી રહ્યા છો તે આપને માટે શોભાસ્પદ નથી, એ તો હું નથી કહી શકતી, પણ હું અભાગિનીને માટે આપના હૃદયમાં સ્થાન ક્યાં છે કે જે મારી માગેલી વસ્તુ આપ મને લાવી આપો! આપના રાજ્યમાં, બધાને માટે તો સર્વ કાંઈ છે; પરન્તુ મારે માટે તો કેવળ તિરસ્કાર અને કપટભર્યો શુષ્ક પ્રેમ જ છે. જો મેં આપની પાસે અપ્રાપ્ય વસ્તુ માગી હતી, તો આપને એ વખતે કહી દેવું જોઇતું હતું, કે જેથી તેને માટે ન તો હું પ્રતિજ્ઞા કરત, અને ન તો આપની પાસે પણ પ્રતિજ્ઞા કરાવત. આપ પણ ક્ષત્રિય છો અને હું પણ ક્ષત્રિયાણી છું. પોતાની પ્રતિજ્ઞા—ભલે સંભવિત હોય કે અસંભવિત હોય—પર દઢ રહેવું, એ ક્ષત્રિયોનો ધર્મ છે. એ પ્રમાણે હું આપના અને તમે મારા મિલનથી વંચિત રહ્યા અને ઇચ્છા પણ પૂર્ણ ન થઇ. હું આપને પહેલા જ પ્રાર્થના કરી ચૂકી હતી કે, આપ મારાથી પ્રેમ નથી કરતા બલ્કે મારો અનાદર કરો છો. આ . વાતની

પુષ્ટિ આથી વધારે થઇ ગઇ. આ અનાદરપૂર્ણ જીવનથી તો મરવું જ શ્રેષ્ઠ છે ( દાસીને સંબોધીને ) મલ્લિકે ! પતિ દ્વારા કોઈ પણ પ્રકારની આશા કરવી, એ દુરાશા માત્ર છે. એટલે ચાલો, મહેલમાં જઇએ અને આપણા બાકી રહેલા જીવનને ભગવદ્ભજનમાં જ વ્યતીત કરીએ.

આમ કહીને, દાસીને સાથે લઈ રાણી મહેલ તરફ ચાલી. રાજા તેણીને રોકવા માટે કહેતો જ રહ્યો, પરન્તુ રાણીએ રાજાના આ કથન પર ધ્યાન પણ ન આપ્યું, તેમ તે રોકાઇ પણ નહિં.

આ પ્રકારે રાણીનું ચાલ્યા જવાનું તાત્પર્ય રાજા સમજી ગયો. તે વિચારવા લાગ્યો કે, રાણી આ બધું મારા લાભને માટે જ કરી રહી છે, મારા હિતને જ દષ્ટિમાં રાખીને તેણે મને પોતાના મહેલમાં નહિ પ્રવેશવાની પ્રતિજ્ઞા કરાવી છે એટલે એનો આ વ્યવહાર સર્વથા ક્ષમ્ય છે કદાચિત એમ સમજવુ મારો ભ્રમ પણ હોય તો પણ જ્યારે સ્ત્રી થઇને રાણી મારી અપેક્ષા નથી રાખતી, તો પછી હું પુરૂષ બનીને તેણીની અપેક્ષા શા માટે રાખું ? અત્યાર સુધી જે વિષયાનંદ લેતા હતા, તે બંને સમાનરૂપે જ લેતા હતા, વળી રાણી તો તેના અભાવમાં દુઃખ નથી માનતી. તો પછી હું દુઃખ શા માટે માનું ? જો મને રાણીનો વિયોગ અસહ્ય બનશે તો શું રાણીને મારો વિયોગ અસહ્ય નહિ બને ? અને જો તેને મારો તથા વિષયાનંદનો વિયોગ સહ્ય ( સહન કરવા યોગ્ય ) બની જશે, તો હું પુરૂષ થઇને તેણીનો તથા વિષયાનંદનો વિયોગ સહન કરવામાં અસમર્થ કેમ બનીશ ? રાણીતો પોતાની પ્રતિજ્ઞાના પાલનમાં એટલી દૃઢ રહે અને હું તેના પાલનમાં અશક્ત રહું, એ તો મારા પુરૂષાતનને કલંકિત કરનારી વાત છે. રાણીના તથા મારા, બંનેનાં હાનિ-લાભ, સુખ-દુઃખ આદિ જ્યારે સરખાં જ થશે, તો પછી હું જ શાં માટે ચિંતા કરૂં.

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ દઢતા ધારણ કરી અને તે પોતાના મહેલમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૫ મું

# રાજાની સુખ-નિદ્રા

હૃદયથી શાન્ત અને મનથી સ્થિર રહેવાથી, મનુષ્યને જે આનંદ મળે છે તે અશાન્ત અને અસ્થિર બનવાથી મળતો નથી. હૃદયને શાન્ત અને મનને સ્થિર રાખવા માટે જ યોગીજનો એકાન્તવાસ પસંદ કરે છે. એ જ કારણે તેઓ સાંસારિક ખટપટોથી દૂર અને સઘળી ચિંતાઓથી રહિત થઇ જાય છે. જે મનુષ્યમાં ચિંતાની છાયા જેટલી વધારે હશે તેટલું જ તેનુ હૃદય અશાન્ત અને મન અસ્થિર થશે. અને જેનામાં ચિંતાની છાયા જેટલી ઓછી હશે, તેટલું જ તેનું હૃદય શાન્ત અને મન સ્થિર થશે. તાત્પર્ય એ કે મન સ્થિર થવાથી મનુષ્યને આનંદ પ્રાપ્ત થાય છે અને ચિંતા એ મનને સ્થિર બનાવવામાં બાધક છે, ચિંતાગ્રસ્ત મનુષ્યના હૃદયને કોઇદિવસ કે કોઇ કામમાં શાન્તિ નથી મળતી. તેનું મન, પવન લાગવાથી ચાલતાં પાંદડાંઓની જેમ હમેશાં ચંચળ રહે છે. એવા મનુષ્યને ખાન-પાન, શયનાદિ લૌકિક કાર્ય અને જ્ઞાન, ધ્યાન, તપાદિ લોકોત્તર કાર્ય વગેરે કશામાં પણ આનંદ આવતો નથી.

સંસારનાં જ કાર્યો તરફ દૃષ્ટિપાત કરો. સંસારનાં આવશ્યક કાર્યો ખાવું, પીવું, સૂવું વગેરે ચિંતાગ્રસ્ત મનુષ્ય પણ કરે છે અને ચિંતા રાહત મનુષ્ય પણ કરે છે છતાં એ જ કાર્યોમાં ચિંતાગ્રસ્તને દુઃખનો અનુભવ થશે, છતાં જ્યારે ચિંતારહિતને શાન્તિનો અનુભવ થશે. કોઈ ચિંતાવિનાનો મનુષ્ય કે જે સૂઇને ઉઠે છે, ત્યારે તેને પૂછવાથી તે કહે છે કે, હું અતિ આનંદથી સુતો હતો. પરન્તુ ચિંતાગ્રસ્ત મનુષ્ય, જો

સૂઇને ઉઠે અને તેને પૂછવામાં આવે, તો તે કહેશે કે મને સારી રીતે ઉંઘ જ ન આવી, અથવા મેં આ જાતનું ખરાબ સ્વપ્ન નિહાળ્યું વગેરે. એ નિદ્રામાં ચિંતારહિતને આનંદ મળવાનું અને ચિંતાગ્રસ્તને ખરાબ સ્વપ્ન નિહાળવાનું કારણ એ છે કે, ચિંતારહિત મનુષ્યનું મન સ્થિર હતું અને ચિંતાગ્રસ્તનું મન અસ્થિર હતું—સારાંશ એ કે, મનની સ્થિરતા જ આનંદ આપનાર છે મનની સ્થિરતા વગરનો આનંદ દુઃખમાં પરિણમે છે અને મન સ્થિર થવાથી મનુષ્ય દુઃખને પણ આનંદ જ માને છે. મનની સ્થિરતાને માટે ચિંતાઓનો નાશ થવો જરૂરી છે. જે મનુષ્યની ચિંતા જેટલે અંશે નાશ થતી જશે, તેટલે અંશે તેનું મન સ્થિર થતું જશે અને ચિંતાઓનો સંપૂર્ણ પણે નાશ થવાથી તેનો આત્મા જ્ઞાનદ્વારા સચ્ચિદાનંદ બની જશે.

બગીચામાંથી પોતાના મહેલમાં આવીને, રાજા સૂઇ ગયો. આજે તેનું મન ચિંતાઓથી ઘણે અંશે મુક્ત હતું અને કંઇક રસ્તાનો થાક પણ હતો, એટલે તેને એવી અપૂર્વ ઉંઘ આવી કે જેનો અનુભવ તેણે કોઇ દિવસ કર્યો ન હતો. અસ્તુ,

રાજાએ રોકવા છતાં પણ રાણી ન રોકાતાં પોતાના મહેલમ આવી. તેની અત્યાર સુધીની તો ચિંતા રાજાના દર્શનથી નષ્ટપ્રાયઃ બની ચૂકી હતી, પરન્તુ મહેલમાં આવવાથી તેને એક બીજી ચિંતાએ ઘેરી લીધી. તે વિચારવા લાગી કે, સ્વામી વનનાં દુઃખોને ભોગવી, આજ સાતમે દિવસે ઘેર પધાર્યા, પરન્તુ મેં પાપિનીએ તેમનું કુશળ પણ ન પૂછ્યું, તેમના પર જે કષ્ટ વીત્યાં, તે પણ ન સાંભળ્યાં, એટલું જ નહિ પણ મારાં કઠોર વચનોથી તેમના હૃદયને વધારે દુઃખિત કર્યું અને તેમણે રોકવાં છતાં પણ હું તેમની પાસે ન રોકાઇ. જો કે મેં જે કાંઇ કર્યું છે તે તેમના હિતને અર્થે જ કર્યું છે, પરન્તુ નાથ મારા હેતુને સમજ્યા વિના, એમ તો નહિ કહે ને કે રાણી દુષ્ટ

હૃદયવાળી છે, તેનો સ્વભાવ ક્રૂર છે અને તે પતિવંચક છે. નાથ ! જે પ્રમાણે વરસાદ પહેલાં સૂર્ય પોતાના પ્રખર તેજથી સહુને તપાવે છે, તે જ પ્રમાણે મેં પણ આપને કષ્ટ આપ્યું છે. છતાં, સૂર્યની ઉષ્ણતા પછી, વરસાદથી જેવી શાન્તિ મળે છે એવી જ શાન્તિ મેં આપેલાં કષ્ટો સહન કર્યાં પછી, આપને મળશે કે નહિ એ વાત તો ભવિષ્યના ગર્ભમાં છુપાયલી છે. પ્રભો ! આજે આપ વનમાં અનેક કષ્ટો સહન કરીને પધાર્યા છો. એ વખતે સેવા વડે આપનો શ્રમ મટાડવાનું અને આપને સુખ આપવાનું મારૂં કર્ત્તવ્ય છે. પરન્તુ જો હું અત્યારે આપની સેવામાં હાજર થાઉં, તો મેં અત્યારસુધી જે કાંઇ કર્યું છે, જે હેતુથી મેં પોતે આપને દુઃખ તરફ ધકેલ્યા છે તે બધું નિષ્ફળ થઇ જાય.

રાણી આ ચિંતાને દૂર કરવા માટે, ભગવાનનું ભજન કરવા બેઠી. એ બોલવા માગે છે તો પરમાત્માનું નામ, પણ તેના મુખથી પરમાત્માને બદલે, પતિ-પતિ જ શબ્દ નીકળે છે. આ અંતરને માટે રાણી વિચારે છે કે, મારા માટે પરમાત્મા અને પતિ બંને સમાન જ છે. મને કોઇ વિષયેચ્છા માટે પતિ યાદ આવી રહ્યા નથી. વિષયવાસનાને તો હું પહેલેથી જ ત્યાગી ચૂકી છું એટલે મારા માટે પરમાત્મા અને પતિ બંને સરખા જ વંદ્ય છે.

રાણી, જોકે ચિંતાથી મુક્ત બનવા માટે, ચિત્તને અનેક પ્રકારથી સમજાવે છે, પરન્તુ તે રાજાના શ્રમ વગેરેનું સ્મરણ કરીને, રહી રહીને તે ચિંતા તરફ ચાલી જાય છે. રાણી વિચારે છે કે, મારે આ વખતે શું કરવું જોઇએ ? જો હું રાજાની સેવા કરવા જાઉં છું તો એ વાતનો ભય છે કે, રાજાનો મારાપર ફરીથી મોહ થઈ જાય તથા પ્રતિજ્ઞાનો ભંગ થઇ જાય અને જો નથી જતી તો હૃદયને ધૈર્ય નથી સાંપડતું

રાણીએ દાસીને બોલાવીને કહ્યું:–દાસી, સ્વામી વનમાં અનેક કષ્ટો સહન કરીને આજે આવ્યા છે. ભૂખ, પરિશ્રમ વગેરેથી તે પીડિત થયેલા

હશે. એટલે તું ભોજન સામગ્રી તથા તેલ લઇને તેમની સેવા કરી આવ. જોકે આ કાર્ય છે તો મારૂં, પરન્તુ હું અભાગિનીથી રાજા રૂપી મણિ દુષિત બની ગયું છે, અને આ વખતે મારા જવાથી, સંભવ છે કે તેઓ વધારે દુષિત પણ બની જાય. એટલે મારા આ કાર્યને તું જ કરી આવ. જેથી પતિની સેવા પણ થાય અને તેઓ નિર્દોષ પણ બને.

રાણીની વાત સાંભળીને, દાસી કહેવા લાગી—સ્વામિની, જણાય છે કે આજે આપને પતિપ્રેમને લીધે કોઇ વાતનુ ધ્યાન નથી, જો એમ ન હોય તો તમે મને આ વખતે રાજા પાસે જવાનું કદાપિ ન કહેત. રાતનો સમય છે, રાજા તેમના મહેલમાં એકલા છે, હું જાઉં અને તેઓ કામને વશ બનીને કોઇ અનુચિત કાર્ય કરી નાખે તો ! જ્યારે તેઓ આપના સહવાસથી દુષિત બની ગયા છે, તો મારા જવાથી તેઓને માટે કેટલા વધારે દુષિત બનવાની આશંકા છે ! વિચાર કરો. રાજા આપના પતિ છે અને આપ તેમના ધર્મપત્ની છો. એકાન્તમાં તેમની પાસે જવાનો અધિકાર આપને છે મને એ અધિકાર નથી કે હું એકલી તેમની પાસે જાઉં. હાં, જો આપ જતા હો, તો આજ્ઞા હોય તો હું પણ આપની સાથે આવું. અથવા આપની હાજરીમાં કાર્ય પ્રસંગે તેમની પાસે જઇ શકું છું. પરન્તું આપની ગેરહાજરીમાં રાતને વખતે તેમની પાસે જવા માટે હું આપની ક્ષમા માગું છું. અસ્તુ.

જો, જોવામાં આવે તો સ્ત્રી પુરુષ સંબંધી પાપનું ખાસ કારણ સ્ત્રી પુરૂષનો એકાન્તનિવાસ છે. એને માટે દૃષ્ટાન્ત આપવું અપ્રાસંગિક ગણાશે નહિ.

ભોજરાજાએ પોતાની સભાના પંડિતોને પૂછ્યું કે :—

मनोमहिलाविषयादितोऽपि कामस्य सत्यं जनकं कवे! कः ।

અર્થાત્—હે કવિ, કામને ઉત્પન્ન કરનાર, મન, સ્ત્રી, ખાનપાનાદિ તો છે જ, પણ તેનો સાચો ઉત્પાદક કોણ છે ?

રાજાના આ પ્રશ્નનો ઉત્તર કોઇપણ પંડિત ન આપી શકયો ત્યારે રાજાએ કાલિદાસને કહ્યું કે-શું મારા આ પ્રશ્નનો ઉત્તર તમે પણ નહિ આપી શકો? કાલિદાસે કહ્યું હું કાલે આપને આનો ઉત્તર આપીશ?

કાલિદાસ ઘેર આવ્યો. ઘેર આવીને તેણે ગ્રંથોમાં આ પ્રશ્નનો જવાબ શોધવાનો પ્રારંભ કર્યો, પરન્તુ એનો જવાબ કોઇપણ ગ્રન્થમાં ન મળ્યો.

કાલિદાસની સ્ત્રીનો દેહાંત થઈ ચૂકયો હતો. તેને પ્રભાવતી નામની એક પુત્રી હતી. જે એ જ નગરમાં પરણી હતી. પ્રભાવતી હમેશાં પોતાના પિતાને ઘેર આવતી અને ભોજન બનાવી તથા તેમને જમાડી જતી રહેતી હતી. હંમેશની જેમ તે દિવસે પણ તેણીને ભોજન બનાવ્યું અને કાલિદાસને કહ્યું કેઃ—પિતાજી, ભોજન કરી લો. કાલિદાસ એ વખતે ગ્રન્થોમાં રાજાની પ્રસ્નનો ઉત્તર શોધી રહ્યો હતો એટલે તેણે પ્રભાવતીની વાત સાંભળી ન સાંભળી હોય એમ કરી દીધી. પ્રભાવતી સમજી કે, પિતા આ વખતે કોઇ જરૂરી કામમાં પડેલા છે, સંભવ છે કે તે કાર્ય થોડીકવારમાં સમાપ્ત થઈ જશે. પ્રભાવતી થોડીકવાર રહીને, પછી કાલિદાસ પાસે ગઇ અને તેને ભોજન કરી લેવાનું કહ્યું; પરન્તુ કાલિદાસે જવાબ આપ્યો કે, હું થોડીકવાર પછી ભોજન કરીશ.

કાલીદાસનો આ જવાબ તથા તેની મુખમુદ્રા પરથી પ્રભાવતી સમજી ગઈ કે પિતાજી આ વખતે કોઈ ચિંતામાં છે.

તેણીએ પૂછ્યું—પિતાજી, આપ શી ચિંતામાં છો ? કાલિદાસે કટાણા મ્હોંએ જવાબ આપ્યો કેઃ—તું કંઇ જાણતી સમજતી તો નથી, તને શી ખબર કે હું આ વખતે શું કાર્ય કરી રહ્યો છું. એથી જ તું આ પ્રકારની અનાવશ્યક વાત કરીને, મારો વખત ગુમાવી રહી છે.

પ્રભાવતી—પિતાજી, આપ વિચારો તો ખરા કે, મારે બે ઘરનું કામ કરવું પડે છે જો હું બધું કાર્ય સમયસર ન કરૂં તો મારૂં કામ

કેવી રીતે થાય? હું ક્યારનીયે ભોજન બનાવીને આપને વિનંતિ કરી છું કે, ભોજન કરી લો, પરન્તુ આપ નથી તો ભોજન કરવા આવતા કે નથી તો આપની ચિંતા પણ કહેતા! વધારે નહિ તો આપની ચિંતા તો કહો, કે જે પર હું પણ વિચાર કરી શકું અને કદાચ સંભવિત હોય તો આપને કાંઇક સહાય પણ કરી શકું.

કાલીદાસે પ્રભાવતીને ભોજ રાજાનો પ્રશ્ન સંભળાવીને કહ્યું કે, મેં આ પ્રશ્નનો ઉત્તર રાજાને આવતી કાલે આપવાની પ્રતિજ્ઞા કરી છે; પરંતુ અત્યારસુધી હું પ્રસ્નનો ઉત્તર વિચારી શક્યો નથી, કે કોઇ ગ્રંથમાં પણ તેનો ઉત્તર મળતો નથી. પ્રભાવતીએ કહ્યું:—પિતાજી, રાજાના આ પ્રશ્નનો ઉત્તર, કાલની સભાના સમય પહેલાં હું આપને આપીશ. આપ આવીને ભોજન કરી લો. પ્રભાવતીએ વિશ્વાસ આપવાથી કાલિદાસે ભોજન કર્યું. પિતાને ભોજન કરાવીને પ્રભાવતીએ પોતાના સાસરે સંદેશ મોકલી દીધો કે, હું આજ મારા પિયર જ રહીશ.

સંધ્યા સમયે, પ્રભાવતીએ કાલિદાસને માટે જે ભોજન બનાવ્યું તેમાં તેણીએ કામોત્તેજક પદાર્થોનું સંમિશ્રણ કરી દીધું. કાલિદાસને એ ઉતેજક પદાર્થોનું ભોજન કરાવીને, પ્રભાવતીએ પણ ભોજન કર્યું અને બંને પોતપોતાને સ્થાનકે સુઇ રહ્યાં. પ્રભાવતીએ સુતાં પહેલાં, એવું સ્થાન જોઇ લીધું હતું કે જેમાં જતા રહેવાથી તે પિતાના હાથમાં પણ ન આવે અને રાજાના પ્રશ્નનો ઉતર પણ મળી જાય.

કામાંધ મનુષ્યની બુદ્ધિ નાશ પામી જાય છે. તેને તે વખતે કર્ત્તવ્યાકર્ત્તવ્યનું ભાન નથી રહેતું. ભલે ગમે તેટલો બુદ્ધિમાન મનુષ્ય હોય, તો પણ કામાંધ બનવાથી તેને કેવળ સ્રીની જ ધૂન રહે છે. પછી ભલે તે સ્રી, પુત્રી પણ કેમ ન હોય! અથવા પશુજાતિની જ કેમ ન હોય!

એ કામોત્તેજક પદાર્થોએ રાત્રિને વખતે કાલિદાસના મનમાં વિકાર ઉત્પન્ન કર્યો. કાલિદાસ કામવ્યથાથી મુક્ત થવાની ઇચ્છાએ પ્રભાવતી પાસે ગયો અને તેનાથી ભોગ ભોગવવાને માટે ઉપાય કરવા લાગ્યો. પ્રભાવતીએ પોતાના પર કાલિદાસને હસ્તક્ષેપ કરતો જોઇ તેને કહ્યું:—પિતાજી, સાવધાન રહો. પોતાની પુત્રી ઉપર શું આપ અત્યાચાર કરવા તૈયાર થયા છો? એ વખતે કાલિદાસ તો કામાંધ હતો. તેને એવે વખતે આ મારી પુત્રી છે કે બીજી કોઈ સ્ત્રી છે તેની ચિંતા ક્યારે હતી! તેણે પ્રભાવતીની વાત સાંભળીને તેણીને કહ્યું કે બસ, ચૂપ રહે, નહિ તો તારૂં જીવન જોખમમાં છે.

પ્રભાવતી સમજી ગઇ કે, મેં જ તેને કામોત્તેજક પદાર્થો ખવડાવ્યા છે, એટલે તે પોતાને આધીન નથી. આ વખતે તેનું ભાન લુપ્ત થઈ ગયું છે. તેણીએ કાલિદાસને કહ્યું:—પિતાજી, જો આપની ઇચ્છા એવી જ હોય તો દીપક તો ઓલવી નાખો. દીપક સળગી રહ્યો છે, તો શું તેને દેખતા છતાં તમે તમારી પુત્રીની સાથે અને હું મારા પિતાની સાથે ભોગ ભોગવીશ?

પ્રભાવતીની વાત સાંભળીને કાલિદાસ દીપક બુઝાવવા ગયો. એટલામાં જ પ્રભાવતી પહેલેથી જ નક્કી કરેલાં સ્થાનમાં ચાલી ગઈ. અને અંદરથી બારણું બંધ કરી દીધું. કાલિદાસ પાછો આવીને પ્રભાવતીને ભય બતાવવા લાગ્યો, પ્રલોભન આપવા લાગ્યો, પરન્તુ પ્રભાવતીએ એ ઉત્તર આપ્યો કે આપ સવારે ભલે મને મારી જ નાખો, પરન્તુ આ વખતે હું કદાપિ બારણું ખોલી શકતી નથી. કાલિદાસે પ્રભાવતીને મેળવવા માટે ઘણા ઉપાયો કર્યા, પરન્તુ તે તેને મેળવવામાં નિષ્ફળ નિવડ્યો.

કાલિદાસે આખી રાત્રી એ જ પ્રકારની વ્યથામાં વિતાવી. જ્યારે પ્રભાત થવા આવ્યું અને ઉત્તેજક પદાર્થોનો પ્રભાવ ઓછો થયો, ત્યારે

કાલીદાસને વિચાર આવ્યો કે, હું આ શું કરી રહ્યો છું ? હાય-હાય ! હું મારી પોતાની જ કન્યા સાથે વ્યભિચાર કરવા તત્પર થયો છું ! આ કન્યા શું કહેશે અને હું તેને મુખ કેમ બતાવીશ ! મારૂં કલ્યાણ તો હવે મરવામાં જ છે.

આ પ્રમાણે વિચાર કરી, કાલિદાસે પોતાનો પ્રાણ ત્યાગવાનો સંકલ્પ કર્યો. તેણે પ્રાણત્યાગ માટે ફાંસી લગાવવા એક દોરી બાંધી અને તેમાં પોતાનું ગળું ફસાવવા તૈયાર થયો. અહિં પિતાના ઉત્પાતને શાન્ત અને ઉત્તેજક પદાર્થોનો પ્રભાવનો સમય વ્યતીત થયો જાણી, પ્રભાવતીએ વિચાર કર્યો કે, હવે તો પિતાજીની બુદ્ધિ ઠેકાણે આવી ગઇ હશે. તે કમાડ ખોલીને બહાર નીકળી, તો જુએ છે કે પિતાજી મરવા માટે તૈયાર થઇ ઉભા છે. તેણીએ કહ્યું:—પિતાજી, આપ આ શું કરી રહ્યા છો ?

કાલિદાસ—બસ ! પ્રભાવતી, મને ક્ષમા કર. હું મારા આ કુકૃત્યની શિક્ષા પરલોકમાં તો ભોગવીશ જ પરન્તુ આ લોકમાં પણ હું મુખ બતાવવા માટે સર્વથા અયોગ્ય છું. હવે હું મારૂં કલ્યાણ મરવામાં જ જોઉં છું. એટલે તું આમાં વિઘ્ન ન નાખ તારા પર ખોટા વિચારો લાવીને, હું પોતે પણ ભ્રષ્ટ થયો અને તને પણ ભ્રષ્ટ કરવા ઇચ્છતો હતો, પરંતુ તું તારી બુદ્ધિથી બચી ગઈ. આ લોકમાં હું પાપનું પ્રાયશ્ચિત્ત મરીને જ કરીશ, એટલા માટે તું કાંઇપણ ન બોલ.

પ્રભાવતી—પિતાજી, જરા થોભો અને મારી વાતને સાંભળી લો. આપના મનમાં જે વિકાર ઉત્પન્ન થયો અને આપે જે કાંઇ ઉત્પાતાદિ કર્યો, તેમાં આપનો કાંઇ દોષ નથી, એ તો રાજાએ જે પ્રશ્ન કર્યો છે તેનો ઉત્તર માત્ર છે. મેં પ્રશ્નનો ઉત્તર આપવા માટે આપને એવા ઉત્તેજક પદાર્થો ખવડાવ્યાં હતાં, જેણે આપને એવું કરવા માટે વિહ્વલ બનાવ્યા. હવે તો આપ સારી રીતે સમજી ગયા

હશે કે, કામનો સાચો પિતા એકાન્ત છે. સાધારણ રીતે અથવા એવા ઉત્તેજક પદાર્થોના પ્રભાવથી કદી મન ખરાબ પણ થઇ જાય, તથા સ્ત્રી પણ પાસે જ હોય, તો પણ જો એકાન્ત ન હોય, અર્થાત્ ત્યા બીજા માણસો હાજર હોય, તો તે ખરાબ વિચાર કાર્યરૂપમાં કદાપિ પરિણીત ન થઈ શકે. આ જવાબ જો હું અનુભવ કરાવ્યા વગર આપત તો આપને વિશ્વાસ ન આવત. એટલા માટે મેં, પ્રશ્નનો ઉત્તર દેતા પહેલાં જ, ઉત્તરનો અનુભવ કરાવી દીધો

કાલિદાસ—જો કે તેં પ્રશ્નનો ઉત્તર આપવા માટે, જાણીબુઝીને ખવડાવ્યાં, જેથી હું મારા પોતાના તાબામાં ન રહી શક્યો, તથાપિ તારી સાથે કુકર્મ કરવાનો મારા હૃદયમાં વિચાર તો થયો. આ વિચારો આવ્યા તેનું મારે શું પ્રાયશ્ચિત્ત લેવું જોઇએ ?

પ્રભાવતી—જ્યારે આપ વિવશ હતા, તો પછી તેનું પ્રાયશ્ચિત્ત શું હોય? છતાં પણ જો આપ પ્રાયશ્ચિત્ત કરવાજ ઇચ્છો છો, તો આપ પણ પ્રાયશ્ચિત્ત કરો અને આપની સાથે હું પણ પ્રાયશ્ચિત્ત કરૂં છું કે ભવિષ્યમાં ભલે સગો બાપ પણ કેમ ન હોય, અથવા સગી પુત્રી પણ કેમ ન હોય, પણ તેની સાથે એકાન્તમાં રહેવું નહિ.

પ્રભાવતી દ્વારા મળેલો જવાબ, કાલિદાસે ભોજરાજાને સંભળાવ્યો, જે સાંભળીને તે પ્રસન્ન થયો.

સારાંશ એ, કે કામવિકારને કાર્યરૂપમાં પરિણીત કરવાનો અવસર ત્યારે જ પ્રાપ્ત થાય કે જ્યારે સ્ત્રીપુરૂષ એકાન્ત સ્થાનમાં હોય એથી બચવાને માટે સ્ત્રીપુરૂષનું એકાન્ત સ્થાનમાં રહેવાનું ત્યાજ્ય માનવામાં આવ્યું છે.

દાસીનો જવાબ સાંભળીને રાણી કહેવા લાગી, કે તારૂં કહેવું ઠીક છે. ખરી રીતે મેં, પતિપ્રેમના આવેશમાં કામની ઉચિતતા–અનુચિતતાનું ધ્યાન આપ્યું નહિ. પણ હવે હું પણ ડરતી નથી. ઇશ્વર અને સત્ય પર વિશ્વાસ રાખીને તેમને સૂવા જ દો. કાંઇ થશે તે સારૂં જ થશે.

# પ્રકરણ ૬ ઠું

## કર્ત્તવ્ય-માર્ગ

ધર્માત્મા મનુષ્ય સૂર્યોદય પહેલાં જ ઉઠીને, પરમાત્માનું ભજન કરવા લાગી જાય છે. તે આળસુઓની જેમ સૂર્યોદય પછી પડી રહેતા નથી. સૂર્યોદય પછી ઉઠવાથી, વૈદ્યક ગ્રન્થોમાં પણ ઘણી હાનિઓ બતાવવામાં આવી છે. રાત્રિએ વધારે સમય સુધી જાગવું અને પછી સૂર્યોદય પછી સૂતા રહેવું, એ પ્રાકૃતિક નિયમથી પણ વિરૂદ્ધ છે. પ્રકૃતિના આવશ્યક નિયમોની અવહેલના કરનાર માણસ, પોતાના જીવન, સ્વાસ્થ્ય, ઉત્સાહ અને લાભની પણ અવહેલના કરે છે. એવું કરનારો માણસ, પ્રાકૃતિક નિયમાનુસાર શિક્ષાને પાત્ર બને છે. સારાંશ એ કે, કર્ત્તવ્યને સમજનાર માણસ, સૂર્યોદયની પહેલાં જ ઉઠીને, પરમાત્માના ભજનમાં લાગી જાય છે. મહારાજા હરિશ્ચંદ્ર આજે સૂર્યોદય પહેલાં ઊઠયા. આજે સૂર્યોદય જોવાનો અવસર તેને ઘણા દિવસો પછી મળ્યો છે. તેના હૃદયમાં આજે એવો આનંદ છે, એવો ઉત્સાહ છે, શરીરમાં એવી સ્ફુર્તિ છે, મન એવું પ્રસન્ન છે, કે જેનો અનુભવ તેને ઘણા સમયથી થયો ન હતો. તે રાણીને ધન્યવાદ આપતો કહેવા લાગ્યોઃ-રાણી ! મને વનમા પ્રાકૃતિક દૃશ્ય જોવામાં, નિદ્રા લેવામાં અને આજે પ્રાતઃકાળે ઉઠવામાં જે આનંદ પ્રાપ્ત થયો છે, તે બધી તારી જ કૃપાનું ફળ છે તારો સોનાની પૂંછડીવાળા મૃગશિશુ માગવાનો હેતુ મને આ આનંદો પ્રાપ્ત કરાવવાનો છે. ખરી રીતે, હું મારા જીવનને વિષયવાસનામાં વ્યતીત કરીને, કલ્પવૃક્ષને કાપી ધતૂરાને વાવી રહ્યો હતો, હાથી આપીને ગધેડું લઇ રહ્યો હતો અને અમૃતને છોડી વિષ પી રહ્યો હતો. પરન્તુ તેં મારી ભૂલ બતાવી દીધી. હું તારો ઉપકાર માનું છું અને મારા પર તારૂં એ

ઘણું મોટું ઋણ સમજું છું. સોનાની પૂંછડીવાળું હરણનું બચ્ચું, દૈવયોગે કદાચ મળી જાત, તો પણ વિષયવાસનામાં મને એ આનંદ ન મળત જે આનંદ વિષયપાશથી મુક્ત રહેવામાં પ્રાપ્ત થયો છે.

હમેશના આવશ્યક કાર્યોથી નિવૃત્ત બનીને, મહારાજા હરિશ્ચંદ્ર સભામાં જઇને રાજ્યાસનપર બેઠા, તે રાજસિંહાસન જે ઘણા દિવસોથી ખાલી જ પડીરહેતું હતું, તે આજે રાજાના બેસવાથી સુશોભિત થયું. રાજા સિંહાસનપર બેસવાથી કેટલાક લોકોને તો આનંદ થયો અને કેટલાક લોકોને દુઃખ થયું. તે રાજ્યાધિકારીઓ, જેઓ રાજાની ગેરહાજરીમાં પ્રજાપર મનફાવતાં અત્યાચારો કરતાં હતાં અને પોતાનો સ્વાર્થ સાધતા, તથા તે અનાચારી કાર્ય કર્ત્તાઓ, જેઓ રાજાની ગેરહાજરીમાં નિરંકુશ બન્યા હતા, તેમને તો રાજાના રાજ્યાસનપર આવવાથી દુઃખ થયું. રાજાના રાજ્યાસન પર આવતાં પહેલાં, તે લોકો સમજતાં હતા કે, રાજા તો રાણીની સાથે વિષયભોગમાં પડ્યો છે, એટલે અમે જ રાજા છીએ. આજે રાજાના આવી જવાથી, તેમના તે વિચારોપર પાણી ફરી ગયું, એટલા માટે તેમને રાજાના આવવાથી દુઃખ થયું પરન્તુ જે લોકો રાજાના શુભચિંતક તથા ન્યાયપ્રિય હતા, જેઓ અન્ય અધિકારીઓના અત્યાચારો જોઇ-જોઇને ત્રાસી ગયા હતા અને જેમને રાજ્યાસન ખાલી રહે એ ખરાબ લાગતું હતું, તેઓ રાજાના સિંહાસન પર બેસવાથી આનંદ પામ્યા. અને કહેવા લાગ્યા કે, આજ સૂર્યવંશનો સૂર્ય સિંહાસનરૂપી ઉદયાચલ પર ઉદયમાન થયો છે. આ તેજોરાશિનો ઉદય થવાથી અત્યાચારી ઘુવડ જરૂર છુપાઈ જશે.

જે રાજા, ઘણા વખતથી મહેલની બહાર પણ નીકળ્યો ન હતો, રાજ્યકાર્ય તરફ જે કદી નજર સરખી કરતો ન હતો, તે રાજા આજે અચાનક અને યથાસમયે આવી રાજયકાર્ય તપાસવા માટે તૈયાર થયો તે માટે લોકો આશ્ચર્ય પામવા લાગ્યા. રાજાના સ્વભાવમાં એકાએક આ પ્રમાણે ફેરફાર થવાના કારણની લોકોએ તપાસ કરી, તો

તેમને ખબર પડી કે રાણીની કૃપાથી રાજા રાજ્યકાર્યમાં પુનઃ પ્રવૃત્ત થયા છે. રાણીએ, રાજાને સોનાની પૂંછડીવાળું મૃગનું બચ્ચું ન લાવી શકવાના કારણે પોતાના મહેલમાં આવતો રોકયો છે. આ ઉપરથી રાજાને પોતાના કર્ત્તવ્યનું ભાન થયું છે. એ જાણીને લોકોએ રાણીની પ્રશંસા કરી અને તેને અનેક ધન્યવાદ આપ્યા.

રાણીના મહેલમાં ન જવા માટે વચનથી બંધાયલો રાજા એકાગ્રચિત્તે રાજકાર્ય જોવામાં તલ્લીન રહે છે. તેનો સઘળો સમય રાજકાર્ય જોવામાં, ન્યાય કરવામાં, પ્રજાનાં દુઃખોને દૂર કરી તેને સુખ આપવાં વગેરે કાર્યોમાં જ વ્યતીત થાય છે. પ્રજાને માટે સદાચારાદિ નીતિ સંબંધી અને કલા-કૌશલ્ય આદિ વ્યવસાય સંબંધી શિક્ષણનો તેણે એવો પ્રબંધ કર્યો કે, જેથી તેના રાજ્યમાં અપરાધોનું નામ પણ ન રહ્યું. રાજા, ગુન્હાઓના કારણોની તપાસ કરીને તેનો નાશ જ કરી દેતો, જેથી ફરીથી ગુન્હો થાય જ નહિં. ન્યાય પણ તે એટલો સરસ આપતો, કે કોઈ પણ પક્ષને દુઃખ થતું ન હતું. જે પ્રમાણે હંસ, દૂધ તથા પાણીને જુદા કરે છે તે જ પ્રમાણે કટોકટીના સમયના મુકદ્દમામાં પણ રાજા સત્ય તથા જૂઠને અલગ અલગ કરી દેતો. રાજ્યાધિકારીઓ દ્વારા કોઇપર અત્યાચાર ન થાય, તેને માટે ઘણી જ સાવધાની રાખતો અને ચોર લૂંટારા વગેરેના ઉપદ્રવથી પ્રજાનું રક્ષણ કરવું, એમાં તે પોતાનું પરમ કર્ત્તવ્ય સમજતો. આ પ્રમાણે એમાં તે પોતાનું પરમકર્ત્તવ્ય સમજતો આ પ્રમાણે તેના રાજ્ય સંચાલનથી થોડા જ દિવસોમાં પ્રજા સુખ-સમૃદ્ધિથી સંપન્ન બની ગઇ. કોઇ દુઃખી ન રહ્યું. હરિશ્ચંદ્રનું આ નીતિ-ધર્મમય રાજ્ય સત્યનું રાજ્ય 'કહેવાવા લાગ્યું' અને તેની કીર્તિ દુનિયાભરમાં પ્રસરી ગઇ. આ પ્રમાણે રાણીએ પોતાના ત્યાગ તથા ઉદ્યોગથી, પોતાની મન-કામના પણ પૂર્ણ કરી લીધી. રાજાને તેના કર્ત્તવ્યપથપર પણ આરૂઢ કરી દીધો. અને પોતાનું તેમજ પોતાના પાતનું કલંક પણ ધોઈ નાખ્યું.

## પ્રકરણ ૭ મું

### ઇન્દ્ર–સભા

ત્રૈલોક્યમાં સત્ય સમાન કોઇ બીજી વસ્તુ નથી. સત્ય જ સંસારની સ્થિતિ છે. જો સત્ય માત્ર એક ક્ષણને માટે પણ સંસારનો સાથ છોડી દે, તો સંસારનું કામ ચાલવું કઠિન જ નહિ પણ-સર્વથા અસંભવિત બની જાય. સત્કીર્તિ મેળવવા માટે પણ સત્ય એક અનન્ય સાધન છે. સત્યનું પાલન ભલે હરકોઈ પ્રદેશમાં કરવામાં આવે, પરંતુ એ સત્યપાલનથી થનારી સત્કીર્તિ એ જ પ્રદેશમાં મર્યાદિત નથી રહેતી પણ પવનની જેમ સર્વત્ર પ્રસરી જાય છે. છતાં શરત એ છે કે, સત્યપાલનમાં પ્રશંસાની આકાંક્ષા ન કરવામાં આવે, પણ આકાંક્ષા રહિત બનીને સત્યપાલન કરવું. કોઈ આકાંક્ષા ઇચ્છાથી સત્યનું પાલન કરવું એ તો એ આકાંક્ષાનો વ્યાપાર કરવા બરાબર છે.

સ્વર્ગની સુધર્મ–સભા, હંમેશ કરતાં આજે વધારે પ્રમાણમાં શણગારવામાં આવી હતી. ચારે તરફ પારિજાતનાં ફુલો લાગ્યાં છે અને સભામાં ચામર, છત્ર વગેરેથી સુશોભિત ઇન્દ્ર બેઠા છે. લોકપાળાદિ તમામ દેવતાઓ અને અપ્સરાઓ પોતપોતાને સ્થાને બેઠા છે, તથા આત્મરક્ષકાદિ અનુચરગણ પણ યથાસ્થાને ઉભો છે. સભાની મધ્યમાં નાચ-ગાનનો અખાડો બની રહ્યો છે, જેમાં ગાયક-ગાયિકાઓ અને નાચનાર-નાચનારીઓ સુસજ્જિત ઉભાં છે.

ગાનાર-નાચનારાઓએ ઇન્દ્ર પાસે આજ્ઞા માગી કે, આજ અમે લોકો કયા વિષયનું ગીત ગાઇએ અને નૃત્ય કરીએ ? ઇન્દ્રે કહ્યું:—સંસારનાં અન્ય વિષયો પર તો હંમેશા નૃત્યગાન થાય છે, એટલે

આજ સત્યનું ગીત ગાઓ અને તે જ પ્રમાણે નૃત્ય કરો સત્યના જ પ્રતાપથી અમે લોકો અહીંઆ આનંદ ભોગવી રહ્યા છીએ. એટલા માટે આજે સત્યનાં જ ગુણગાન કરીને અહિં બેઠેલા દેવો તથા અપ્સરાઓને સત્યનું મહત્ત્વ સંભળાવો.

સત્યનું ગાન કરવા માટે ઇન્દ્રની આજ્ઞા મેળવીને, ગાયકગણ વગેરે ઘણા જ પ્રસન્ન થયા. તેમણે ગાન તથા નૃત્ય વડે સત્યનું જે સજીવ દૃશ્ય બતાવ્યું, એથી આખી સભા પ્રસન્ન થઇ ઉઠી અને સત્યની સાથે જ ગાયક તથા નૃત્યકારોની પણ પ્રશંસા કરવા લાગી. ગાનનૃત્ય સમાપ્ત થતાં ઇન્દ્ર કહેવા લાગ્યાઃ—

મારા વ્હાલા દેવો તથા અપ્સરાઓ! તમે જે સત્યનાં નૃત્યગાન હમણાં જોયાં સાંભળ્યાં છે અને જેને જોઇ સાંભળીને તમે પ્રસન્ન થયા છો, તે સત્ય સાક્ષાત્ જેની પાસે હશે, તે કેટલો આનંદિત રહેતો હશે, એ વાતનો વિચાર કરો. સત્ય સૂક્ષ્મ છે, એટલે તે સાકાર વિના ઉપયોગમાં નથી આવી શકતું અને જ્યાં સુધી ઉપયોગમાં ન આવે—કોઇને પ્રયોગમાં લાવતા ને જોઇએ—ત્યાંસુધી સત્યને સમજવા માટે આદર્શ મળતો નથી. તમે લોકો દેવલોકમા છો, તો પણ સત્યની તે મૂર્તિના દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત નથી થયું કે જેના દર્શનનું સૌભાગ્ય મૃત્યુલોકના માનવીઓને પ્રાપ્ત થયું છે મૃત્યુલોકમાં અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર એવો સત્યવાદી છે કે માનો કે સાક્ષાત્ સત્ય જ હરિશ્ચંદ્રના રૂપમાં હોય. હરિશ્ચંદ્રમાં સત્ય, ફુલમાં સુગંધ, તલમાં તેલ અથવા દૂધમાં ઘી ની જેમ વ્યાપ્ત છે. જે પ્રમાણે શરીરરમા જીવ સર્વત્ર અને સમુદ્રમાં જળ અથાગ છે તે જ પ્રમાણે હરિશ્ચંદ્રમાં સત્ય સર્વત્ર તથા અથાગ છે. જેમ મેરુપર્વત અચળ છે, તેમ હરિશ્ચંદ્રનું સત્ય પણ અચળ છે. જેવીરીતે કોઇ સૂર્યનો ચંદ્ર, ચંદ્રનો સૂર્ય, લોકને અલોક, અલોકને લોક અને ચૈત્યને જડ તથા જડને ચૈતન્ય બનાવવા સમર્થ નથી,

તેવી જ રીતે હરિશ્ચન્દ્રને સત્યથી વિચલિત કરવામાં પણ કોઇ સમર્થ નથી. જેમ એ બધાની મર્યાદા સ્થિર છે તે જ પ્રમાણે હરિશ્ચંદ્રનું સત્ય પણ સ્થિર છે. હરિશ્ચંદ્રનું કોઇપણ કાર્ય સત્ય વગરનું નથી તે સત્ય ઉપર ધ્રુવસમાન અટલ છે. ગંગાનો પ્રવાહ ફેરવવામાં, સમુદ્રનો અંત ખોળવામાં, જળમાંથી ઘી કાઢવામાં અને ચંદ્રમાંથી અગ્નિ વરસાવવામાં ભલે કોઈ સમર્થ પણ થાય પરન્તુ હરિશ્ચંદ્રને સત્યથી અલગ કરવામાં કદાપિ કોઈ સમર્થ બની શકતું નથી.

હરિશ્ચંદ્ર મૃત્યુલોકમાં છે અને આપણે દેવલોકમાં છીએ, એવા વિચારથી તમે તેને તુચ્છ ન સમજો. ધર્મ અને પુણ્યનું ઉપાર્જન કરવા માટે મૃત્યુલોક જ શ્રેષ્ઠ છે. મૃત્યુલોકમાં ઉપાર્જન કરેલાં ધર્મ-પુણ્યના પ્રતાપથી જ તમે તથા હું આ લોકમાં આનંદ ભોગવી રહ્યા છીએ. એ પણ વિચારો કે, હરિશ્ચંદ્રને નાનો ન માનો. જે ધર્મ-પુણ્ય મનુષ્ય શરીરદ્વારા થઇ શકે છે તે આ દેવ શરીરદ્વારા થઈ શકતા નથી શરીરનોઅંત લાવવા માટે તથા તેને જન્મ મરણ રહિત બનાવવા માટે મનુષ્યજન્મ જ ધારણ કરવો પડે છે. મનુષ્ય શરીરધારી જીવ દેવયોનિ પ્રાપ્ત કર્યાવગર મોક્ષ જઇ શકે છે, પરન્તુ દેવ શરીરધારી, મનુષ્ય જન્મ ધારણ કર્યા વગર મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી. એટલે હરિશ્ચંદ્રને તમે 'તે મનુષ્ય છે. માટે નાનો ન સમજો. સત્યપાલન માટે આ વખતે હરિશ્ચંદ્ર અદ્વિતીય છે, તેની બરોબરી કરે તેવો સંસારમાં બીજો કોઈ નથી.

સંસારમાં મનુષ્ય વિશેષ કરીને બે પ્રકારના માનવામાં આવે છે. એક દુર્જન અને બીજો સજ્જન. સજ્જન મનુષ્ય બીજાની પ્રશંસા સાંભળીને—બીજાને સુખી જોઇને—સુખી થાય છે અને બીજાને દુઃખમાં જોઇ, તેને પોતાને પણ દુઃખ દૂર કરવાનો ઉપાય કરે છે. કદી કોઇને દુઃખ આપવાનો વિચાર પણ કરતો નથી બીજાનાં દુર્ગુણોનો ઢંઢેરો ન પીટતાં, તે પોતાનાં દુર્ગુણો દૂર કરવાનો પ્રયત્ન કરે છે અને ઇર્ષ્યા, દ્વેષ, ક્રોધાદિ

દુર્ગુણોને પાસે પણ આવવા દેતો નથી. પરન્તુ દુર્જનોનો સ્વભાવ સજ્જનોના સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ હોય છે. તેઓ બીજાના લાભમાં પોતાની હાનિ, બીજાની હાનિમાં પોતાનો લાભ, બીજાના દુઃખે પોતે સુખી અને બીજાના સુખે પોતે દુઃખનો અનુભવ કરે છે. બીજામાં સદ્ગુણ જોઇને, તેને ઇર્ષા થાય છે અને દુર્ગુણ જોઇને તેને પ્રસન્નતા થાય છે. બીજાની પ્રશંસા તેને અસહ્ય લાગે છે, એટલે તેઓ, તે સાંભળતાં ઘૃણા કરે છે. પણ બીજાની નિંદા કરવામાં કે સાંભળવામાં તેઓ કદી થાકતા નથી. તેમનું હૃદય કાજળની જેમ કપટથી ભરેલું, મોઢું વિષના ઘડાની જેમ દુર્વાક્યથી ભરેલું, નેત્ર અગ્નિની જેમ ક્રોધથી ભરેલાં અને મન ખોટાં વિચારોથી ભરપુર રહે છે. વિદ્વાનોએ દુર્જનોની તુલના ઇન્દ્રની સાથે કરીને તેમને ઇન્દ્રથી પણ મોટા ગણાવ્યા છે. તેઓ કહે છે કે, ઇન્દ્રનું શસ્ત્ર-વજ્ર ઇન્દ્રના હાથમાં રહે છે અને તે માત્ર શરીર પર જ આઘાત પહોંચાડી શકે છે, પણ દુર્જનોનું શસ્ત્ર-દુર્વચન, દુર્જનોના મુખમા રહે છે અને તે મનુષ્યના હૃદયપર આઘાત પહોંચાડે છે. વજ્રનો ઘા અને તેની પીડા તો મટી પણ જાય છે, પરન્તુ દુર્વચનનો ઘા તથા તેની પીડા મટવી મુશ્કેલ છે. ઇન્દ્રની આંખોમાં જેટલું તેજ છે, તેટલો ક્રોધ દુર્જનોની આંખોમાં છે. ઇન્દ્ર પોતાની આખોવડે બીજાનાં સદ્ગુણો જુએ છે, જ્યારે દુર્જન પોતાની આંખોથી બીજાનાં દુર્ગુણો જુએ છે. સારાંશ એ કે દુર્જન પણ એક પ્રકારનો ઇન્દ્ર છે. તફાવત માત્ર એટલો જ છે કે, ઇન્દ્ર સદ્ગુણોથી મોટો છે અને દુર્જન દુર્ગુણોથી મોટો છે. અસ્તુ.

એક જ વસ્તુ, પ્રકૃતિની ભિન્નતાથી ભિન્ન-ભિન્ન ગુણ આપે છે. જે જળ છીપમાં પડીને મોતી બની જાય છે, તે જ જલ જો સર્પના મુખમાં પડે છે તો તે વિષ બની જાય છે. જે વાત સજ્જનોને સુખ આપનારી હોય છે, તે જ વાત દુર્જનોને દુઃખ આપનારી થઇ પડે છે. જે વર્ષા સંસારના સઘળાં વૃક્ષોને લીલાંછમ કરી દે છે, સઘળાં વૃક્ષો

જે વર્ષાથી પ્રફુલ્લિત બની રહે છે, તે જ વર્ષાથી જવાસો સૂકાઈ જાય છે. સારાંશ એ કે સારી વસ્તુ પણ વિરુદ્ધ પ્રકૃતિવાળાને માટે ખરાબ બની જાય છે.

સજ્જન મનુષ્ય બીજાની પ્રશંસા સાંભળીને, બીજામાં ગુણ જોઈને પ્રસન્ન થાય છે; પરન્તુ તે સજ્જનોની પ્રસન્નતાનું કારણ, દુર્જનોની અપ્રસન્નતાનું કારણ બની જાય છે. તેઓ તો માત્ર બીજાની નિંદા અને બીજાનાં દુર્ગુણોથી પ્રસન્ન થાય છે.

ઇન્દ્ર દ્વારા હરિશ્ચંદ્રની પ્રશંસા સાંભળીને, બીજા બધાં દેવ-અપ્સરાઓ વગેરે તો પ્રસન્ન થયાં, તેઓ હરિશ્ચંદ્રનું સત્ય અને તેની સાથે જ મૃત્યુલોક તથા મનુષ્ય જન્મની પ્રશંસા કરીને સત્યરહિત દેવ-જન્મને ધિક્કારવા લાગ્યા; પરન્તુ એ દેવોમાંથી એક દેવને હરિશ્ચંદ્રની પ્રશંસા ઠીક ન લાગી. તે ઇન્દ્રના ભયથી પ્રત્યક્ષ તો કાંઇ ન બોલી શક્યો, પણ હૃદયમાં બળી ગયો હતો અને વિચારતો હતો કે:–આ ઇન્દ્ર છે તો શું થયું, પણ તેને પોતાના અધિકારનું પણ ધ્યાન નથી. દેવતાઓની સામે ઇન્દ્ર થઇને, હાડચામડાંથી બનેલાં, રોગાદિ વ્યાધિઓથી ભરેલા મનુષ્યની પ્રશંસા કરવી એ કેટલું પતન બનાવે છે! હું તેનાથી ભય પામું છું. નહિ તો આજ સભામાં ઉભો થઇને ઇન્દ્રના કથનનો વિરોધ પ્રકટ કરીને કહેત કે, શું હરિશ્ચંદ્ર દેવતાઓથી પણ મોટો છે, કે જેની દેવસભામાં પ્રશંસા કરવામાં આવે છે? પરન્તુ હું ઇન્દ્રના કથનનો પ્રતિવાદ મોઢેથી નહિં કરતાં, કાર્યથી કરી બતાવીશ અને જે હરિશ્ચંદ્રની પ્રશંસા ઇન્દ્રે મોટા ગદ ગદ સ્વરથી કરી છે, તે જ હરિશ્ચંદ્રને સત્યથી પતિત કરીને, ઇંદ્રને બતાવી આપીશ કે, તમે એ હરિશ્ચંદ્રની સત્યભ્રષ્ટતા જોઇ લો જેના સત્યની પ્રશંસા દેવસભામાં કરીને, તમે દેવતાઓને તેનાથી તુચ્છ હોવાના ભાવ દર્શાવ્યા હતા અને હરિશ્ચંદ્રને સત્યની મૂર્તિ બતાવતા હતા, તથા સાથે જ મૃત્યુલોક અને મનુષ્ય જન્મની પણ શ્લાઘા કરતા હતા.

દુર્જનોને ખાસ કરીને સદ્દગુણોથી જ દ્વેષ થાય છે. એથી જ તેઓ બીજાની સુકીર્તિ સાંભળીને અથવા બીજાને સુખી જોઇને ઇર્ષ્યાગ્નિ બળવા માંડે છે જે પ્રમાણે રાહુ ચંદ્રમાને ગળી જવાની ચિંતામાં રહે છે, તે જ પ્રમાણે દુર્જન બીજાની કીર્તિ, સુખ અને ગુણ ગળી જવાની ચિંતામાં રહે છે તથા તે માટે ઉપાય શોધે છે તેમજ સમયની રાહ જોયા કરે છે. ઇન્દ્ર જો હરિશ્ચંદ્રની પ્રશંસા કરી અથવા હરિશ્ચંદ્રમાં સત્યપરાયણતા હતી, તો તેથી તે દેવને કોઇ જાતની હાનિ ન હતી; પરંતુ દુર્જનના સ્વભાવાનુસાર તે અકારણ જ હરિશ્ચંદ્રની સાથે સત્યની અને ઇંદ્રની પણ ઇર્ષ્યા કરવા લાગ્યો.

જગતમાં ઇર્ષ્યા સમાન બીજો કોઇ દુર્ગુણ નથી. જો કે ઇર્ષ્યા અગ્નિ નથી, છતાં પણ જો તે જેનામાં હોય છે તેના શરીરને નિરંતર બાળ્યા જ કરે છે. ઇર્ષ્યા કરનારનું મન કોઇ પણ સ્થિતિમાં પણ પ્રસન્ન નથી રહેતું. તે એ વિચારથી અંદરને અંદર બળ્યા કરે છે કે આ ગુણ, આ સુખ અથવા આ યશ-વૈભવાદિ આ બીજાને કેમ મળ્યાં છે? પછી ભલેને તે જ સુખવૈભવ તે ઇર્ષ્યા કરનારને પણ કેમ ન મળ્યાં હોય પરંતુ તે સુખવૈભવ બીજાની પાસે જોઇ શકતો નથી.

તે દેવ, ક્રોધ અને ઇર્ષ્યાથી ભરપૂર બની ઘેર આવ્યો. દેવાંગનાઓ તેની આકૃતિ જોઇને ભયભીત બની ગઈ કે, આજે ખબર પડતી નથી કે, તેઓ શા માટે અપ્રસન્ન છે? તેમણે બ્હીતાં બ્હીતાં પોતાના પતિને પૂછ્યું કે, આજે આપનું મન કેમ ઉદાસીન છે? આંખો કેમ લાલ છે અને શરીર કેમ કંપી રહ્યું છે? જણાય છે કે, આપને આ વખતે ક્રોધ થઇ રહ્યો છે. એટલે અમે જાણવા માગી છીએ કે, આપ કોનાપર કોપાયમાન થયા છો? શું દેવસભામાં ઇન્દ્રે આપનું કાંઇ અપમાન કર્યું છે. અથવા કોઇ બીજાએ આપને એવી કોઇ વાત કહી છે કે જેથી આપને ક્રોધ થઇ આવ્યો! અથવા બીજું કોઇ કારણ છે?

દેવ—શું તમે દેવસભામાં આવેલ ન હતા? અપ્સરાઓએ કહ્યું કે- અમે પણ ત્યાં જ હતી અને અત્યારે ત્યાંથી જ આવીએ છીએ.

દેવ—તો પછી તમને નથી ખબર કે, ત્યાં શું થયું હતું?

અપ્સરાઓ—ખબર કેમ નહિ? ત્યાં સત્યના વિષયમાં નૃત્યગાન થયાં હતા અને તે પછી ઇન્દ્રે હરિશ્ચંદ્રના સત્યનો મહિમા વર્ણવ્યો હતો.

દેવ—શું આ અપમાન ઓછું છે? આપણે દેવ શરીરધારીઓની સામે, આપણી જ સભામાં આપણા જ રાજા, મૃત્યુલોકના માનવીની પ્રશંસા કરે અને આપણે મૂંગે મોઢે સાંભળીએ, એથી વધારે અપમાન બીજું શું હોય? શું સત્ય મૃત્યુલોકમાં અને ત્યાંના મનુષ્યોમા જ છે? દેવલોક અને દેવતાઓમાં શું સત્ય નથી? તો પછી મૃત્યુલોકના મનુષ્યોના સત્યની પ્રશંસા કરીને, હરિશ્ચંદ્રને સંસારમાં સૌથી મોટો સત્યવાન બતાવવામા આવે અને દેવલોક તથા દેવતાઓના ગૌરવ-સન્માનની નિંદા કરવામાં આવે, એ કેટલું અનુચિત છે? જોકે સઘળા દેવો અને અપ્સરાઓ ત્યાં બેસીને સાંભળતાં હતાં; પરન્તુ બધા ઇન્દ્રના મુખે હરિશ્ચંદ્રની પ્રશંસા સાંભળીને પ્રસન્ન થઈ રહ્યા હતા. કોઇની પણ બુદ્ધિમાં આ વાત ન આવી કે, આ પ્રમાણે દેવલોક તથા દેવતાઓનું કેટલું અપમાન થઈ રહ્યું છે! જો હું ન હોત તો આ અપમાનજનક વાતપર કાંઇ વિચાર જ ન કરત, પરન્તુ યોગાનુયોગે હું પણ ત્યાં હાજર હતો, એથી મને આ અપમાનનું ધ્યાન રહ્યું. ઇન્દ્રે આજે દેવતાઓનું ઘોર અપમાન કર્યું છે. તે ઇન્દ્રપદને માટે તદ્દન નાલાયક છે. હું એ વખતે તો ઇન્દ્રના તે કથનનો વિરોધ ન કરી શક્યો, પરન્તુ મેં એ વિચારી લીધું છે કે, હરિશ્ચંદ્રને સત્યથી પતિત કરીને, આ પ્રમાણે ઇન્દ્ર દ્વારા કરવામાં આવેલી તેની પ્રશંસાનો વિરોધ કરું અને દેવો પર લાગેલા આ કલંકને દૂર કરી ઇન્દ્રને તેની ભૂલ બતાવી આપું,

ક્રોધના આવેશમાં, સારા-નરસાનું ભાન રહેતું નથી. ક્રોધીની બુદ્ધિ ભ્રષ્ટ બની જાય છે. એથી તે ન કહેવા યોગ્ય વાત કહી દે છે

અને ન કરવા યોગ્ય કાર્ય કરી નાખે છે. જો કે ઇન્દ્ર આ દેવનો સ્વામી છે, એથી તે પૂજ્ય છે પરંતુ ક્રોધને આધીન બની, એણે ઇન્દ્રને માટે પણ અસભ્યતાભર્યાં શબ્દો કહી નાખ્યાં. આગળ જતાં એ દેવને પોતાનાં કૃત્ય પર પશ્ચાત્તાપ કરવો પડશે, પરંતુ ક્રોધવશ આ વખતે તેને વાતના ઉચિત-અનુચિતપણાનું લક્ષ નથી. એ જ કારણે જ્ઞાની પુરુષ ક્રોધત્યાગનો ઉપદેશ આપીને કહે છે કે ક્રોધથી હમેશાં બચો.

દેવના સ્વભાવથી તેની અપ્સરાઓ પરિચિત હતી. તેઓ વિચારવા લાગી કે, સ્વામીને બીજાના ગુણ અને બીજાની પ્રશંસાથી દ્વેષ છે. તેમનો આ રોગ અસાધ્ય છે. એટલા માટે આ વિષયમાં એમની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કહેવું, એ તેમના ક્રોધાગ્નિમાં આહુતિ નાંખવા જેવુ છે. હરિશ્ચંદ્રના સત્યની પ્રશંસા સાંભળીને, અન્ય દેવોની માફક તેમને પણ પ્રસન્ન થવું જોઇતું હતું, પરંતુ પ્રસન્નતાને બદલે તેમના હૃદયમાં ઇર્ષાગ્નિ ભભૂકી ઉઠયો છે. તેઓએ દેવને ફરી પૂછ્યું કે આપ હરિશ્ચંદ્રને સત્ય-ભ્રષ્ટ કેવી રીતે કરશો?

દેવ—એનો પણ ઉપાય હું કોઇને કાંઇ વિચારી લઇશ. પણ પહેલા હું એ જાણવા માગું છું કે, તમને હું જે આજ્ઞા આપું તેનું પાલન કરશો કે નહિ? હું તમારી પણ કસોટી કરીશ કે તમે કયાં સુધી પતિ-આજ્ઞાનું પાલન કરો છો! એ તુચ્છ મનુષ્યની પ્રશંસા કરવામાં બધા લોકો એક તરફ થઇ ગયા. કોઇએ પણ ઇન્દ્રના કથન પર વિરોધ પ્રદર્શિત ન કર્યો, એ વિચારીને, મારું હૃદય ક્રોધથી બળી રહ્યું છે. મને, એ વખતે શાંતિ મળશે કે જ્યારે હું હરિશ્ચંદ્રને સત્યથી વિચલિત કરીને ઇન્દ્રને કહીશ કે, તમે અમારી સામે જે મનુષ્યના સત્યની પ્રશંસા કરી હતી, તેની સત્ય-ભ્રષ્ટતા જોઈ લો અને પ્રસંશા કરવા બદલ પશ્ચાત્તાપ કરો. ઠીક, એ કહો કે આ કાર્યમાં હું તમને જે આજ્ઞા આપું તેનું પાલન કરશો?

દેવની વાત સાંભળીને, અપ્સરાઓ પરસ્પર મંત્રણાઓ કરવા લાગી, કે, પતિના આ પ્રશ્ન નો શો જવાબ આપવો! તેઓમાંની પહેલી અપ્સરાએ બાકીની અપ્સરાઓને કહ્યુ કે, જો કે પતિ જે કાર્યને માટે આજ્ઞા આપવા ઇચ્છે છે, તે કાર્ય છે તો અનુચિત, પણ પતિની આજ્ઞા માનવી, એ આપણું કર્ત્તવ્ય છે. તેમના સારાં-ખોટાં કાર્યનું ફળ તેઓ ભોગવશે.

**બીજી**—ઇન્દ્ર કહી ચૂકેલ છે કે, જીવને અજીવ, લોકને અલોક આદિ બનાવવામાં કોઈ સમર્થ નથી, તે જ પ્રમાણે હરિશ્ચંદ્રને સત્યથી વિચલિત કરવામાં પણ કોઈ સમર્થ નથી આમ છતાં પણ પતિ, હરિશ્ચદ્રને સત્યથી વિચલિત કરવાનો વિચાર કરી રહ્યા છે, એ ઉચિત તો નથી, પણ પતિને આ વાત કહીને તેમના કોપનું પાત્ર કોણ બને? એટલા માટે આપણને તો આપણું કર્ત્તવ્ય-પતિના આજ્ઞાપાલન-પર દૃઢ રહેવું એજ ઉચિત છે. બહુમાં બહુ તો તેઓ, હરિશ્ચંદ્રનું સત્ય ડગાવવામાં આપણી મદદ લેશે, એ સીવાય બીજી શી આજ્ઞા આપશે?

**ત્રીજી**—પણ પતિએ કદાચ આપણને છળકપટ વડે હરિશ્ચંદ્રના સત્યનો ભંગ કરવાની આજ્ઞા આપી તો?

**ચોથી**—આપણને એ સાથે શું સંબંધ! આપણે તો પતિની આજ્ઞાનું પાલન કરવાનું છે. ઇન્દ્રના કથન પર વિશ્વાસ રાખો, હરિશ્ચંદ્ર સત્યથી કદાપિ વિચલિત ન બની શકે. સંભવ છે કે, પતિના આ ઉપાયથી હરિશ્ચંદ્રનું સત્ય વધારે સુખ્યાતિ પામે. આપણને એ બહાને તે સત્યમૂર્તિ હરિશ્ચંદ્રના દર્શન તો થશે કે, જેની પ્રશંસા ઇન્દ્ર પોતે કરી છે. આપણી પોતાની તો એ ઇચ્છા નથી કે, આપણે પણ હરિશ્ચંદ્રને સત્યથી વિચલિત કરવામાં પતિને સાથ આપીએ, પણ જ્યારે એવું કરવા માટે આપણને બાધ્ય કરવામાં આવે છે, તો પછી ઉપાય શો! શાસ્ત્રકારોએ આ વાત સ્પષ્ટ કરી દીધી છે કે, જો કદાચ બાધ્ય થઇને કોઇ અનુચિત

કાર્યમાં પ્રવૃત્ત થવું પડે તો પોતાનું હૃદય સ્વચ્છ રાખવું. આવી દશામાં એ અનુચિત કાર્યના અપરાધથી કેટલેક અંશે બચી જવાય છે. એ જ પ્રમાણે સ્વચ્છ હૃદયી છીએ, પરાધીન બનીને પતિના આ અનુચિત કાર્યમાં સહકાર આપીએ છીએ; એટલે આપણો કાંઈ અપરાધ નથી. બનકે આપણે તો પતિની આજ્ઞા-પાલનનો લાભ પણ મેળવીશું અને તે સાથે જ હરિશ્ચંદ્રના દર્શનનો લાભ પણ મેળવીશું.

આ પ્રમાણે વિચાર કરીને, અપ્સરાઓએ દેવને ઉત્તર આપ્યો કે, અમે તો તમારી આજ્ઞાંકિત છીએ, આપની આજ્ઞાનું પાલન કરવુ, એ આરૂં કર્ત્તવ્ય છે. એટલે આપ જે આજ્ઞા આપશો, તેનું અમે પાલન કરીશું.

અપ્સરાઓનો ઉત્તર સાંભળીને. દેવ એ વિચારથી પ્રસન્ન થયો કે, કામના પ્રારંભમા જ શુભ લક્ષણો દેખાયાં. અર્થાત્ અપ્સરાઓએ હરિશ્ચંદ્રને સત્યથી ડગાવવાના કાવત્રામાં મારી આજ્ઞા પાળવાનો સ્વીકાર કર્યો. હવે તો હુ અવશ્ય જ હરિશ્ચંદ્રને સત્યથી વિચલિત કરીશ. હું જ્યાંસુધી હરિશ્ચંદ્રને સત્યથી ન વિચલિત કરૂં ત્યાંસુધી મારા દેવજન્મને ધિક્કાર છે અને મારા સાહસકાર્યને પણ ધિક્કાર છે.



# પ્રકરણ ૮ મું

## ષડ્યંત્ર

દુર્જન મનુષ્ય જ્યારે કોઇનું ખરાબ કરવા ઇચ્છે છે, ત્યારે તે કોઇ ષડયંત્રથી કામ લે છે. જેવી રીતે ક્ષત્રિય લોકો એમ વિચારે છે કે, આ જગ્યાએ કયા અસ્ત્ર-શસ્ત્રથી કામ લેવું, તેવી જ રીતે દુર્જન માણસ ઉપાયનું હથિયાર શોધે છે. તે ઉપાય ઉચિત છે કે અનુચિત, પ્રશંસનીય છે કે નિંદનીય એ વાતનો તે વિચાર કરતો નથી. તેને તો બીજાની હાનિ કરવાનું જ ઇષ્ટ લાગે છે. એવા મનુષ્યને માટે એક કવિએ કહ્યું છે કે:—

घातयितुमेव नीचः परकार्य्यं वेत्ति न प्रसाधयितुम् ।
पातयितुमस्ति शक्तिर्वायोर्वृक्षं न चोन्नमितुम् ॥

અર્થાત્—નીચ મનુષ્ય, પારકાનાં કામને બગાડવાનું જાણે છે, પણ બનાવવાનું જાણતો નથી. વાયુ વૃક્ષને ઉખેડી શકે છે, પણ જમાવી શકતો નથી.

એ જ પ્રમાણે દુષ્ટ મનુષ્ય એવું પણ જાણતો હોય છે કે, હું કોઇનું ભલું કરી શકતો નથી, છતાં પણ તે વિનાં કારણે જ લોકોને નુકશાન કર્યા કરે છે. અસ્તુ.

અપ્સરાઓની વાત સાંભળીને દેવ પ્રસન્ન થયો, પણ એ પ્રસન્નતાની સાથે જ તે બીજી ચિંતામાં પડી ગયો કે, હરિશ્ચંદ્રના સત્યનો ભંગ કરવા માટે, કયા ઉપાયથી કામ લેવું. વિચારવાન મનુષ્યને પોતાની વૃત્તિઓ પ્રમાણે કોઇને કોઈ ઉપાય સૂઝી જ આવે છે. એ જ પ્રમાણે આ કાર્યની સફળતાનો ઉપાય ધારી લીધો. તેણે વિચાર્યું કે, આ

કાર્યમાં વિશ્વામિત્રને પોતાનું હથિયાર બનાવવું શ્રેયસ્કર છે. તેની પ્રકૃતિ ક્રોધી છે તે પણ પોતાના ક્રોધને શાન્ત કરવા માટે પ્રત્યેક શક્ય ઉપાયોથી કામ લે છે, એટલે તેને હથિયાર બનાવવાથી આ કાર્યમાં અવશ્ય સફળતા મળશે જ. જો હું કદાચ પ્રત્યક્ષમાં હરિશ્ચંદ્ર સાથે કાંઇ કપટ કરીશ, તો સંભવ છે કે, તે સાવધાન બની જાય. એટલા માટે હું તો અપ્રગટ જ રહીશ અને વિશ્વામિત્રને હરિશ્ચંદ્ર સાથે ભેટો કરાવી દઇશ. વિશ્વામિત્ર સ્વભાવથી ક્રોધી છે. માત્ર તેના ક્રોધને વધારી દેવાનું કામ છે. એકવાર હરિશ્ચંદ્ર પર જ્યાં તેનો ક્રોધ પ્રજ્વલિત થયો, કે પછી તે કોઇના કાબુમાં નથી અને હરિશ્ચંદ્રને કોઈ પણ પ્રકારે અપમાનિત કરીને જ છોડશે. હરિશ્ચંદ્રની ખ્યાતિ સત્યને લીધે જ છે, એટલે સત્યનો ભંગ કર્યા વગર તેનું અપમાન નથી થઈ શકતું વિશ્વામિત્ર પોતાનો ક્રોધ મટડવા માટે તેને સત્યથી જ પતિત કરશે અને એ રીતે મારી પ્રતિજ્ઞા પૂરી થઈ જશે.

હરિશ્ચંદ્ર પર વિશ્વામિત્રને કેવી રીતે કોપાયમાન કરવા, એ માટે દેવે વિચાર કર્યો કે, અપ્સરાઓ મારફત વિશ્વામિત્રના આશ્રમનો બગીચો નષ્ટ કરાવી નાખવો. બગીચો નષ્ટ થવાથી, તે જરૂર અપ્સરાઓ પર ક્રોધાયમાન થશે. અપ્સરાઓ પર ક્રોધાયમાન બનવાથી તે તેમને બાળી તો શકશે જ નહિ, પણ માત્ર શારીરિક શિક્ષા આપશે. એ શારીરિક શિક્ષા ભોગવતી વખતે તેઓ હરિશ્ચંદ્રની શરણે જશે. હરિશ્ચંદ્ર સત્યને માટે તો પ્રસિદ્ધ છે જ; એટલામાટે તે જરૂર અપ્સરાઓને કષ્ટમુક્ત કરશે. અપ્સરાઓને કષ્ટમુક્ત કરવાથી વિશ્વામિત્રનો ક્રોધાગ્નિ હરિશ્ચંદ્ર પર જરૂર ભભૂકી ઉઠશે અને આ રીતે આ ષડ્યંત્ર પણ સફળ થશે.

દેવે અપ્સરાઓને આજ્ઞા આપી કે, તમે વિશ્વામિત્રના આશ્રમમા જઇને, તેના આશ્રમની નજીક જે બગીચો છે તેને અહી તહીં વેડફી નાખો. વિશ્વામિત્રનાં ક્રોધથી તમે કિંચિત્ પણ ભય ન પામશો અને તે

જો કાંઇ શિક્ષા કરે, તો તેને સહન કરતી, હરિશ્ચંદ્રનું શરણ લેજો. હરિશ્ચંદ્રના શરણે જવાથી તે તમને તે શિક્ષાના કષ્ટથી મુક્ત કરશે, બસ! પછી તમે ચાલ્યા આવજો. તમારી આટલી જ સહાયતાથી હું મારા કાર્યમાં સફળતા મેળવી લઇશ.

દેવની આજ્ઞા મેળવીને, અપ્સરાઓ વિશ્વામિત્રના આશ્રમમાં આવી અને તેના બગીચામા ક્રીડા કરતી, તેને નષ્ટ-ભ્રષ્ટ કરવા લાગી. વિશ્વામિત્રના શિષ્યોએ તેઓને રોકી, સમજાવી અને વિશ્વામિત્રનો ભય દર્શાવ્યો, પરન્તુ તેઓ માની નહિ બલ્કિ, કોઈ તેના શિષ્યોની હાંસી કરવા લાગી, કોઇ તેમને ધમકી આપવા લાગી અને કોઇ કહેવા લાગી કે, અમને દરેક જગ્યાએ રમવાનો અધિકાર છે, તમે રોકનાર કોણ? જ્યારે શિષ્યોનું એ અપ્સરાઓને રોકવાનુ કંઇ ચાલ્યું નહિ, ત્યારે તેઓ ખીજાઇને, સમાધિમાં બેઠેલા વિશ્વામિત્રની પાસે ગયા. શિષ્યોનો કોલાહલ સાંભળીને, વિશ્વામિત્રની આંખ ખુલી. તેણે શિષ્યોને આ ધમાલ કરવાનું કારણ પૂછ્યું. શિષ્યોએ કહ્યું કે, કેટલીક અપ્સરાઓ બગીચાનો નાશ કરી નાખે છે, જેથી આટલા દિવસોની મહેનત વ્યર્થ જાય છે. તેઓ રોકવા છતા પણ નથી અટકતી; એટલું જ નહિ પણ ઠઠ્ઠામશ્કરી કરતી, હાસ્યપૂર્વક પોતે પોતાને એમ કરવાની અધિકારિણી કહે છે. તેઓને આપનો જરાપણ ડર નથી.

શિષ્યોની વાત સાંભળતાં જ, વિશ્વામિત્રની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ. તે બગીચામાં આવીને જુએ છે તો અપ્સરાઓ નિર્ભયતાપૂર્વક કોઇ વૃક્ષના પાદડાંઓ તોડી રહી છે, તો કોઇ ફળ-ફુલ, ડાળી આદિ તોડી રહી છે. તેણે ક્રોધાયમાન બનીને અપ્સરાઓને પૂછ્યું, કે તમે મારા બગીચાને શામાટે ઉજ્જડ બનાવી રહ્યા છો? જાણતા નથી કે, આ આશ્રમ એ વિશ્વામિત્રનો છે કે જેના ક્રોધથી આજે આખું જગત ભયભીત બની રહ્યું છે! હવે તમે તમારા કુકૃત્યને માટે મારી

પાસે ક્ષમાની પ્રાર્થના કરો અને અહીંથી જલ્દી નાસી જાઓ, નહિતો તમને યોગ્ય શિક્ષા કરીશ.

વિશ્વામિત્રની ક્રોધભરી લાલ આંખો જોઇને તથા તેની વાતો સાંભળીને, અપ્સરાઓ કિંચિત પણ ભય પામી નહિ ઉલ્ટું તેને જોઇને હસવા લાગી અને તેની મશ્કરી કરવા લાગી તેમાંની કોઇએ કહ્યું કે, આ સાધુ બન્યો છે, જે સ્ત્રીઓને ક્રીડા કરતી રોકે છે. કોઈ બોલી:– તમે સાધુ છો, તો જાઇને તમારૂં કામ કરો. અમારી જે ઇચ્છા હશે તે કરીશું, તું અમને કેવી રીતે રોકી શકે ?

તેઓનો આ વ્યવહાર, વિશ્વામિત્રની ક્રોધાગ્નિમા આહૂતિ આપવાનું કાર્ય કરી રહ્યો હતો. વિશ્વામિત્રનો ક્રોધ, છેલ્લી મર્યાદાએ પહોચી ગયો, પણ તે સ્ત્રીઓ હતી—દેવાંગનાઓ—હતી, એટલે વિશ્વામિત્ર તેઓને ભસ્મ કરવામાં અસમર્થ હતા. વ્યાકુલ બની, વિશ્વામિત્ર કેવળ આ શ્રાપ આપીને સંતોષ પામ્યો, કે અરે દુષ્ટાઓ! તમે જે હાથો વડે મારા બગીચાનાં વૃક્ષોનો નાશ કર્યો છે, લતાદિને તોડી, મરડી નાંખેલ છે, તે તમારા હાથ, મારા તપના પ્રભાવથી એ જ લતાઓમાં બંધાઈ જાઓ.

તપની શક્તિ મહાન્ હોય છે. એ શક્તિને ન માનવાની કોઇનામાં પણ શક્તિ નથી. પણ જ્યાં વિવેકી મનુષ્યોનું તપ સંસાર ઘટાડવામાં સહાયક થાય છે, ત્યાં અવિવેકી મનુષ્યોની તપશ્ચર્યા તેને સંસાર વધારવાના જ હેતુરૂપ બની જાય છે, મોક્ષના હેતુરૂપ નહિ. દેવતા પણ તપની શક્તિને આધિન છે. જેનામાં તપની શક્તિ છે, તેનું વરદાન કે શ્રાપ નિષ્ફળ જતાં નથી.

અપ્સરાઓ, દેવાંગના હોવાને લીધે, શક્તિસંપન્ન હતી, પરન્તુ તપોબળની આગળ તેમની કોઇ શક્તિ કામમાં ન આવી. વિશ્વામિત્રનો

શ્રાપ પડતાં જ તેઓનો કોમળ હાથ લતાદ્વારા વૃક્ષોમાં બંધાઇ ગયાં અને તેઓ તરફડવા લાગી. તેમણે છૂટવાના અનેક ઉપાય કર્યા, પણ એક પણ ઉપાય સફળ થયો નહિ દેવાંગનાઓને બંધાયેલી જોઇ, વિશ્વામિત્ર તેમને કહેવા લાગ્યો કે, હવે તમે મને જોઇ લીધો કે હું કોણ છું! મારામાં શી શકિત છે અને હું શું કરી શકું છું! હું પહેલા સમજાવતો હતો પણ તમે ન માન્યું. હવે તેનું ફળ ભોગવો અને યુગ-યુગાન્તર સુધી બંધાયલી રહો. હું તમને વધારે કઠણ શિક્ષા પણ કરી શકતો હતો, તે ત્યાંસુધી કે તમને બાળીને ભસ્મ પણ કરી શકતો હતો, પરન્તુ મેં તમારા પર સ્ત્રી હોવાને કારણે જ દયા કરી છે. એટલા માટે આટલી જ શિક્ષા કરી છે.

આ પ્રમાણે આત્મપ્રશંસા કરીને વિશ્વામિત્ર પોતાના સમાધિ-સ્થાને ચાલ્યો ગયો.

હવે જ્યારે જોયું કે વિશ્વામિત્રે પોતાના તપોબળથી અપ્સરાઓને વૃક્ષો સાથે બાંધી દીધી છે, ત્યારે તે એક અદશ્ય સેવકનું રૂપ બનાવી હરિશ્ચંદ્રના નોકરોમાં મળી ગયો. તેનો એમ કરવાનો હેતુ એ હતો કે, કોઇપણ પ્રકારે હરિશ્ચંદ્રને આ તરફ લાવીને, એ અપ્સરાઓને તેના હાથથી મુકત કરાવુ, જેથી વિશ્વામિત્રનો બધો ક્રોધ હરિશ્ચંદ્ર પર ઉતરી જાય.

નીતિજ્ઞ રાજાઓ, પોતાના હંમેશના રાજકાર્યથી નિવૃત્તિ મેળવીને બહાર ફરવા નીકળે છે. આજના અનેક રાજાઓએ આ ફરવાના કામને નિર્દોપ પશુઓના શિકારમાં પરિણીત કરી દીધું છે; પરન્તુ આ ધર્મશાસ્ત્રોને ન વાચવા-સાંભળવાનું અને સત્સગ ન કરવાનું કારણ છે. હાલના રાજાઓ કદાચ જો બહાર નીકળે ખરા, પરન્તુ શિકારના હેતુથી નીકળશે અથવા આ પ્રમાણે મોટરમાં નીકળશે કે જે લોકો રાજાને કંઇ પ્રાર્થના કરવા ઇચ્છતા હોય તે પ્રસંગ આવતાં મોટર વીચે કચડાઇ જાય. એ સિવાય જગ્યાએ જગ્યાએ પોલીસોનો એવો પહેરો ગોઠવાઇ

જાય કે લોકો રાજાને બરાબર જોઇ પણ ન શકે, આ તો ઘણી દૂરની વાત છે કે, કોઇ પોતાનુ દુ:ખ રાજાને સંભળાવી શકે. છતાં પહેલાના રાજાઓ એ હેતુથી ફરવા નીકળતા હતા કે એક તો જે મનુષ્ય દુઃખી હોય, તે કોઈ કારણથી રાજા સુધી ન પહોંચી શકે, તે પોતાનું દુઃખ રાજાને સંભળાવી શકે. બીજું જે પ્રજા રાજાને પિતાતુલ્ય સમજતી હોય, તે રાજાના દર્શન કરી પ્રસન્ન થઇ જાય અને રાજા પણ પોતાની પ્રજાને પુત્ર સમાન જોઇ લે. ત્રીજું, નગર, દેશ, પાક, સ્વચ્છતા વગેરેનું પણ નિરીક્ષણ થઇ જાય અને પોતાનું સ્વાસ્થ્ય પણ સારું રહે. તેઓ કોઇ ધીમી સવારી પર અથવા પગે ચલતા એ પ્રમાણે અવાજ કરાવતા ચાલતા હતા કે, રાજાના આવવાની સૌને ખબર પડી જાય. પછી જેને જે કાંઇ પ્રાર્થના-ફરિયાદ કરવી હોય તે રાજા પાસે કરતા અને રાજા તે ધ્યાનપૂર્વક સાંભળીને તેનું દુઃખ મટાડવાનો ઉપાય કરતા.

હંમેશની જેમ રાજા હરિશ્ચંદ્ર રાજકાર્યથી નિવૃત બની ફરવા નીકળ્યો. નગરમાં થઇને તે જંગલમાં ગયો. જંગલમાં પેલા સેવકનું રૂપ ધારણ કરેલા દેવના કહેવાથી, તે વિશ્વામિત્રના આશ્રમ તરફ ચાલ્યો ગયો. આશ્રમમા બંધાયલી અપ્સરાઓએ ચોપદારનો અવાજ સાંભળી તે તરફ જોયું, તો માલમ પડ્યું કે, કોઇ ચામર-છત્રધારી આવી રહ્યા છે. અપ્સરાઓએ અનુમાન કર્યું કે, કહો ન કહો, પણ હરિશ્ચંદ્ર જ આ તરફ આવી રહ્યા છે. આપણું મહદ્ભાગ્ય છે કે આ બહાને આપણને દર્શન તો થશે; પણ સંભવ છે કે આપણે મૂંગી રહીશું તો કદાચ હરિશ્ચંદ્ર આ તરફ ધ્યાન ન આપે અને આપણે બંધાયેલી જ રહી જઇએ, તથા હરિશ્ચંદ્રનું દર્શન પણ ન થાય. એટલે આપણે બધા ભેગા થઈ બૂમ પાડીએ. જેથી હરિશ્ચંદ્ર આપણો પોકાર સાંભળીને આ તરફ આવે.

આ પ્રમાણે વિચાર કરીને અપ્સરાઓએ કરુણોત્પાદક બૂમો પાડવાની શરૂઆત કરી. તેમનો દુઃખમય આર્તનાદ સાંભળીને, હરિશ્ચંદ્ર

સેવકોને આજ્ઞા આપી કે ઋષિ આશ્રમ પાસે કોણ રડે છે ? જલ્દી તપાસ કરો. સેવકગણ હરિશ્ચંદ્રની રજા મળવાથી આશ્રમમાં ગયા અને પાછા ફરીને હરિશ્ચંદ્રને પ્રાર્થના કરી કે, આશ્રમમાં ચાર કોમળાંગી અપ્સરાઓને કોઇએ ખુબ નિર્દયતાપૂર્વક ઝાડ સાથે બાંધી રાખી છે, એમનો જ આ પોકાર છે. તેઓ પોતાને બંધન મુક્ત કરવાની આપને પ્રાર્થના કરે છે.

રાજાના હૃદયમાં એ અપ્સરાઓ પ્રત્યે દયા ઉત્પન્ન થઇ. તે તત્ક્ષણ આશ્રમમાં આવ્યો અને તેણે અપ્સરાઓને પૂછ્યું કે—તમને કોણે તથા શા માટે બાંધી રાખ્યા છે ?

અપ્સરાઓ—અમે આ બગીચામાં ક્રીડા કરતી, ફલાદિ તોડતી હતી, એટલે વિશ્વામિત્ર ઋષિએ કોપાયમાન થઇને, પોતાના તપોબળથી અમને આ વૃક્ષમાં બાંધી દીધી.

હરિશ્ચંદ્ર—તમારે ઋષિના આશ્રમમાં આવીને વિઘ્ન કરવું ઉચિત ન હતું. ક્રીડા કરવા માટે બીજાં સ્થાનો ઓછા નથી. તમે અપરાધ તો જરૂર કર્યો છે, પણ ઋષિએ તમને જે શિક્ષા કરી છે તે અપરાધ કરતાં ઘણી વધારે છે. આ ઉપરાંત મુનિને શિક્ષા કરવી પણ ઉચિત ન હતી; કેમકે શિક્ષા કરવી એ તેમના અધિકાર બહારની વાત છે. મેં, શિક્ષા કરવા માટે જ, રાજદંડ મારા હાથમાં લઈ રાખેલ છે. શિક્ષા કરવી, એ મારૂં કામ છે, મુનિનું કામ નથી.

અપ્સરાઓ—અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે, આપ અમને બંધનથી મુક્ત કરી દો.

હરિશ્ચંદ્ર—હું તમને છોડી તો દઉં છું, પણ ભવિષ્યમાં કોઇ આશ્રમને નુકશાન કરશો નહિ.

અપ્સરાઓ—હવે કદાપિ એવું નહિ કરીએ.

એક—ક્રોધી તપસ્વીના તપો-બળની અપેક્ષાએ એક સત્યવાદી ગૃહસ્થનું સત્યબળ ઘણું વધારે છે. મનુષ્ય ગમે તેટલી તપસ્યા કરતો હોય, પણ જે ક્રોધને દબાવી ન શકયો, તેની અપેક્ષાએ તે ગૃહસ્થી જ પ્રશંસનીય છે, જે ગૃહસ્થ હોવા છતાં પણ સત્યપરાયણ છે,

હરિશ્ચંદ્રે એ અપ્સરાઓને મુક્ત કરવા, જેવો જ હાથ લગાડ્યો, કે તરત જ એ અપ્સરાઓ બંધનમુક્ત થઇ. અને હરિશ્ચંદ્ર પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવા લાગી હરિશ્ચંદ્રની આજ્ઞા મેળવી, તેઓ વિમાનમાં બેસી. આકાશમાં ઉડી ગઈ. ત્યાંથી હરિશ્ચંદ્ર પર પુષ્પવૃષ્ટિ કરતાં, અરસ્પરસ કહેવા લાગી—

પહેલી—હરિશ્ચંદ્રના ચહેરા પર જેવું તેજ ઝળકી રહ્યું છે, માનો કે તેજની મૂર્ત્તિ છે.

બીજી—એ સત્યનું જ તેજ છે જેના હાથમાં સત્યની જેવી અલૌકિક શક્તિ છે કે જે બંધનમાંથી છુટવા આપણે દેવાંગનાઓ હોવા પણ પરાજીત બની ચૂકી હતી, તે જ બંધન હરિશ્ચંદ્રનો હાથ લાગવાથી જ તૂટી ગયાં. ઋષિનુ તે તપોબળ, કે જેનો પ્રભાવ નષ્ટ કરવા આપણે અસમર્થ નીવડ્યા, તે, હરિશ્ચંદ્રના સત્ય બળ પાસે પરાજય પામ્યું. હરિશ્ચંદ્રની કૃપાથી જ આપણે છૂટી શક્યા, નહિ તો કોણ જાણે ક્યાંસુધી બંધાયલી રહેત, રાજાના હાથ સ્વભાવિક રીતે તો સાધારણ જ છે, સૌંદર્યાદિમાં તો તેના હાથ કરતાં આપણા ઘણે દરજ્જે વધી જાય છે, પણ તેના હાથોમાં કેવી અસાધારણ શક્તિ છે, કે બંધન છૂટવામાં ક્ષણમાત્રની પણ વાર ન લાગી!

ત્રીજી—જે હરિશ્ચંદ્રમાં સત્યનું આટલું તેજ છે, જે આ પ્રમાણે પરદુઃખભંજન છે તેનું સત્ય છોડાવવામાં પતિ કદાપિ સમર્થ નહિ બની શકે. પતિની આ પ્રવૃત્તિ વ્યર્થ છે.

**ચોથી**—જો કે તમારૂં આ કહેવું વ્યાજબી છે, પણ પતિ આજ્ઞા પાલનનું જ આ ફળ છે કે સત્યમૂર્તિ હરિશ્ચંદ્રનું દર્શન પણ થયું અને તે સાથે જ સત્ય ઉપર પણ દૃઢ વિશ્વાસ થઈ ગયો! આપણે તો પતિની આજ્ઞા માનવાના લાભમાં જ છીએ પતિઆજ્ઞા પાલનનું કેવું પ્રત્યક્ષ ફળ મળ્યું.

**આ** પ્રમાણે વાતો કરતી અપ્સરાઓ પોતાને ઘેર આવી; દેવ પણ એમ વિચારીને પોતાના ઘર તરફ ચાલી આવ્યો કે, હરિશ્ચંદ્ર પર વિશ્વામિત્રનો ક્રોધ થવાનું કારણ ઉત્પન્ન કરી જ દીધું છે, હવે જોઇએ છીએ કે આગળ શું થાય છે. આશા તો છે કે આ ષડ્યંત્ર સંપૂર્ણ સફળ થશે.

**આ** તરફ હરિશ્ચંદ્ર પણ પોતાને ઘેર ગયો. અપ્સરાઓને છોડવાનું કાર્ય, તેની દૃષ્ટિમાં ખાસ મહત્ત્વનું નહતું, એટલે તેને સ્મરણ પણ ન રહ્યું કે મેં વિશ્વામિત્રે બાંધેલી અપ્સરાઓને બંધન મુક્ત કરી છે.



# પ્રકરણ ૯ મું

## વિશ્વામિત્રનો કોપ



બીજાને દુઃખ આપનાર, પોતે પણ દુઃખમાં પડે છે. કોઈને આઘાત પહોંચાડવામાં પોતાના હાથને પણ આઘાત પહોંચે છે. કોઈ બીજાને અપમાનિત કરવામાં પહેલાં પોતાને જ નિર્લજ્જ બનવું પડે છે. સારાંશ એ કે, બીજાને નુકશાન કરવામાં પોતાને પણ નુકશાન ભોગવવું પડે છે; પરન્તુ બીજાને સુખ આપવામાં, બીજાને સન્માનિત કરવામાં અને બીજાનું રક્ષણ કરવામાં, પોતાને પણ સુખનો અનુભવ થાય છે. એટલા માટે મહાપુરુષ ઉપદેશ આપે છે કે, કોઈના આત્માને દુઃખ ન આપતાં સુખ આપો, તો તમે પોતે પણ સુખ પામશો.

અપ્સરાઓને બાંધીને, વિશ્વામિત્ર પોતાના સમાધિસ્થાને ગયા. તેમને એ વાતનું અભિમાન હતું કે, મેં મારા તપના બળે અપ્સરાઓને બાંધી દીધી છે, હવે તેમને છોડવાની કોઈનામાં પણ શક્તિ પણ નથી. તેમને મુક્ત કરવામાં હું જ સમર્થ છું. તેમનો પતિ આવીને, જ્યારે મને અનેક પ્રકારનાં કાલાંવાલાં કરશે, ત્યારે હું તેને મારો ક્રોધ બતાવીને તેમને બંધનમુક્ત કરીશ.

વિશ્વામિત્ર સમાધિમાં બેઠા, પરન્તુ તેમનું મન સમાધિમાં પણ અસ્થિર જ રહ્યું. તેમને હરઘડીએ તે અપ્સરાઓનો વ્યવહાર, પોતાનો ક્રોધ અને પોતાના તપોબળથી તેમનું બંધાઈ જવું વગેરે વાતો યાદ આવી જતી હતી. સમાધિ ન આવવાને લીધે તેઓ સમાધિસ્થાનમાંથી બહાર આવ્યા એટલામાં જ તેમના શિષ્યોએ આવીને ખબર આપ્યાં કે, જે અપ્સરાઓને આપે આપના તપોબળથી બાંધી દીધી હતી, તેઓ

છૂટીને ચાલી ગઇ છે. વિશ્વામિત્રને, શિષ્યોની વાત સાંભળીને ભારે આશ્ચર્ય થયું. તેઓ વિચારવા લાગ્યા કે, શું મારા તપમાં એટલી પણ શક્તિ ન રહી? તેમણે શિષ્યોને પ્રશ્ન કર્યો કે, તેઓ પોતાની મેળે જ છૂટીને ચાલી ગઇ, કે કોઇએ છોડવાથી ચાલી ગઇ?

શિષ્યો—તેઓને બાંધીને આપ આવ્યા, તે પછી થોડીવારે રાજા હરિશ્ચંદ્ર અહીં આવ્યા હતા. હરિશ્ચંદ્રને તેઓ પોકાર પાડવા લાગી, જે સાંભળીને હરિશ્ચંદ્ર ત્યાં ગયા અને તેમણે હાથ લગાડતાં જ તે અપ્સરાઓના બંધન તૂટી ગયાં.

શિષ્યોની આ વાત સાંભળતાં જ, વિશ્વામિત્રના ક્રોધસાગરમાં બમણાં તરંગો ઉઠવાં લાગ્યાં, તેઓ પોતાને સ્વાધીન રહી શક્યા નહિ અને કહેવા લાગ્યા. કે, શું હરિશ્ચંદ્રને મારો, મારા તપો-બળનો અને મારા ક્રોધનો કિંચિત્ પણ ભય નથી? શું આ પૃથ્વી ઉપર કોઇ એવો મનુષ્ય પણ છે કે, જે મારી ઉપેક્ષા કરતો હોય? શું હરિશ્ચંદ્રને એ ખબર નથી કે, મોટા મોટા મહર્ષિઓને પણ મારાથી પોતાની હાર માનવી પડી છે? હરિશ્ચંદ્ર! તેં મારી બાંધેલી અપ્સરાઓને, તારા રાજમદમાં—તારા સત્યના અહંકારમાં—અને તારી સહૃદયતા બતાવવા માટે છોડી દીધી છે, પરન્તુ જો હું મારા તપોબળથી તને કેવી શિક્ષા આપું છું, કે તારો સઘળો અહંકાર ઉતરી જાય અને તું સમજી શકે કે, તપસ્વીઓના અને ખાસ કરીને વિશ્વામિત્રના અપરાધીઓને છોડવાનું શું ફળ મળે છે! જો હું તને આ કાર્યની ઉચિત શિક્ષા ન આપું તો મારા વિશ્વામિત્ર નામને, મા। તપને અને મારા ક્રોધને ધિક્કાર છે.

હરિશ્ચંદ્ર પર ક્રોધ થવાના કારણે, વિશ્વામિત્રને આખી રાત ઉંઘ ન આવી. તેઓ એ ચિંતવતા રહ્યા કે, ક્યારે પ્રભાત થાય અને ક્યારે હું હરિશ્ચંદ્રને તેની જ સભામાં, તેના કૃત્યની સજા કરૂં.

ક્રોધ અને ક્ષમા, દયા અને હિંસામાં કેટલો તફાવત છે, તે વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્રની સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. અપ્સરાઓને

બાંધીને પણ, વિશ્વામિત્રને શાંતિ ન મળી. તેના હૃદયમાં એ અપ્સરાઓના જ વિચાર થવા લાગ્યા, જેથી એમનું સમાધિમાં પણ મન સ્થિર ન રહી શક્યું. એમણે અપ્સરાઓને શું બાંધી હતી, માનો કે તેઓ પોતે જ તેમાં બંધાઇ ગયા હતા. એમને એ જ ચિંતા થઇ રહી હતી કે, રખેને તેઓ છૂટી ન જાય. પાછળથી જ્યારે તેઓ છૂટી ગઇ છે એમ જાણ્યું ત્યારે હરિશ્ચંદ્ર પર ક્રોધ થવાના કારણે તેમને રાત્રિમાં પણ શાન્તિ ન મળી. પરન્તુ તે હરિશ્ચંદ્ર કે જેણે અપ્સરાઓને છોડી હતી, તે નિશ્ચિંત છે. તેને અશાન્તિનું નામ માત્ર પણ ન હતું, એટલે રાત્રે ઘણા સુખપૂર્વક સૂતો હતો.

નિયમાનુસાર રાજા સૂર્યોદય પહેલાં ઉઠીને, પોતાના નિત્ય કર્મથી નિવૃત્ત થઇ ગયો અને સૂર્યોદયની સાથે જ, ન્યાયાસન પર આવીને બિરાજમાન થયો.

રાજા પોતે જ જ્યારે બધું કાર્ય નિયમિત સમયે અને ઉચિત રૂપે કરે છે, ત્યારે તેની પ્રજા, રાજ્યાધિકારીઓ વગેરે પણ એ જ પ્રમાણે કરે છે. જ્યારે રાજા પોતે જ અનિયમિત અને અનુચિત કાર્ય કરે, તો પછી તેની પ્રજાનું તો કહેવું જ શું ? કહેવત છે કે, યથા રાજા, તથા પ્રજા અર્થાત્ જેવા રાજા હોય તેવી જ પ્રજા હોય. જો રાજા, પોતે ન્યાયપરાયણ અને સત્યપ્રિય હોય તો, તેની પ્રજા પણ તેવી જ હોય પણ જ્યારે રાજા જ અન્યાય કરવા માંડે, જુઠું બોલે, ત્યારે પ્રજામાં ગુન્હાઓની વૃદ્ધિ થાય એમાં કાંઈ નવાઇ જેવું નથી. અસ્તુ.

ન્યાયાસન પર બેસીને રાજા, ન્યાય કાર્યમાં ધ્યાન આપવા લાગ્યો. તે એક એક ન્યાયકાર્યને એવી રીતે પતાવતો જતો હતો કે વાદી અને પ્રતિવાદી બનેય આનંદિત થઇ ઉઠતા અને પોતાને હાનિ થવા છતાં પણ કોઇને દુઃખ થતું ન હતું.

ન્યાય અને યોગના કાર્યમાં થોડી ઘણી સમાનતા છે. જેવી રીતે યોગી, આત્મચિંતન વખતે બીજી બધી વાતોને ભૂલી જાય છે અને

તેનું ધ્યાન કેવળ આત્માના ચિન્તવનમાં જ રહે છે, તેવી જ રીતે ન્યાય કરનારને પણ, ન્યાયકાર્ય આગળ બીજી વાતો ભૂલીને પોતાનું મન ન્યાય કરવામાં જ સ્થિર કરે છે. યોગીજનો, જેમ સંસારના પ્રાણિમાત્રને આત્મવત્ ગણે છે, તે જ પ્રમાણે ન્યાય કરનાર પણ બધાને આત્મવત્ ગણે છે અને બીજાના સુખ-દુઃખનું અનુમાન, પોતાના આત્મા સાથે કર્યા પછી જ ન્યાયકાર્ય કરે છે. એવું કરનાર જ ન્યાયનદીને પાર જઇ શકે છે, નહિં તો તે વચમાં જ ડૂબી જાય છે અને તેનો ન્યાય, અન્યાયનું રૂપ ધારણ કરે છે. અસ્તુ.

મહારાજા હરિશ્ચંદ્રનો એ નિયમ હતો કે, રોજનું કામ રોજે રોજ જ કરી નાંખવું. કામને બાકી રાખીને, પ્રજાને વારંવાર આવવા જવાનું કષ્ટ આપવું, એ તેને અનુચિત લાગતું હતું. આજના ન્યાયાધીશો પ્રાયઃ ન્યાય કાર્યને વધારે વખત સુધી પડતર રાખવામાં અને પ્રજાને વારંવાર ધક્કા ખવરાવી, પોતાની કચેરી ભરપૂર રાખવામાં જ પોતાની પ્રતિષ્ઠા સમજે છે, પરન્તુ એમ કરવું એ ન્યાય પ્રણાલીથી વિરૂદ્ધ છે.

મહારાજા હરિશ્ચંદ્રે ન્યાયના જેટલા મુકદ્દમાઓ હતાં તે બધાનો ફેંસલો કરી દીધો. તે ન્યાયાસનથી ઉઠવાની તૈયારીમાં જ હતો, તેવામાં દ્વારપાળે સમાચાર આપ્યા કે, વિશ્વામિત્ર ઋષિ પધાર્યા છે અને તેઓ આપના પાસે ન્યાય માગે છે. રાજા આ સમાચાર સાંભળીને આશ્ચર્યમાં પડી ગયો. કે, વિશ્વામિત્ર તો ઋષિ છે, તેઓ ન્યાયાલયમાં શા કારણે આવ્યા છે? જો કદાચ મારા લાયક કાંઇ કામ હતું, તો એમણે મને જ સંદેશો મોકલીને બોલાવી લેવો જોઇતો હતો. પરન્તુ તેઓ પોતે જ આવ્યા, એ શું ઋષિમુનિઓએ ન્યાયાલયનો આશરો લેવો, એ કદાપિ ઉચિત નથી. તેમાંય વળી વિશ્વામિત્ર જેવા તપસ્વી ન્યાયાલયમાં આવે, એ તો વધારે આશ્ચર્યની વાત છે. રાજાએ દ્વારપાળને કહ્યું કે, એમને સન્માનપૂર્વક લઇ આવો.

પહેલાં, એ કહી દેવામાં આવ્યું છે કે, સંસારમાં મનુષ્યો બે

પ્રકારના મનાય છે. એક દુર્જન અને બીજા સજ્જન. સજ્જનોને મળવાથી હૃદય પ્રસન્ન થાય છે, પરન્તુ દુર્જનોનું નામ સાંભળતાં જ લોકો ભયભીત બની જાય છે દુર્જન અને સજ્જન એ બન્ને મનુષ્ય છે, પરન્તુ બંનેની પ્રકૃતિમાં અંતર હોય છે. તુલસીદાસજીએ કહ્યું છે કેઃ-

**बिछुरत एक प्राण हरि लेहीं, मिलत एक दारुण दुःख देहीं ।**
**उपजहिं एक संग जल माहीं, जलज जोंक जिमि गुण बिलगाहीं ॥**

અર્થાત્—સંસારના પ્રાણી બે પ્રકારના છે. એક તો એ કે, જેમનો વિયોગ થતાં જ, પ્રાણુ નીકળવા માંડે છે, અર્થાત્ તેમનો વિયોગ અસહ્ય બની જાય છે અને બીજા તેઓ કે જેમનું મિલન, કઠણુ દુઃખનું કારણુ બની રહે છે. અર્થાત્ જેમને મળવું એ મોટા દુઃખનો વિષય છે. એ તેમની પ્રકૃતિની ભિન્નતાનું કારણુ છે. જેમ કમળ અને જળો એક સાથે જ એક જ પાણીમાં પેદા થાય છે, પણુ એ બંનેનો ગુણુ જુદો જુદો હોય છે.

સર્પ અને દ્વિમુખી સર્પ; બંને એક જ જાતિના જીવો છે. બંનેની આકૃતિ વગેરેમાં પણુ કાંઇ ખાસ અંતર હોતું નથી, પણુ બંનેની પ્રકૃતિમાં મોટું અંતર હોય છે. સાપ તો મનુષ્ય, પશુ વગેરેને કરડે છે, જેથી તેઓના પ્રાણુ સુદ્ધાં પણુ ચાલ્યા જાય છે. જ્યારે દ્વિમુખી સર્પ કરડતો નથી. એ કારણે જ્યાં લોકો સાપને જોઇ ભયભીત થઇ જાય છે, તેને મારી નાખવા માટે તત્પર બને છે, ત્યાં દ્વિમુખી સર્પને જોઇ લોકો પ્રસન્ન થાય છે. તેનું દર્શન શુભ શુકન મનાય છે અને લોકો તેની પૂજા કરે છે. સાંરાંશ એ કે, પૂજા કે નિંદા કુખ્યાતિ કે સુખ્યાતિ વગેરે બાબતોનો પોતાની પ્રકૃતિ પર આધાર રહે છે.

જે પ્રમાણે સર્પને જોઇને બીજા લોકો તો ભયભીત બની જાય છે, પણુ સર્પનો મંત્ર જાણુનાર તેનાથી ભય પામતા નથી, તે જ પ્રમાણે સભાના અન્ય લોકો તો વિશ્વામિત્રના આવાગમનથી શંકાશીલ બની ગયા કે, કોણુ જાણે આ વિશ્વામિત્ર શું યે ગજબ કરશે, પરન્તુ રાજા હરિશ્ચંદ્ર તો નિઃશંક જ હતો.

# પ્રકરણ ૧૦ મું

## ન્યાયસભામાં વિશ્વામિત્ર

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, સાચો રાજા કોઇ સંપ્રદાયનો ખાસ પક્ષપાતી હોતો નથી; પરન્તુ મોક્ષની પ્રાપ્તિરૂપ આત્મિક ધર્મને માટે, જે સત્યધર્મ હોય છે તે જ ધર્મનો ઉપાસક હોય છે. જે ધર્મ કે સંપ્રદાય શાન્તિ સ્થાપનાર છે, તે બધાં તરફ રાજા સમાન દૃષ્ટિથી જુએ છે અને સમજે છે કે, જે શાન્તિરક્ષણનો ભાર મારા ઉપર છે, તેમાં આ ધર્મ કે સંપ્રદાયના સાધુ, આચાર્યાદિ મદદ કરે છે. જેમ કોઇ સભ્ય પુરૂષના આગમનથી તેનો સત્કાર કરવામાં રાજા પોતાનું કર્ત્તવ્ય સમજે છે, તેવી જ રીતે રાજા, એવા ધર્મના સાધુ-આચાર્યાદિનો સત્કાર કરવામાં પોતાનું કર્ત્તવ્ય સમજે છે. પુરાતત્ત્વવેત્તાઓએ, જે પૃથ્વીમાં દટાયેલા અશોકના બાર શિલાલેખો બહાર કાઢયા છે, તે વિષયમા પણ એ જ પ્રગટ કર્યું છે કે, આ શિલાલેખોમાં સર્વ ધર્મનો બ્રાહ્મણ, સાધુ, શ્રમણ વગેરેનો સત્કાર કરવાનો ઉપદેશ છે.

સારાંશ એ કે, બધા ધર્મને સરખા સમજી તેમના અનુયાયીઓ પ્રત્યે સમાન દૃષ્ટિથી જોવું અને તેમના સાધુ વગેરેનો ઉચિત સત્કાર કરવો, એ રાજાનો રાજનૈતિક ધર્મ છે. એમ કરનાર રાજા, નીતિજ્ઞ મનાય છે.

ન્યાયાલયમાં વિશ્વામિત્ર પ્રવેશતાં જ, મહારાજા હરિશ્ચંદ્ર, સભાસદો સાથે ઉભો થઇ ગયો અને તેમનો સત્કાર કરવા માટે સિંહાસન ઉપરથી ઉતરવા લાગ્યો; પરન્તુ વિશ્વામિત્રે ક્રોધયુક્ત શબ્દોથી કહ્યું—બસ રાજા

સિંહાસન પર જ બેસો. હું તમારી પાસે સત્કાર-પૂજા મેળવવાની ઇચ્છાએ આવ્યો નથી. તમે ન્યાયાધીશ છો, એટલે હું પણ તમારી પાસે ન્યાય કરાવવા માટે આવ્યો છું. અમારો પણ એક ન્યાય કરી નાખો.

આ પ્રમાણે વિશ્વામિત્રની ક્રોધયુક્ત વાતો સાંભળીને અને તેમનું ભયંકર સ્વરૂપ તથા લાલચોળ આંખો જોઇને સભાના સઘળા માણસો તો કંપી ઉઠયા, પરન્તુ સત્યવાદીને કોનો ભય? એ નિયમ મુજબ હરિશ્ચંદ્રને જરાપણ ભય ન થયો. તેણે નમ્રતાપૂર્વક વિશ્વામિત્રને કહ્યું–મહારાજ! આપ આટલા ક્રોધાયમાન કેમ છો? ન્યાય માટે આવતી વખતે આટલો ક્રોધ રાખવો, એ તો ન્યાયપ્રાપ્તિથી વિરુદ્ધ જાય છે. ન્યાય અને ક્રોધ પરસ્પર દુશ્મન છે. ઘણું કરીને સાચો માણસ પણ ક્રોધને લીધે જુઠો મનાય છે આપનો જો કોઇ ન્યાય મારે કરવા યોગ્ય છે તો આપ શાન્તિપૂર્વક બીરાજો અને આજ્ઞા કરો કે, આપ કઇ બાબતનો ન્યાય ઇચ્છો છો, ન્યાયને માટે આપને આટલો ક્રોધ કરવો ઉચિત નથી હું ન્યાય કરવા માટે જ બેઠો છું.

રાજાની શાંતિ તથા તેજોમય મુદ્રા જોઇને વિશ્વામિત્ર આશ્ચર્ય-ચકિત થઇ ગયા. તેઓ ન્યાયાલયમાં આવવા માટે પશ્ચાત્તાપ કરતાં મનમાં કહેવા લાગ્યા કે, મેં અહીં આવીને મોટી ભૂલ કરી. જો હું અહીં ન આવતાં, મારા તપોબળ વડે આશ્રમમાં જ તેને શિક્ષા કરત, તો ઠીક થાત; પરન્તુ હવે તો મેં જ આવીને એની પાસે ન્યાય માગ્યો છે, એટલે ન્યાય મેળવવા માટે જે નિયમો છે, તે બધાંનું મારે પાલન કરવું પડશે. હું તો એમ ધારતો હતો કે, હું જતાંવેંત જ મારો ક્રોધ બતાવીને રાજાને ભયભીત કરી દઇશ; પરન્તુ અહીં આવીને તો મારે વધારે અપમાનિત થવું પડયું.

હરિશ્ચંદ્રે વિશ્વામિત્રને આસન આપ્યું. મનને કાબુમાં રાખી વિશ્વામિત્ર રાજાએ આપેલાં આસનપર બેસી ગયાં. રાજાએ વિશ્વામિત્રનું

સન્માન કર્યું, અને તેમને કહ્યું કેઃ—મહારાજ! આપ કઇ બાબતનો ન્યાય માગો છો, હવે આજ્ઞા કરો.

વિશ્વામિત્ર—હું જે બાબતનો ન્યાય માગું છું, તે શું તું નથી જાણતો કે, મને પૂછે છે?

હરિશ્ચંદ્ર—મહારાજ, ક્રોધ શાન્ત કરો અને વિચારો કે, જો હું જાણતો હોત, તો આપને અહીં સુધી પધારવાની તકલીફ કેમ આપત! હું જાણતો નથી, એટલા માટે આપને આવવું પડ્યું છે અને મેં આપને પૂછ્યું છે.

વિશ્વામિત્ર—જેવો તું રાજા છે, એવો જ હું યોગી છું. જે જે જાતનો તને રાજ્યને માટે અધિકાર છે, એવો જ અધિકાર મને મારા આશ્રમને માટે છે. આવી સ્થિતિમાં, જેમ તું રાજ્યમાં ગુન્હા કરનારને શિક્ષા કરે છે, તે જ પ્રમાણે હું, આશ્રમમાં ગુન્હો કરનારને શિક્ષા કરી શકું કે નહિ?

હરિશ્ચંદ્ર—મહારાજ, આશ્રમ રાજ્યસીમાની અંદર જ છે, એટલે ત્યાં અપરાધ કરનાર રાજ્યમાં જ અપરાધ કરનાર તરીકે ગણાય. એવો અપરાધી રાજ્યદ્વારા જ શિક્ષા-પાત્ર થઇ શકે છે, આપ તેને શિક્ષા આપી ન શકો

વિશ્વામિત્ર—અમારા આશ્રમમાં અપરાધ કરે, અમારી અવજ્ઞા કરે અને અમે તેને શિક્ષા પણ ન કરી શકીએ?

હરિશ્ચંદ્ર—નહિં મહારાજ, આપને શિક્ષા કરવાનો અધિકાર નથી. આપની અપજ્ઞા કરનાર પણ રાજ્યનો અપરાધી છે. અને અપરાધીઓને શિક્ષા કરવા માટે જ મેં રાજદંડ ધારણ કર્યો છે.

વિશ્વામિત્ર—લાગે છે કે, તારા અવનતિનાં દિવસો આવ્યાં છે, એથી તને ઋષિઓની પ્રતિષ્ઠાનું ધ્યાન નથી. જ્યારે તું અમારા

બનાવેલા નિયમો પ્રમાણે રાજકાર્ય કરતો, અપરાધીઓને શિક્ષા કરે છે; તો પછી અમે અમારા આશ્રમના અપરાધીઓને શિક્ષા કેમ ન કરી શકીએ?

હરિશ્ચંદ્ર—આપ લોકોએ બનાવેલા નિયમો જ કહે છે કે, શિક્ષા કરવાનો અધિકાર માત્ર રાજાને અથવા રાજાએ આ કાર્ય માટે નિયુક્ત કરેલા રાજ્યાધિકારીઓને જ છે, બીજાને નહિ. આવી સ્થિતિમાં, મેં ઋષિઓની અથવા આપની કોઈ માન-હાનિ કરી નથી.

વિશ્વામિત્ર—ઠીક, એક વાત બીજી બતાવ. અમે, અમારી અપરાધિનીઓને તપોબળથી વૃક્ષમાં બાંધી હતી. જો કે, તેઓ અપ્સરાઓ હતી, તથાપિ મારા બંધનને તોડી ન શકી, પણ આ પૃથ્વી પર એક જ મારો શત્રુ પ્રતિદ્વન્દ્વી અને મારી અવજ્ઞા કરનાર એવો છે કે જેણે એ અપ્સરાઓને છોડી દીધી. તે છોડનારો અપરાધી છે કે નહિ અને જો છે, તો તે શી શિક્ષાને પાત્ર છે?

વિશ્વામિત્રની આ વાત સાંભળતાં જ, હરિશ્ચંદ્રને તે દિવસની વાત યાદ આવી. તે સમજી ગયો કે, ઋષિ પોતાના તપોબળનો પ્રભાવ બતાવતા, આ વાત મારા ઉપર જ કહી રહેલ છે. રાજાએ હસતાં હસતાં, તથા તેના તપોબળ પર કટાક્ષ કરતા કહ્યું—મહારાજ આ વાત તો મારા ઉપર જ છે. કેમ કે, મેં જ કાલે અપ્સરાઓને બંધનમુક્ત કરી હતી પરન્તુ તેઓને છોડી દેવામાં, મારો ભાવ આપની સાથે દુશ્મનાવટનો ન હતો, તેમ લડવાનો કે આપની અવજ્ઞા કરવાનો ન હતો. તેઓ લતાવૃક્ષોથી બંધાએલી, દુઃખથી આર્ત્તનાદ કરી રહી હતી, એટલા માટે મેં દયા લાવીને તેમને છોડી દીધી. માત્ર દયા જ નહિ, બલકે મારું કર્ત્તવ્ય પણ છે કે, અધિકાર વગરનો જો કોઇ, કોઇને કેદી બનાવી રાખે, તો તે કેદમાંથી મુક્ત કરીને, તે કેદી બનાવનારને ઉચિત શિક્ષા કરું. મે તો માત્ર તેઓને છોડી જ દીધી છે અને તે પણ કરૂણા લાવીને આવી સ્થિતિમાં મારો કોઇ અપરાધ નથી. આ

મુકદ્દમામાં આપ વાદી છે। અને હું પ્રતિવાદી છું. એટલે જો આપને યોગ્ય લાગે તો આ મુકદ્દમાનો ન્યાય પંચો મારફત કરી લેવામાં આવે.

હરિશ્ચંદ્રનો જવાબ સાંભળીને, વિશ્વામિત્ર વિચાર કરવા લાગ્યા કે, મેં તો એમ ધાર્યું હતું કે, આ પ્રમાણે તેને પોતાનો અપરાધ કબુલ કરાવી, તેના જ મુખે તેને શિક્ષા કરાવીશ; પરન્તુ એણે તો મને જ અપરાધી ઠરાવ્યો અને મને શિક્ષા ન કરી, એ પોતાની કૃપા બતાવી રહ્યો છે. વિશ્વામિત્રને એ વિચાર આવતાં જ, એવી નિરાશા થઈ કે, જેવી નિરાશા અદાલતમાં મુકદ્દમો હારી જનારને થયા કરે છે. વિશ્વામિત્ર ભ્રાંતિમાં પડ્યા કે, જો હું રાજાના કથનને ઉચિત માનીશ, તો એની સભામાં એક રીતે મારૂં અપમાન થાય છે અને જો ઉચિત નથી માનતો તો છેવટ મારે તેનો અપરાધ તો કબુલ કરાવવો જ જોઇએ.

વિશ્વામિત્ર ફરી પોતાનો ક્રોધ પ્રગટ કરતાં કહેવા લાગ્યા—રાજા! તેં અપ્સરાઓને છોડી એ તારો અપરાધ છે. આ અપરાધને કબુલ કરવાને બદલે, તું ઉલટો મારા ઉપર જ દોષારોપણ કરે છે, એથી સ્પષ્ટ છે કે, તારામાં અજ્ઞાન છે તપસ્વીઓની બાબતમાં વિઘ્ન કરવાનો તને કદાપિ અધિકાર નથી. પરન્તુ તેં અજ્ઞાનને લીધે તેને તારો અધિકાર માની લીધો છે. સૂર્યવંશના સિંહાસન ઉપર આવા અજ્ઞાનીએ બેસવું ઉચિત નથી. એટલે તારે તારો રાજ્યભાર બીજાને આપી દેવો એ જ શ્રેયસ્કર છે. અજ્ઞાની મનુષ્ય રાજ્ય કરવા યોગ્ય નથી હોતો એટલા માટે તું તારૂં રાજ્ય કોઇ બીજાને આપી દે.

હરિશ્ચંદ્ર—મહારાજ, કોઈ દુઃખીનું દુઃખ મટાડવું, એ મારૂં કર્ત્તવ્ય છે. મેં કર્ત્તવ્ય અને કરૂણાની પ્રેરણાથી એ અપ્સરાઓને બંધન મુક્ત કરી છે. એમાં મારો લેશપણ અપરાધ નથી અને જ્યારે અપરાધ જ નથી, તો, હું કેવળ આપને પ્રસન્ન કરવા માટે, આ કાર્યને અપરાધ માની શકું નહિ. આપ મારો અપરાધ સિદ્ધ કરો, પછી જો હું

અપરાધ કબુલ કરીને શિક્ષા ન ભોગવું તો તે મારૂં અજ્ઞાન છે. અને એ વખતે રાજ્યભાર બીજાના હાથમાં સોંપી દેવો, મને ઉચિત છે. હું ક્ષત્રિય છું નિર્બળ તથા દુઃખીઓની રક્ષા કરવી, એ મારૂં કર્ત્તવ્ય છે. કર્ત્તવ્યનું પાલન જ જો કદી અજ્ઞાન કહેવામાં આવતું હોય, તો જ્ઞાન કોને કહેશો? એ મારી સમજણમાં આવતું નથી. કોઇ દુઃખમાં પડેલાને દુઃખમુક્ત કરવામાં, કાયર અને નિર્દય લોકો તો ભલે અજ્ઞાન કહે; પરન્તુ દયાળુ અને વીરપુરૂષો તો તેને જ્ઞાન જ માનશે, તથા પ્રસંગ આવતાં તેઓ પોતે પણ તેને દુઃખમુક્ત કરવાની પ્રવૃત્તિ કરશે. આપની દૃષ્ટિમાં, જો અપ્સરાઓને છોડી દેવી, એ અજ્ઞાન અને અપરાધ છે, તો આપ પંચોદ્વારા તેનો નિર્ણય કરાવી લો. જો પંચોએ પણ આપની વાતનું સમર્થન કર્યું, તો હું શિક્ષાને પાત્ર છું અને તે સાથે જ રાજપદને માટે પણ અયોગ્ય છું. ઉચિત તો એ હતું કે, અપ્સરાઓને બંધન-મુક્ત કરવાના મારા કાર્યથી આપ એમ ધારીને પ્રસન્ન થાત, કે મેં ક્રોધ કરીને તેમને બાંધી દીધી હતી અને રાજાએ પોતાનો રાજધર્મ પાળતાં તેમને છોડી દીધી, તો તે સારૂં જ કર્યું. પરન્તુ તેને બદલે આપ મને દુષિત ઠરાવો છો અને મારૂં અજ્ઞાન બતાવો છો. આપને, આ પરથી વિચારી લેવું જોઇતું હતું, કે જો અપ્સરાઓને છૂટી જવાનું રાજધર્મથી વિરૂદ્ધ હતું, તો જે અપ્સરાઓ આપના તપોબળથી બંધાઇ હતી, તે છૂટત જ કેમ? મહારાજ, શાન્તિપૂર્વક વિચાર કરો અને ક્રોધને દૂર કરો, તો આપને મારૂં આ કાર્ય અનુચિત નહિ લાગે,

દુરાગ્રહી માણસ, ઉચિત-અનુચિત અને ન્યાય-અન્યાયને જોતો નથી. તે તો કોઇ પણ પ્રકારે પોતાની હઠને જ પૂરી કરવા ચાહે છે. એ જ પ્રમાણે અહીં પણ વિશ્વામિત્ર, રાજાની પાસે અપરાધ કબુલ કરાવવાની નિંદ્ય હઠ પકડી રહ્યા છે; પરન્તુ રાજા કહી રહ્યો છે કે, હું માત્ર આપને પ્રસન્ન કરવા માટે કદાપિ જુઠું નહિં બોલું. વિશ્વામિત્ર

વિચાર કરે છે કે, જો હું સંતોષ રાખું અને રાજાને કોઇ જાતથી નીચો ન બતાવું, તો આ મારું વધારે અપમાન ગણાશે. અને જો રાજાના કહેવા પ્રમાણે આ વિષયનો નિર્ણય મધ્યસ્થ લોકો મારફત કરાવું છું, તો તે લોકો જરૂર મારા પક્ષને અસત્ય કહેશે. શિક્ષા કરવા માટે, આશ્રમમાંથી અહીં આવવાની એક ભૂલ તો કરી જ છે, હવે જો પંચ મારફત ન્યાય કરાવું છું, તો એ બીજી ભૂલ ગણાશે. રાજા, આ પ્રમાણે તો પોતાનો અપરાધ કબુલ કરતો નથી. એટલા માટે કોઇ બીજા ઉપાયથી તેને હેરાન કરવો જોઇએ કે, જેથી તે પોતાનો અપરાધ કબુલ કરી લે. આ પ્રમાણે વિચારીને, વિશ્વામિત્ર કપટયુકત પ્રસન્નતા બતાવતાં બોલ્યા-હાં, ત્યારે તેં રાજધર્મનું પાલન કરતા, એ અપ્સરાઓને છોડી છે, કેમ?

રાજા—હાં, મહારાજ, તેઓને દુઃખમુકત કરવા સિવાય મારો બીજો કોઈ આશય ન હતો.

વિશ્વામિત્ર—ઠીક છે, પરન્તુ આ જ પ્રમાણે તું બધી બાબતોમાં રાજધર્મનું પાલન કરીશને?

હરિશ્ચંદ્ર—જરૂર. જો હું કોઇ જગ્યાએ રાજધર્મના પાલનમાં અસમર્થ રહું, તો પછી રાજા શાનો?

વિશ્વામિત્ર—રાજધર્મમાં દાન કરવાનું પણ છે. રાજા પાસે કરેલી યાચના ખાલી જતી નથી, આ વાતને તો તું જાણે છે?

હરિશ્ચંદ્ર—જાણું છું જ એમ નહિ, પણ તેનું પાલન પણ કરું છું.

વિશ્વામિત્ર—વારુ, હું યાચક છું, મારી યાચના પૂર્ણ કરીશ?

હરિશ્ચંદ્ર—આપ યાચના કરો, હું જ્યારે તે પૂર્ણ કરવામાં અસમર્થ રહું, ત્યારે કહેજો.

વિશ્વામિત્ર—હું તારી પાસે સમુદ્ર સહિત પૃથ્વી અને તારા રાજવૈભવની યાચના કરું છું.

વિશ્વામિત્રની વાત સાંભળીને, હરિશ્ચંદ્રના મુખ ઉપર પરિવર્ત્તન ન થયું. તેણે એ જ પ્રમાણે પ્રસન્નચિત્તે કહ્યું કે, રાજ્ય તો શું, પણ કદાચ આપ આ શરીરને પણ માંગત, તો એ પણ આપની સેવામાં અર્પણ કરત. રાજ્ય માંગીને તો આપે મારા માથાનો બોજો ઓછો કર્યો છે. એને આપવામા મને શું હરકત છે?

હરિશ્ચંદ્રે સેવકને પૃથ્વીનું *પિંડ અને પાણીની ઝારી લાવવાની આજ્ઞા આપી



*પૃથ્વીદાનમાં, માટીના પિંડનું દાન આપવાની પ્રથા હતી. તે આપતી વખતે જેટલી પૃથ્વી આપવી હોય, તેટલી બોલવામાં આવતી હતી.

# પ્રકરણ ૧૧ મું

## રાજ્ય-દાન



દાન, તપ અને સંગ્રામ એ ત્રણેય કાર્ય, વીરતા હોય તો જ થાય છે. જે વીર નહિ, પણ કાયર છે, તે એ ત્રણેમાંથી કોઇ કાર્યને કરી શકતો નથી. પ્રથમથી જ જે શત્રુઓના હથિયારથી, મૃત્યુથી અને ગૃહ-કુટુંબના કષ્ટમય ભવિષ્યથી ભયભીત બને છે, તે સંગ્રામમાં કદાપિ સ્થિર રહી શકતો નથી. શરીરનું દુઃખ, ઠંડી, ઉષ્ણતા અને વર્ષાના દુઃખ સહન કરવામાં અને સાંસારિક મોહ ત્યાગવામાં જે વીર નથી, તે તપ કરી શકતો નથી. એ જ પ્રમાણે જેને પોતાના જ પેટની ચિંતા છે, જેના પર લોભનો પૂર્ણ પ્રભાવ જામી ગયો છે, પોતાનું અને પોતાનાં સ્ત્રી-પુત્રાદિનું ભવિષ્ય દુઃખમય બનવાનો ભય છે, તે દાન કરી શકતો નથી. સારાંશ એ છે કે, દાન કરવું એ પણ વીરતાનું કામ છે, કાયર મનુષ્યો દાન કરી શકતા નથી. જેમ સંગ્રામમાં શૂરાતન ચડવાથી, શત્રુઓના આઘાતનો પ્રતિકાર કરવા સિવાય તેને બીજું કાંઇ સૂઝતું નથી, હથિયારનું લાગવું, મૃત્યું થવું અને પછી ઘરના લોકોનું રડવું, ઇત્યાદિ કશાની તેને ચિંતા હોતી નથી–જેમ તપને માટે શૂરાતન પ્રાપ્ત થવાથી તેને વૈરાગ્ય જ સૂઝે છે–વૈરાગ્યનાં કષ્ટ, સ્ત્રી, પુત્ર, ઘર આદિનો વિયોગ સૂઝતો નથી–બરાબર તે જ પ્રમણે જેને દાનનું શૂરાતન ચડે છે તેને પોતાના ભવિષ્યનાં કષ્ટોની ચિંતા થતી નથી, તેમ તે બીજી કોઇ બાબતનો વિચાર પણ કરતો નથી જો કે, ભવિષ્યનો વિચાર તો વીર પુરૂષો પણ કરે છે, પરન્તુ તેઓ ભવિષ્યનાં કષ્ટોનો અનુભવ કરતાં, પોતાના નિશ્ચયથી વિચલિત થતાં નથી.

રાજાને, નિર્ભયતાપૂર્વક પૃથ્વી-પિંડ અને પાણીની ઝારી મંગાવતો જોઇ, વિશ્વામિત્ર આશ્ચર્યચકિત થયા. એમણે માન્યું હતું કે, રાજ્ય આપવામાં રાજાને સંકોચ થશે, ત્યારે હું તેને કહીશ કે, અહિં તો રાજધર્મ નથી પાળી શકતો, પછી મારી બાંધેલી અપ્સરાઓને છોડતી વખતે રાજધર્મ કેમ પાળ્યો હતો? અને એ વખતે વિચાર કેમ ન થયો, અને હવે વિચાર કેમ થાય છે? આ યુક્તિથી તેને હેરાન કરીને અપ્સરાઓને છોડવાનો અપરાધ કબુલ કરાવી લઇશ. બસ. મારી વાત રહી જશે, પરંતુ રાજાને રાજ્ય આપતી વખતે પણ નિઃસંકોચ દેખીને વિશ્વામિત્ર વિચારવા લાગ્યા, કે હવે શું કરવું? મને રાજ્ય માંગવામાં તો થોડોક સંકોચ પણ થયો, પરંતુ તેને રાજ્ય આપવામાં જરાપણ સંકોચ થતો નથી. જે રાજ્યને, રાજાના પૂર્વજોએ આત્મ-બલિદાન આપીને સુરક્ષિત રાખ્યું છે, તે રાજ્ય આ એક ક્ષણમાં કોઇ પણ જાતનો વિચાર કર્યા વગર જ, મને આપી દેવા તૈયાર થયો છે! એને ભારે અહંકાર છે, પણ હું જોઉં છું કે તેનો આ અહંકાર ક્યાં સુધી રહે છે?

દુરાગ્રહી માણસ, બીજાનું સત્ય અને કર્ત્તવ્યપાલનને પણ અહંકાર સમજે છે. તેમને એ બાબતનો વિચાર થતો નથી કે, પોતાની ખોટી હઠ સિદ્ધ કરવા માટે આ પ્રમાણે ઉપાય કરવો, એ પોતાનો અહંકાર છે, કે 'સત્યપાલન કરવું' એ તેનો અહંકાર છે!

પૃથ્વીનો પિંડ અને પાણીની ઝારી આવી જવાથી, રાજાએ પૃથ્વી પિંડ હાથમાં લઇને, વિશ્વામિત્રને કહ્યું-મહારાજ, લો.

વિશ્વામિત્ર—રાજા, જરા સમજી-વિચારીને રાજ્યદાન કર. સમુદ્ર સહિત પૃથ્વી આપી દીધા પછી રાજા પાસે શું બચે છે, તેને બરાબર વિચારી લે.

હરિશ્ચંદ્ર—મહારાજ, વિચારવાનું કામ તો ત્યારે હતું કે જ્યારે હું રાજ્યને કોઇ ખોટા કાર્યમાં આપી દેતો હોત. હું રાજ્યને દાનમાં આપું છું

અને તે પણ આપ જેવા ઋષિને. પછી તેમાં વિચારવાનું શું હોય?

વિશ્વામિત્ર—રાજ્ય છોડી દેવાથી રાજાની શી દશા થાય છે એનો વિચાર કરી લે. તું કદાગ્રહથી તારો અપરાધ કબુલ ન કરતાં, રાજ્ય આપી રહ્યો છે, એ તારૂં અજ્ઞાન નથી તો શું છે?

આ પ્રમાણે રાજાને આખું રાજ્ય દાનમાં આપવા માટે તત્પર થયેલો જોઇ પ્રધાન, વિશ્વામિત્ર તથા હરિશ્ચંદ્રની વચ્ચે ઉભો થઇને હરિશ્ચંદ્રને કહેવા લાગ્યો:—મહારાજ, આપ વાતવાતમાં આ શું કરી રહ્યા છો? કોઇ વાતનો વિચાર કર્યા વગર, કોઇની પણ સંમતિ લીધા વગર, એકલા જ રાજ્ય કેમ આપી રહ્યા છો? કોઈપણ કામ એકદમ ન કરી નાખવું જોઇએ. કોઇ કવિએ કહ્યું છે કે:—

सहसा विदधीत न क्रियामविवेकः परमापदा-पदम् ॥

અર્થાત્—હઠવશ કોઇ કામને ન કરી નાખવું જોઇએ. વગર વિચાર્યું કામ કરવાથી, બહુ મોટી આપત્તિની સંભાવના રહે છે.

આપ એ તો વિચારો કે, કોઇપણ બાબત વગર, આખું રાજ્ય વિશ્વામિત્ર ઋષિના હાથમાં સોંપવાથી રાજ્યની કેવી દુર્દશા થશે અને પ્રજાને કેટલું કષ્ટ પડશે? વાત તો માત્ર, અપ્સરાઓને છોડવાની બાબતનો અપરાધ કબૂલ કરવાની છે અને સંભવ છે કે અપરાધ કબૂલ કરવાથી ક્ષમા માગવી પડે. આ નાનીશી વાતને માટે રાજ્ય આપી દેવુ એને દૂરદર્શિતા શી રીતે કહી શકાય?

પ્રધાનનો આ ઉપદેશ સાંભળીને, વિશ્વામિત્રના હૃદયમાં એવા વિચારની પ્રસન્નતાની એક આનંદ-ઉર્મિ પ્રસરી ગઇ કે, જો પ્રધાનના કહેવાથી હરિશ્ચંદ્ર માની જાય અને પોતાની ભૂલ કબુલ કરી લે, તો આ બધો ઝગડો મટી જાય. પરન્તુ વિશ્વામિત્રની આ પ્રસન્નતા વધુ વખત ટકી શકી નહિ; હરિશ્ચંદ્રનો જવાબ સાંભળતાં જ, તે ક્રોધપૂર્ણ નિરાશામાં જ ફેરવાઇ ગઈ.

હરિશ્ચંદ્ર પોતાના પ્રધાનને કહેવા લાગ્યોઃ—પ્રધાન, શુભ કાર્યમા સહાયતા આપવી, એ તમારૂં કર્ત્તવ્ય છે. વિઘ્ન કરવાનું નહિ તમે જરા નીચેના આ ઉપદેશ ઉપર તો વિચાર કરોઃ—

धनानि जीवितं चैव, परार्थे प्राज्ञ उत्सृजेत् ।
सन्निमित्ते वरं त्यागो, विनाशे नियते सति ॥ } હિતોપદેશ

અર્થાત્—બુદ્ધિમાન મનુષ્ય, પોતાનું ધન તથા પ્રાણ બીજાના લાભને માટે ત્યાગી દે છે. કેમ કે તેનો નાશ તો કોઇ દિવસ થવાનો જ છે. એટલા માટે પરોપકારમાં જ તેનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે.

હું રાજ્યને કદાચ જુગાર પર મૂકું, અથવા કોઈ બીજા કાર્યમાં આપતો હોઉં તો તમારૂં આ કથન કેટલેક અંશે વ્યાજબી છે, પરન્તુ હું તો તેનું દાન કરી રહ્યો છું. તમારી દૃષ્ટિમાં રાજ્ય એક મહાન્ વસ્તુ છે અને ધર્મ એક તુચ્છ વસ્તુ છે; પરતુ મારી દૃષ્ટિએ રાજ્ય તુચ્છ અને ધર્મ મહાન્ છે. હુ ધર્મપાલનને માટે આ રાજ્યને દાનમાં આપી રહ્યો છુ રાજ્યને દાનમાં આપવાનો મને અધિકાર છે. એમાં કોઇની સંમતિની જરૂર નથી. રાજ્યને દાનમાં આપવાથી મારા પૂર્વજોની કીર્ત્તિ ત્રિલોકમાં ફેલાશે કે, 'સૂર્યવંશ જ એક એવો છે કે, જેણે રાજ્ય સુદ્ધાં પણ દાનમાં આપી દીધું.' આ રાજ્યદાનથી સૂર્યવંશના ગૌરવની વૃદ્ધિ થશે. એક કવિએ કહ્યુ છે કેઃ—

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्त्तिनि संसारे मृतः को वा न जायते ॥ } હિતોપદેશ

અર્થાત્—આ પરિવર્ત્તનશીલ સંસારમાં, મરીને બધા જન્મ લે છે, પરન્તુ જન્મ લેવા એનો જ સાર્થક છે કે, જેના જન્મથી વંશની ગૌરવવૃદ્ધિ થાય.

પ્રધાન, હું હઠમાં પડીને રાજ્ય નથી આપતો, બલકે આ યાચક બનીને માંગી રહ્યા છે, ત્યારે આપું છું. હુ રાજ્ય આપવાની વાત કહી

ચૂક્યો છું, એટલે તમારું કાંઇપણ કહેવું સાંભળવું નકામું છે. હું હવે મારા નિશ્ચયથી ડગી શકતો નથી. જુઓ, એક કવિએ કહ્યું છે:—

विदुषां वदनाद्वाचः सहसा यान्ति नो बहिः ।
याताश्चेन्न पराञ्चन्ति द्विरदानां रदा इव ॥ } હિતોપદેશ

અર્થાત્—વિદ્વાન મનુષ્યના મુખથી એકદમ કોઇ વાત નીકળતી નથી. અને જો નીકળી તો, જેમ હાથીના દાંત બહાર નીકળ્યા પછી ફરી મ્હોંમાં પાછા પેસતા નથી, તે મુજબ પાછી ફરતી નથી,

હવે, જો અપરાધ કબુલ કરવાનું કહેતા હો તો, હું જુઠું તો કોઇપણ વખતે કે કોઇપણ સ્થિતિમાં બોલી શકીશ નહિ. હવે રહી પ્રજાની વાત, તો જો પ્રજામાં શક્તિ હશે, તો તે વિશ્વામિત્રને પોતાને અનુકૂલ બનાવી લેશે. પ્રજાથી વિરોધ કરીને રાજા એક ક્ષણ પણ ટકી શકતો નથી. તેમ એવા રાજાને, પ્રજા રહેવા દેતી પણ નથી. એટલે આ બાબતમાં પણ કોઇ વિચારવા જેવી વાત નથી.

પ્રધાન! હું રાજ્ય વિશ્વામિત્ર ઋષિને આપી રહ્યો છું, કોઇ બીજાને તો રાજ્ય માંગવાની હિંમત પણ થતી નથી. તેઓ પોતાનું રાજ્ય છોડીને આવ્યા છે, એટલે રાજ્યકાર્યથી પણ જ્ઞાત છે. એ જ કારણ છે કે તેમણે મારું રાજ્ય માગ્યું છે. રાજ્ય આપવામાં મને કાંઇ નુકશાન નથી; હાનિ તો એમને છે, કે જેઓ રાજર્ષિપદ છોડીને ફરી રાજ્ય કરવા ઇચ્છે છે. આ રાજ્ય આપવા-લેવામાં ગંભીર રહસ્ય રહેલું છે, જે હાલ અપ્રગટ છે. જો એમ ન હોત, તો આ રાજર્ષિ કે જેમણે પોતે જ પોતાનું રાજપાટ છોડી દીધું છે, પછી રાજ્ય કરવાની ઇચ્છા કેમ કરે? એવા મોટા પુરૂષોની રાજ્ય કરવાની ઇચ્છા થઇ તો સમજવું કે એમાં કાંઇ ભેદ છે. પ્રધાન રાજ્ય આપવામાં આપણી જરાપણ હાનિ નથી, બલ્કે લાભ જ છે. લાભ શું છે તે આગળ ઉપર જણાશે. ધર્મ અને સત્ય ઉપર વિશ્વાસ રાખો અને આ ઉત્તમ કાર્યમાં વિઘ્ન ન નાખો.

રાજાની વાત સાંભળીને પ્રધાન તો બેસી ગયો, પરન્તુ વિશ્વામિત્ર વિચારવા લાગ્યા કે, આ રાજાએ તો મને રાજર્ષિપદ ઉપરથી પણ નીચે ઉતારવાનો વિચાર કર્યો. તે પોતાનું રાજ્ય આપીને, મને ત્યાગીમાંથી ભોગી બનાવી રહ્યો છે. મેં રાજ્ય માંગીને ઠીક ન કર્યું, અને હવે જો હું તે ન લઉં તો રાજાની પહેલી વાત સાચી થાય છે કે, મે અપ્સરાઓને દયા અને રાજધર્મથી છોડી. મારે તો તેનું અભિમાન દૂર કરવું છે. એમ કરવામાં મારૂં રાજર્ષિપદ જાય છે તો ભલે જાય, પરન્તુ મારી વાત જવા દઇશ નહિ અને તેનું અભિમાન પણ રહેવા દઇશ નહિ. એ રાજ્ય તો આપી રહ્યો છે, તો હું તેની પાસેથી રાજ્ય લઇ લઉં અને પછી બીજા દાનાદિમાં ફસાવું; ત્યારે જ તેની બુદ્ધિ ઠેકાણે આવશે પછી તો તે એકવાર નહિ, પણ દશવાર પોતાનો અપરાધ કબુલ કરશે. આમ એનું અભિમાન નહિ જાય.

વિશ્વામિત્ર અહીં આવીને, ન્યાય માંગવાની અને વળી રાજ્ય માંગવાની વાતો પર મનમાં ને મનમાં પશ્ચાત્તાપ તો કરતા જ હતા, પણ પોતાનો દુરાગ્રહ છોડવા તે તૈયાર ન હતા એમ કરવામાં તે પોતાનું અપમાન સમજતા હતા. એ માટે પોતાનું રાજર્ષિપદ ગુમાવીને પણ, રાજા પાસે પોતાની ઇચ્છા પ્રમાણે તેનો અપરાધ કબુલ કરાવવા માંગે છે. તેઓ, પોતાની હાનિ કરીને, રાજર્ષિપદથી ભ્રષ્ટ બનીને પણ રાજાને હલકો બનાવવાના ઇચ્છુક છે. કવિએ સાચું જ કહ્યું છે કેઃ—

साहू सन अरु दुष्ट जन, इनको यही स्वभाव ।
खाल खिचावें आपनी पर बंधन के दांव ॥
पर बंधन के दांव, खाल अपनी खींचवावें,
मूड़ काट कै फवै तउ वे बाज न आवें ॥
कहे गीरधर कविराय जरैं आपनी कटाई,
जलमें परि सरि गये, तउ छांड़ी न छुटाई ॥

આજે પણ ઘણા લોકો, બીજાને ફસાવવા માટે, તેમને સજા કરાવવા માટે, પોતે માર ખાતાં, જેલ જતાં અને કષ્ટ ભોગવતાં સાંભળવામાં આવે છે. એ દુષ્ટોના સ્વાભાવિક લક્ષણો છે કે, તેઓ પોતે દુઃખ ભોગવીને પણ બીજાઓને દુઃખ આપે છે. એ જ પ્રમાણે અહી હરિશ્ચંદ્રને અપમાનિત કરવા માટે વિશ્વામિત્ર, પોતાના રાજર્ષિપદને પણ છોડી દેવા તૈયાર થયા છે. આ વખતે તેને જેટલી ચિંતા રાજાને દુઃખમાં ધકેલવાની છે, તેટલી ચિંતા રાજર્ષિપદની નથી. વિશ્વામિત્રે હરિશ્ચંદ્રને કહ્યુંઃ—જો, રાજા બરાબર વિચાર કરી લે પછીથી પશ્ચાત્તાપ કરવામાં કાંઈ ફાયદો નથી. અવિવેકથી ઉતાવળમાં આવી જઇને જે કામ કરવામાં આવે છે, તેનું દુઃખ જીંદગીભર ભૂલાતું નથી. એ માટે કોઇ કવિએ કહ્યું છે કેઃ—

गुणवद्गुणवद्वा कुर्वता कार्यमादौ, परिणतिरवधार्या यत्नतः पण्डितेन।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः॥

અર્થાત્—કોઈ કામ ગમે તેવું સારૂં કે ખોટું કેમ ન હોય, પણ કામ કરનાર બુદ્ધિમાને, પહેલાં તેનાં પરિણામનો વિચાર કરીને જ તે કામમાં પડવું જોઇએ. કારણ કે વગર વિચાર્યે ઉતાવળથી કરવામાં આવેલા કાર્યનું ફળ મરણ પર્યંત હૃદયને બાળે છે અને કાંટાની જેમ ખટકયા કરે છે.

હરિશ્ચન્દ્ર—મહારાજ, પશ્ચાત્તાપ તો ખોટું કામ કરવાથી થાય છે, સત્કાર્યમાં કઇ જાતનો પશ્ચાત્તાપ ? ધન અને રાજ્ય, એ બધું પરિવર્તનશીલ છે, એની સ્થિતિ હમેશાં સરખી રહેતી નથી. કોઇ કવિએ કહ્યુ છે કે.—

दान, भोग अरु नाश, तीन होत गति द्रव्यकी,
नाहिन द्वै को वास, तहां तीसरी बसत है ॥

અર્થાત્—દાન, ભોગ અને નાશ એ ત્રણ ધનની ગતિઓ છે. જે પોતાના ધનને દાનમાં વાપરતો નથી, ઉપભોગમાં ખર્ચતો નથી, તેના ધનની ત્રીજી ગતિ નાશને પામવાની છે.

મહારાજ, જો આ રાજ્ય કોઈ સુકૃત્યમાં જાય તો આનંદની વાત છે, તેમાં પશ્ચાત્તાપની ક્યાં વાત છે ? હું આપને પ્રસન્નમને સાગરસહિત પૃથ્વી અને રાજ-પાટ આપું છું, આપ તેનો સ્વીકાર કરો.

જ્યારે વિશ્વામિત્રે જોયું કે, તે પોતાના નિશ્ચય ઉપર દૃઢ છે, ત્યારે ક્રોધાયમાન થઇને તે બોલ્યાઃ—જોઉં છું કે તું કેવો દાની છે ? ઠીક લાવ.

હરિશ્ચંદ્રે પૃથ્વીપિંડ વિશ્વામિત્રના હાથમા આપતાં કહ્યુંઃ—'ઇદં ન મમ' અર્થાત્ આ પૃથ્વી હવે મારી નથી. હું મારી સત્તા ઉઠાવી લઇને વિશ્વામિત્ર ઋષિની સત્તા સ્થાપિત કરૂં છું. વિશ્વામિત્રે રાજા પાસેથી પૃથ્વીનો પિંડ મેળવીને, આશીર્વાદ આપ્યો—'સ્વસ્તિ ભવઃ' અર્થાત્ તારૂં કલ્યાણ થાઓ.

પૃથ્વીનો પિંડ લઇને, વિશ્વામિત્રે વિચાર કર્યો કે, હવે આ રાજ્યમાં તો તેનું કાંઈ રહ્યું નથી, એટલે તેને કોઈ બીજી બાબતમાં ફસાવું, ત્યારે જ મારી ઇચ્છા પૂર્ણ થાય. તેમણે હરિશ્ચંદ્રને કહ્યુંઃ—રાજા, તેં જેવું દાન આપ્યું છે તેવું આજ સુધીમાં કોઈ બીજાએ આપ્યું નથી. પણ દાન આપ્યા પછી દક્ષિણા અવસ્ય આપવી પડે છે દક્ષિણા વગર દાન કહેવાતું નથી. જેટલું ભારે દાન તેં આપ્યું છે, તેટલી દક્ષિણા પણ આપવી જોઇએ.

હરિશ્ચંદ્ર—હા, મહારાજ, દક્ષિણા પણ લો. પ્રધાન ! ખજાનામાંથી એક હજાર સોનામહોરો લાવી આપો.

અનેક દાવમાં હારી ગયેલા જુગારીને, એક દાવ જીતવાથી જેટલી પ્રસન્નતા થાય છે, તેટલી જ પ્રસન્નતા વિશ્વામિત્રને હરિશ્ચંદ્રની આ વાત સાંભળીને થઇ, તે મનમા ને મનમા કહેવા લાગ્યો, કે હવે આ બરાબર ફસાયો. હવે તેની બુદ્ધિ ઠેકાણે લાવી દઉં છું. તેઓ કારણ ન મળવાથી જે ક્રોધને બરાબર પ્રદર્શિત કરી શકયા ન હતા, તે ક્રોધને પ્રદર્શિત કરવા માટે હવે તેમને કારણ મળી ગયું. તેઓ ક્રોધ પ્રદર્શિત

કરતાં કહેવા લાગ્યા:—તેં મને તારૂં રાજ-પાટ દાનમાં આપી દીધું છે અને હવે શું મારી મશ્કરી કરે છે?

હરિશ્ચંદ્ર—કેમ, મહારાજ?

વિશ્વામિત્ર—જ્યારે તેં રાજ-પાટ મને દાનમાં આપી દીધું, તો પછી ખજાના ઉપર તારો શો અધિકાર રહ્યો કે, જે તું તેમાંથી દક્ષિણા આપવા માટે સોનામહોરો મંગાવી રહ્યો છે? રાજ્ય અથવા તેનાં વૈભવો ઉપર હવે તારો શો અધિકાર છે? તું માત્ર તારા શરીર અને તારાં સ્ત્રી-પુત્રનો માલીક છે, તારા ઉપર કે તારાં સ્ત્રી-પુત્ર ઉપર જે કાંઈ દાગીનાં છે તે પણ મારાં છે. આવી પરિસ્થિતિમાં શું તું મારૂં જ ધન મને દક્ષિણામાં આપે છે? હું એટલા જ માટે કહેતો હતો કે, તું સૂર્યવંશમાં ઉત્પન્ન તો થયો, પરંતુ તારામાં અજ્ઞાન છે. પહેલાં તો તેં અપ્સરાઓને છોડવાની અને પછી હઠ કરીને પોતાનો અપરાધ ન માનવાની અજ્ઞાનતા કરી, પછી તારી દાનવીરતા દેખાડવા માટે રાજ્ય આપવાની અજ્ઞાનતા કરી અને હવે આપેલાં દાનમાંથી જ લઈને દક્ષિણા આપવાની અજ્ઞાનતા કરવા ઇચ્છે છે? મને તારી આ અજ્ઞાનતા ઉપર દયા આવે છે, એટલે તને ફરી કહું છું કે, તારી ભૂલ કબુલ કરી લે, નહિંતો તારે ભારેમાં ભારે કષ્ટો સહેવાં પડશે.

વિશ્વામિત્રની આ વાત સાંભળીને, હરિશ્ચંદ્ર પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, ખરી રીતે હવે ખજાના ઉપર મારો શો અધિકાર છે, કે જેમાંથી હું ઋષિને સોનામહોરો આપી શકું! તેણે વિશ્વામિત્રને કહ્યુ—મહારાજ! આ ભૂલ તો મારાથી અવશ્ય થઈ, એ માટે હું આપની ક્ષમા માગું છું. હવે રહી દક્ષિણાની વાત કે, મેં એક હજાર સોનામહોરો દક્ષિણામાં આપવાનું કહ્યું છે, એ સોનામહોરોનું મારા ઉપર આપનું ઋણ છે. હું કોઇ બીજા ઉપાયે આપનું એ ઋણ ચૂકવી આપીશ.

આ પ્રમાણે હરિશ્ચંદ્રને નમ્ર જોઈ વિશ્વામિત્રને એ આશા થઇ કે

સંભવ છે કે, હવે તે સમજાવવા-બુઝાવવાથી પોતાનો અપરાધ કબૂલ કરી લેશે. જો તે પોતાનો અપરાધ કબૂલ કરી લે, તો હું રાજ્યની ખટપટથી પણ બચી જાઉં અને મારૂં રાજર્ષિપદ પણ રહે. તેમણે હરિશ્ચંદ્રને કહ્યું:—રાજા, આ વાતનો તો વિચાર કર, કે એટલી સોનામહોરો તને ક્યાંથી મળશે? શું એ માટે તું ભીખ માંગશે? અને જો ભીખ માંગવા પણ ધારીશ, તો ક્યાં માંગીશ? હું તો તને મારા રાજ્યમાં રહેવા પણ નહિ દઉં?

હરિશ્ચંદ્ર—મહારાજ! ઇક્ષ્વાકુવંશી આપવાનું જાણે છે, માંગવાનું જાણતો નથી.

વિશ્વામિત્ર— તો પછી શું કરીશ કે તને મહોરો મળશે?

હરિશ્ચંદ્ર—જો આપ આ વખતે મહોરો લેવા ઇચ્છતા હો, તો આ વખતે તો મારી પાસે માત્ર શરીર સિવાય બીજું કાંઇ નથી. જો આપ મારા શરીરથી કોઈ પ્રકારે આપનું આ ઋણ વસુલ કરી શકતા હો, તો તે માટે હું સહર્ષ તૈયાર છું. નહિ તો, મારા પૂર્વજોએ કાશી ક્ષેત્રને રાજ્યથી એટલા માટે જુદું રાખી મૂક્યું છે કે, વૃદ્ધાવસ્થામાં રાજ્યત્યાગ કર્યા પછી ત્યાં સ્વતંત્રતા પૂર્વક જીવન વીતાવી શકાય. જો, તમે પૂર્વજોની આ નીતિનું ઉલ્લંઘન ન કરો અને કાશી ક્ષેત્રને પૂર્વવત્ રાજ્યથી જુદું જ રાખો, તો હું ત્યાં કોઇ ઉદ્યોગ કરીને, આપને એક મહિનામાં એક હજાર સોનામોહોરો ચૂકવી આપીશ. મેં એક હજાર સોનામહોરો આપવાનું વચન આપ્યું છે, એટલે તે ચૂકાવવા માટે મને અવકાશ મળવો ઉચિત છે. આપ રાજનીતિજ્ઞ છો, એટલે મને વિશ્વાસ છે કે, આપ મને એ માટે અવકાશ આપશો, તે સાથે જ કાશીક્ષેત્રને રાજ્યથી પૃથક્ રાખવાની પૂર્વજોની નીતિનું પણ અવશ્ય પાલન કરશો જ.

વિશ્વામિત્ર વિચારે છે કે, જો હું કાશીક્ષેત્ર પર મારી સત્તા સ્થાપું છું તો આ કાર્ય રાજ્ય ધર્મથી વિરૂદ્ધ થશે. એ સિવાય જો રાજાને

એક હજાર સુવર્ણ મુદ્રા આપવાને માટે અવકાશ નથી આપતો, તો નીતિનો પણ ભંગ કરું છું અને સંસારમાં અપયશ પણ થાય છે. એમ વિચારીને, તેઓ રાજાને ફરી કહેવા લાગ્યાઃ—રાજા! હજુ પણ સમજી જા, એક હજાર સુવર્ણમહોરો, તારે માટે કાશીમાં ક્યાંય દાટેલી નથી, કે જે તું કાઢીને લાવી આપે. ઉદ્યોગથી, એક મહિનામાં એક હજાર સોનામહોરો પ્રાપ્ત કરી લેવી મુશ્કેલ છે. એટલા માટે હું તને ફરી સમજાવું છુ કે, તારો, અપરાધ કબૂલ કરી લે, જેથી તારું રાજ્ય પણ તારી પાસે રહે અને ઘર છોડીને દુઃખમાં પણ ન પડવું પડે. તારી હઠને છોડી દે. તારી આ હઠ તને ખરાબ કરશે.

હરિશ્ચંદ્ર—મહારાજ, મારી તો કાંઇ હઠ નથી. હઠ તો આપની છે. આપ બતાવો કે, કષ્ટનાં ભય અને રાજ્યના લોભે હું સત્યનો લોપ કરીને જુઠું બોલું અને જે કાર્ય અપરાધ નથી તેને અપરાધ માનું, એ કેમ બની શકે? એમ કરવું એને ધર્મ કઇ રીતે કહી શકાય? આ રાજ્યને આજ સુધી કોઈ પોતાની સાથે ન લઇ જઇ શક્યું અને હું પણ તેને મારી સાથે લઇ જવા માટે સમર્થ નથી. એના ઉપયોગનો આવો સુવર્ણ અવસર ફરી ક્યારે મળશે, કે આપના જેવા ઋષિને હું તે દાનમાં આપું અને માગ ઉપર એક હજાર સુવર્ણમહોરોનું ઋણ લઉં? આપની કૃપાવડે મને કોઇ પ્રકારનું કષ્ટ થશે નહિ, બલકે ઋણની ચિંતાથી હું ઉદ્યોગી બની જઇશ. એટલી સોનામહોરો એક માસમાં ક્યાંથી આવશે એ વાત રહી, પરન્તુ ઉદ્યોગી માણસને કોઇ પણ કાર્ય કોઇપણ સમયે મુશ્કેલ નથી, મેં તો એક મહિનાનો સમય માંગ્યો છે.

વિશ્વામિત્ર—ઠીક, તું તારી હઠને ન છોડ અને જો કે તારે કેવાં કેવાં કષ્ટોમાં પડવું પડે છે અવધપતિ મહારાજા વિશ્વામિત્ર તને આજ્ઞા આપે છે કે, તું તારી સ્ત્રી અને પુત્રની સાથે, આજેજ આ નગરનો ત્યાગ કરી દે. તને તારી સાથે એક પણ પૈસાની કીંમતની વસ્તુ લઇ

જવાનો અધિકાર નથી. દક્ષિણાની બાબતમાં પણ, હું મારો નિર્ણય સંભળાવી દઉં છું કે, તું એક મહિનાની અંદર એક હજાર સોના-મહોરો મને આપી દેજે. એક માસથી, એક દિવસની પણ વધારે ઢીલ કરવાનો તને અધિકાર નથી. જો ત્રીશ દિવસોને બદલે એકત્રીશમો દિવસ પણ થયો અને તેં એક હજાર સોનામહોરો ન આપી, તો હું મારા શ્રાપથી તને કુળ સાથે ભસ્મ કરી દઇશ. તને એ કહેવાની જરૂર નથી કે, તપસ્વીનો શ્રાપ કદાપિ મિથ્યા જતો નથી.

વિશ્વામિત્રની વાત સાંભળીને, હરિશ્ચંદ્ર મક્કમ થયો અને કહેવા લાગ્યો કે, આપની આજ્ઞા શિરોધાર્ય છે હું હવે આપની આજ્ઞા પાળવા માટે જાઉં છું અને આપને આ એક પ્રાર્થના કરૂં છું, કે અવધરાજ્યની પ્રજાએ આજસુધી જે આનંદમાં દિવસો વ્યતીત કર્યાં છે. તે જ આનંદ આપ પણ તેને પ્રદાન કરશો. અને એ નીતિનું અનુસરણ કરજો કે જેથી પ્રજા સુખી રહે. પ્રજાની બુદ્ધિ અલ્પ હોય છે, એથી તે રાજાને આશ્રિત છે. રાજા તેના પિતા તુલ્ય છે, અને હંમેશાં તેના પાલનની ચિંતા કરે છે. પ્રજાથી અપરાધ થવો સ્વાભાવિક છે, એટલા માટે આપ તેના પર દયા કરજો અને એવો ક્રોધ ન કરશો કે વાતવાતમાં તેને બાળીને ભસ્મ કરી દેવામાં આવે નહિ તો પ્રજા બગડી જશે.

રાજાની આ વાત સાંભળતાં તો, વિશ્વામિત્રનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો. તેઓ કહેવા લાગ્યા:—શુ તું મને રાજ્ય કરવાનું શીખવે છે? કે મારામાં એટલું પણ જ્ઞાન નથી કે, તને શીખવવાની જરૂર પડી? જેના બનાવેલાં નિયમો પ્રમાણે તેં અત્યાર સુધી રાજ્ય ચલાવ્યું છે. તેને જ તું શીખવવા માટે આજે તૈયાર થયો છે? જાણતો નથી કે હવે આ રાજ્ય વિશ્વામિત્રનુ છે? જો, વિશ્વામિત્ર જુની જ પ્રથા ઉપર સ્થિર રહે, તો પછી વિશ્વામિત્ર શેનો? તારે હવે રાજ્ય કે પ્રજાની ચિંતા કરવાની અને એ વિષયમાં કાંઇ પણ કહેવાની જરૂર નથી, અમારી

મરજીમાં જેમ આવશે તેમ કરશું. સભાસદગણ, તમે લોકો આજે જાઓ અને કાલે આવો. આજસુધીના સઘળાં નિયમો કાલે બદલી નાખવામાં આવશે અને તેને બદલે મહારાજા વિશ્વામિત્ર નવાં નિયમો પ્રચલિત કરશે.

વિશ્વામિત્રની વાતોથી, સભાસદો પહેલેથી જ ક્રોધાયમાન થઇ રહ્યા હતા, એટલે આ વાત તેમને વધારે અસહ્ય થઇ પડી. તેઓ વિચાર કરવા લાગ્યા કે, આ હમણાં તો ભિખારી હતો, હમણાં જ રાજ્ય મળ્યું છે, રાજ્ય આપનાર પણ અત્યારે અહીં હાજર છે, એટલી જ વારમાં એની આ દશા છે, તો આગળ શું થશે? પોતાના દાતારની સામે પણ જેના કહેવા છતાં પણ લજ્જા કે બોધ થતો નથી, તો આગળ ઉપર તો તેને કોની પરવા રહેશે? એમ વિચારીને તેઓએ નિર્ભયતાપૂર્વક વિશ્વામિત્રને જવાબ આપ્યો કે, આપ જુના નિયમોને બદલે નવા નિયમો કઇ રીતે પ્રચલિત કરવા માંગો છો? આપના નિયમો કોણ માનશે? આપ કોના પર રાજ્ય કરશો? આ સભા અને આ પ્રજા, જ્યાંસુધી મહારાજા હરિશ્ચંદ્ર અહીં છે, ત્યાંસુધી જ છે. તેમનું અહીંથી પ્રયાણ થતાં જ, સભા કે પ્રજા કાંઇ રહેશે જ નહિ. અમે લોકો દેશ વિદેશમાં જઇને ભલે દુઃખ ભોગવીએ, પણ આપના જેવા અન્યાયી રાજ્યમાં તો કદી રહેશું જ નહિ. જેણે પોતાનું રાજ્ય આપનારની સાથે આ કઠોરતાનો વ્યવહાર કર્યો છે, તે અમારી સાથે સારો વ્યવહાર કેમ રાખશે? અમે એ જ મહારાજા હરિશ્ચંદ્રની પ્રજા છીએ કે, જેણે પોતાનું રાજ્ય આપી દેવામાં પણ સંકોચ ન કર્યો, તો અમને ઘરબાર આદિ છોડવામાં સંકોચ કેમ થશે? જો આપ અમારા પર રાજ્ય કરવા ઇચ્છો છો તો મહારાજા હરિશ્ચંદ્રે બનાવેલા નિયમો એ જ પ્રમાણે રાખો અને મહારાજા હરિશ્ચંદ્રને અહીંથી ચાલ્યા જવાની આપે જે આજ્ઞા આપી છે તે પાછી ખેંચી લો એ બીજી વાત છે કે, મહારાજા હરિશ્ચંદ્રે બનાવેલા નિયમોમા જો કોઇ દોષ હોય તો તેને આપ દૂર કરો, પણ એ નિય-

મોને તદ્દન ફેરવી નાંખીને, આપ અમારા પર કદાપિ રાજ્ય કરી શકો નહિ. જે પ્રમાણે મહારાજા હરિશ્ચંદ્ર ચાલ્યા જશે, તે જ પ્રમાણે અમે પણ તેમની સાથે ચાલ્યા જઇશું. તેઓ રાજ્યના ભૂખ્યા નથી. આપ પ્રસન્નતાપૂર્વક રાજ્ય કરો, પરન્તુ તેમને અહીંથી ચાલ્યા જવાની આજ્ઞા ન આપો. હવે રહી આપની એક હજાર સુવર્ણમહોરો આપવાની વાત. અમે એ સુવર્ણમહોરો અમારી પાસેથી આપને આપી દઇએ છીએ. રાજ્યની સંપત્તિ તો અમારી સંપત્તિ પણ હોઇ શકે છે અને છે પણ, છતાં અમારી સંપત્તિ પર રાજ્યનો કાંઇ અધિકાર નથી. એટલા માટે, આપ એક હજાર સોનામોહોરો અમારી પાસેથી લઇને, મહારાજા હરિશ્ચંદ્રને ઋણમુક્ત કરો અને તેમને અહીં રહેવાની આજ્ઞા આપો. તેમણે ચલાવેલા નિયમોમાં, જે ખરાબ હોય, તેને કાઢી નાખવા ઉપરાંત બીજા કોઇ પ્રકારનું પરિવર્તન ન કરતાં, આપ આનંદપૂર્વક રાજ્ય ચલાવો. અમારા આ કથન પ્રમાણે કાર્ય કરશો તો અમે આપને સહકાર આપી શકીએ છીએ, નહિતો કદાપિ એમ બની નહિં શકે.

આજના લોકો, જો કદાચ એ વખતે સભાસદ હોત, તો સ્વાભાવિક રીતે વિશ્વામિત્રની હા માં હા મેળવ્યા સિવાય, તેમની વિરૂદ્ધ બોલવાની હિંમત પણ ન કરત. તેમને તો પોતાના હોદ્દાના રક્ષણની ચિંતા રહેત, સત્ય અથવા પ્રજાનો પક્ષ તેમનાથી કદી ન લેવાત. તેઓ તો એ જ વિચારત કે, હરિશ્ચંદ્ર તો રાજ્યથી પદભ્રષ્ટ થયો છે. તેની જગ્યાએ આ રાજા થયો છે, માટે તેના જ કથનનું સમર્થન કરવામાં આપણને લાભ છે. હરિશ્ચંદ્ર તરફનું સમર્થન કરવામાં લાભ નથી, પરન્તુ એ વખતના સભાસદો સત્યપ્રિય હતા. સત્યની આગળ તેઓ ધનસંપત્તિ અને માનપ્રતિષ્ઠાને તૃણવત્ સમજતા હતા. એ જ કારણે તેઓને વિશ્વામિત્ર જેવા ક્રોધી અને તપસ્વીના કથનનો વિરોધ કરવામાં પણ ભય ન થયો.

વિશ્વામિત્રે, સભાસદોની વાતો સાંભળીને પોતાની ક્રોધયુક્ત આંખો બતાવીને તેઓને ડરાવવા ઇચ્છયું, પણ તેઓ સત્યની શક્તિથી બળવાન હતા, એટલે વિશ્વામિત્રની આંખોથી કેમ ડરે? વિશ્વામિત્ર તે લોકોને કહેવા લાગ્યા—દુષ્ટો! તમને ખબર નથી કે હું કોણ છું? મારી સામે તમારી આ કહેવાની શક્તિ? જુઓ, હું તમને તેની કેવી શિક્ષા આપું છું, ત્યારે જ તમને ખબર પડશે કે વિશ્વામિત્રની અવજ્ઞા કરવાનું કેવુ ફળ મળે છે? તમારા લોકોનું કહેવું માનીને, જ્યારે હું હરિશ્ચંદ્રને અહીં રહેવા દઈશ, ત્યારે જ શું મારૂં રાજ્ય ચાલશે? તેના રહેવાથી મારી સ્વતંત્રતા શું કાયમ રહેશે અને મારી આજ્ઞાઓનું સંપૂર્ણપણે પાલન થશે? હરિશ્ચંદ્રને હુ અહીં કદાપિ રહેવા દઇ શકું નહિ, તેમ તેના વખતનાં નિયમોને પણ રહેવા દઇ શકું નહિ.

સભાસદ—જ્યારે અમે કહીએ છીએ કે, મહારાજા હરિશ્ચંદ્ર રાજ્યના ભૂખ્યા નથી, તેઓ રાજ્ય નહિ કરે, તેઓ તો કેવળ શાંતિથી બેસી રહેશે અને તેમના તરફની દક્ષિણા અમે આપીએ છીએ. તો પછી આપ તેમને શા માટે રહેવા દેતા નથી? આટલું થવા છતા પણ આપ તેમને કાઢી મૂકો છો, તો એનો અર્થ એ છે કે આપ તેમને કષ્ટમાં નાંખવા ઇચ્છો છો અને તેમની ગેરહાજરીનો લાભ લઇ, આપ પ્રજાને ત્રાસ આપવા માગો છો. પરન્તુ આપ ધ્યાન રાખો કે આપની આ આશા દુરાશા માત્ર જ છે.

આ પ્રમાણે સભાસદોના મુખમાંથી જે નીકળ્યું, તે તેઓ બોલીને પોતપોતાના ઘર તરફ ચાલ્યા ગયા. વિશ્વામિત્ર તેમના આ વર્ત્તનથી વિચારવા લાગ્યા કે, મારા સામે કોઇની બોલવાની હિંમત પણ ચાલતી ન હતી, પરન્તુ આજે મારી શક્તિ ક્યાં અદૃશ્ય થઇ ગઈ? આ લોકો સત્યના બળથી શક્તિવાન છે, એથી જ હું તેમને કાંઇ કરી શકતો નથી.

વિશ્વામિત્રનો સભાસદો ઉપર તો કાંઇ પ્રભાવ પડ્યો નહિ, ત્યારે

તે હરિશ્ચંદ્ર પ્રત્યે જ ક્રોધિત બનીને કહેવા લાગ્યોઃ—કુટિલ! તેં ખૂબ માયાજાળ રચી છે. રાજ્ય આપીને દાની પણ બની ગયો, મને અપમાનિત પણ કર્યો અને હવે આ પ્રમાણે બીજાઓથી વિદ્રોહ કરાવીને, ફરીથી રાજ્ય લેવા ઇચ્છે છે? જો તને રાજ્યનો આટલો મોહ હતો, તો તેં પહેલાં આપ્યું જ શા માટે? કે હવે આ પ્રમાણે મને આ સભાસદો દ્વારા અપમાનિત કરાવી રહ્યો છે?

હરિશ્ચંદ્ર—મહારાજ, આપ બીજાના ઉપરનો ક્રોધ પણ મારા ઉપર જ ઉતારશો? હું આપની પાસે જ બેઠો છું, ક્યાંય ગયો પણ નથી કે પ્રજાને આપની વિરૂદ્ધ ઉત્તેજિત કરું. આવી સ્થિતિમાં મારો શો અપરાધ? મેં તો આપને પહેલેથી જ પ્રાર્થના કરી હતી કે, આપ શાન્તિથી કામ લો પરન્તુ મારી આ પ્રાર્થના પર આપ વધારે ક્રોધી બની ગયા. હવે મને આજ્ઞા આપો અને સંતોષ પામો. હું બનતાસુધી પ્રજાના વિચારો આપને અનુકૂળ બનાવવાના પ્રયત્નો કરીશ.

મહારાજા હરિશ્ચંદ્ર મહેલ તરફ વિદાય થયા. અહીં વિશ્વામિત્ર મનમાં વિચાર કરે છે કે શું મેં હરિશ્ચંદ્રને શિક્ષા કરી છે? નહિ, નહિ હું પોતે જ હરિશ્ચંદ્ર વડે શિક્ષા પામ્યો છું. મેં મારા જ મુખે હરિશ્ચંદ્ર દ્વારા શિક્ષા માંગી છે. મેં મારી સ્વતંત્રતા તેની પરતંત્રતાના બદલામાં લીધી છે. મારા ઇશ્વરભજનાદિ કાર્યોમાં, રાજ્યની પીડા ઉત્પન્ન થઇ છે. મેં પોતે જ મારા જ પગમાં રાજ્યની એ બેડીઓ પહેરી લીધી છે, કે જેને હું મહામુશ્કેલીએ તોડી શક્યો હતો. મારી સ્વતંત્રતાનો ઉપભોગ તો તે કરશે, જાણે કે તેને અપ્સરાઓને બંધનમુક્ત કરવાનું ફળ મળ્યું હોય, અને તેની પરતંત્રતા હું ભોગવીશ? જાણે કે, મને તેમના ઉપર અનુચિત ક્રોધ કરવાની સજા મળી હોય. હરિશ્ચંદ્ર, ખરી રીતે તો તને જ ધન્ય છે, પરન્તુ હું પણ તને સહેજવારમાં છોડી દઈને મારૂં અપમાન થવા દઇશ નહિ. જે કાર્યનો મેં પ્રારંભ કર્યો છે, તેનો અંત જોયા વિના કદી હું પાછો હઠીશ નહિ.

# પ્રકરણ ૧૨ મું

## મિલન

વિશ્વામિત્ર પાસેથી મહારાજા હરિશ્ચંદ્ર મહેલ તરફ વિદાય થયા માર્ગમા તેના મનમાં જે તર્ક વિતર્ક પેદા થયાં હતાં તેનુ વર્ણન કરવું મુશ્કેલ છે. તે વિચારે છે કે, આજે મારે એ રાણી પાસે જવાનું છે કે જેણે મને કહ્યું હતુ કે, સોનાની પૂંછડીવાળા મૃગશિશુને લાવ્યા વગર મારા મહેલમાં આવશો નહિ. હુ તેની ઇચ્છા પ્રમાણે આજસુધીમાં સોનાની પૂંછડીવાળું મૃગશિશુ લાવી શકયો નથી અને આજે તે લાવ્યા વગર જ તેની પાસે જઇ રહ્યો છું, તો તે શું મારો તિરસ્કાર કરશે ? પરન્તુ એમ થવું તો સંભવિત નથી. રાણી એવી નિદ્ય હઠ કરનારી તો નથી, તેમ તે મારૂં અપમાન કરવા ઇચ્છતી નથી. જો એમ હોત તો આટલા વખતમાં તેણીના એવા વિચારો કાઇ ને કોઇ રૂપે અવશ્ય પ્રકટ થઇ શકયા હોત. તેણીએ મારૂં અપમાન થાય એવી કોઇ વાત આજસુધી કરી નથી. એમ માલુમ પડે છે કે, તેણીએ મને તેના મોહ-પાસમાથી મુકત કરવા માટે જ એમ કર્યું છે અને મને એવું અસંભવિત કામ સભવિત કરી બતાવવાની શિક્ષા આપી છે કે, જેવી અસંભવિતના સોનાની પૂંછડી વાળા મૃગના બચ્ચાંને મેળવવામાં છે. રાણી, જો મારી કલ્પનાનુસાર જ તારા વિચારો છે, તો હું તારી પાસે સોનાની પૂંછડી વાળા મૃગના બચ્ચાંને જ લઇને આવી રહ્યો છું. રાજ્ય આપવું એ સહેલું કામ નથી, છતાં મેં તારી સહાયતાથી તેને સંભવિત કરી બતાવ્યું છે. શું તું મારા આ કાર્યને સોનાની પૂંછડીવાળું મૃગનું બચ્ચું માનીને સંતોષ પામીશ ? માન કે ન માન, સત્કાર કરે કે

તિરસ્કાર, હવે તો હું તારી પાસે આવું જ છું, પણ શું તું મારા આ કાર્યમાં સમ્મત થઇશ ? તું એમ તો નહિ કહેને, કે અર્ધા રાજ્યની માલીક હું હતી તમે મારા અધિકારનુ રાજ્ય કેમ આપી દીધું ? અથવા એમ તો નહિ કહેને કે રોહિત, જે રાજ્યનો ભાવી અધિકારી હતો, તેના અધિકાર ઉપર કુઠારાઘાત કેમ કર્યો ? જો, તેં મારા આ કાર્યનો દ્રોહ કર્યો તો સમસ્ત પ્રજા તને સાથ આપીને વિદ્રોહ મચાવશે અને આ રીતે મારૂં નામ કલંકિત બનશે કે પોતાની સ્ત્રીને રાજ્યને માટે ધમકાવી. રાણી ! હવે તો તારી પાસે આવું જ છું. હમણાં જ ખબર પડશે કે, મારી એ આશંકાઓ વ્યાજબી છે કે નિર્મૂળ ! છતાં હું તને રાણી શા માટે કરી રહ્યો છું ? હવે તો તું એ ગરીબની સ્ત્રી છે કે, જેની પાસે એક વખતનું ભોજન પણ નથી જેને રહેવા માટે ઘર પણ નથી, બલકે એવી દશામા પણ જે એક હજાર સોના-મહોરોનો કરજદાર છે. તારા ! આજ તું મને શું કહેશે ? જે ઇચ્છા હોય તે કહેજે, મારે સાભળવું જ પડશે.

આ પ્રમાણે, ચિંતાસાગરમાં ડુબકીઓ ખાતો હરિશ્ચંદ્ર રાણીના મહેલમા આવ્યો. ત્યાં પહોંચતાં, દાસીઓ મારફત જાણ્યું કે, રાણી આ વખતે નજીકના બગીચામા છે. રાજા ચૂપચાપ બગીચામાં ગયો અને એક વૃક્ષની ઓથે બેસી રાણી તથા રોહિતનો ખેલ જોવા લાગ્યો. એ વખતે રાણી, રોહિત સાથે વિનોદ કરી રહી હતી અને સાથે જ તેને શિખામણ પણ આપતી જતી હતી. તે રોહિતને પૂછી રહી છે—બેટા તું કોણ છે? કયા વંશનો છે? વગેરે. બાળક રોહિત, માતાના પ્રશ્નોનો શો ઉત્તર આપે ? તે મૌનપણે માતાના મુખ સામે જોવા લાગ્યો. પુત્રને આ પ્રમાણે પોતની તરફ જોતો જોઇને રાણી કહેવા લાગીઃ—વત્સ, તું વીર બાળક છે અને વીર-વંશનો છે. ઠીક, તું એ તો કહે કે, તું મારો પુત્ર છે કે તારા પિતાનો ? બાળક આનો પણ શો જવાબ આપે ?

ત્યારે રાણી જ કહેવા લાગી—બેટા! માતાનું કામ તો માત્ર જન્મ આપીને પાલન કરવાનું જ છે, પરન્તુ શક્તિ આપનાર તો પિતા જ છે હું, જે તારી માતા છું, તે પણ તારા પિતાની સેવિકા છે. એટલા માટે હમેશાં પિતાની આજ્ઞાનું પાલન કરવું, કદી ઉલ્લંઘન ન કરવું અને કોઇ દિવસ હૃદયમાં ભય કે કાયરતા લાવવી નહિ.

બાળકના હૃદયપર માતાના શિક્ષણનો જે પ્રભાવ પડે છે, તે સ્થાયી હોય છે. જે શિક્ષણને, શિક્ષકો ઘણા વખત સુધીમાં પણ, હૃદયમાં સ્થાયી નથી કરી શકતા, તે જ શિક્ષણને, માતા સહેજમાં જ પોતાના પુત્રના હૃદયમાં સ્થાયી કરી શકે છે. માતાના આપેલા શિક્ષણનો પ્રભાવ એવો હોય છે, કે જો માતા ધારે તો પોતાના બાળકને વીર બનાવે અથવા કાયર, મૂર્ખ બનાવે અથવા વિદ્વાન અને સચ્ચરિત્ર બનાવે કે દુશ્ચરિત્ર. માતા, બાળકને બાળપણામાં જ નહિ, બલકે માતાના ગર્ભમાં રહેવાના સમયથી જ, બાળક શિક્ષણ પ્રાપ્ત કરવા માંડે છે. યુરોપના અદ્વિતીય વીર નેપોલિયન બોનાપાર્ટને માટે ઇતિહાસકાર કહે છે કે, તેની માતાએ નેપોલીયન ગર્ભમા આવતાં જ, એવી ભાવના ભાવિ હતી કે, મારો પુત્ર સમસ્ત યુરોપને જીતનારો થાય. એને માટે તે સંગ્રામમાં જઇને સંગ્રામ જોતી ઘોડાપર ચડીને એકલી વનમાં જતી, સ્મશાનોમાં જઇને ઉભી રહેતી અને એ પ્રમાણે પોતાના ગર્ભસ્થ બાળકને નિર્ભયતાનું શિક્ષણ આપતી. તેના એ શિક્ષણથી બાળક પણ એવો વીર થયો કે જેણે આખા યુરોપ ઉપર પોતાની વિજયપતાકા ફરકાવી દીધી. શિવાજીની માતાએ, રામાયણ અને મહાભારતની કથા સંભળાવીને પોતાના બાળકને વીરતાનું એવું શિક્ષણ આપ્યું કે. તે જ બાળક આગળ જતાં એક મહાન દેશનો રાજા અને હિન્દુ ધર્મનો રક્ષક બન્યો. સારાંશ એ છે કે માતૃશિક્ષણનો બાળકના જીવન ઉપર મોટો પ્રભાવ પડે છે. જેઓની માતાઓ જ એવી કાયર છે કે, પાંદડું હાલવાથી ભૂતની બીક લાગે

છે અને સભ્યતા, ઉદારતા, નમ્રતા વગેરેનું જ્ઞાન પણ શખતી નથી. તેમના બાળકો સદ્દગુણોનું શિક્ષણ કયાંથી પામી શકે ? અને એવી સ્થિતિમાં જો કદાચ બાળક કાયર, અસભ્ય તથા મૂર્ખ બને, તો એમાં આશ્ચર્ય શું ? અસ્તુ

રાણીની વાતો સાંભળી, રાજાની ઘણી ખરી શંકાઓ નાશ પામી. તે મનમા ને મનમા કહેવા લાગ્યો—રાણી ! તને અત્યારે એ ખબર નથી કે, મેં તને કંગાળ બનાવી દીધી છે અને જે પુત્ર સાથે તું વિનોદ કરી રહી છે, તેના ભવિષ્યનું કાંઇપણ ધ્યાન રાખ્યું નથી. જોઉં છું કે, રાજ્ય આપી દીધાના સમાચાર સાભળીને તું શું કહે છે ! પરન્તુ પ્રશ્ન તો એ છે કે, આ સમાચાર હું તારા સન્મુખ કયા હૃદયે આપું !

રાજા આ પ્રમાણે વિચાર કરી રહ્યો છે, એટલામાં જ રાણીની દૃષ્ટિ રાજા ઉપર પડી. પતિને આ પ્રમાણે છુપાઇને જોતાં 'એમને ફરી પાછો મોહ ઘેરી ન લે'—એવો વિચાર કરી રાણીએ રોહિતને સંબોધન કરતાં કહ્યું—બેટા, ચાલો જઇએ. તારે રમવા માટે સોનાની પૂંછડીવાળું મૃગનું બચ્ચું તો લાવ્યા નહિ અને રમત જોવા માટે આવી ગયા. એમ કહેતી રાણી, રોહિતને લઇને ચાલવા લાગી. મહારાજા હરિશ્ચંદ્ર મનમાં—'રાણી ઉભી રહે, તારા માટે હું સોનાની પૂંછડીવાળુ મૃગનું બચ્ચું લાવ્યો તો છું, પરન્તુ તું તે પસંદ કરશે કે નહિ ?'—એમ કહેતા રાજા દોડીને રાણીના માર્ગમાં ઉભો રહ્યો અને રોહિતને ખોળામાં લઇ લીધો રાણી અત્યારસુધી એમ સમજી રહી છે કે, એમને પુનઃ સ્ત્રીમોહે સંતાપ્યા છે, એટલે તે હિંમતવાન બનીને એમ કહેતી કહેતી, માર્ગ કાપતી ચાલી કે, પુત્રને પણ લઇ લો. હુ એકલી જ રહીશ. રાણીને આ પ્રમાણે નિર્ભયતાપૂર્વક જતી જોઇને, રાજાએ કહ્યું:—પ્રિયે! તારા ! આ વિનોદનો સમય નથી. તમારા ચાલી જવાથી, હું દોડીને આગળ આવ્યો તેનું કારણ વિચારો પતિની આ વાત સાંભળીને સ્થિર બની

ગઇ. તે વિચારવા લાગી કે, શું આજે પતિને કોઇ માનસિક દુઃખ છે કે જેઓ આ પ્રમાણે કહી રહ્યા છે? આવી સ્થિતિમાં જો હું તેમની પાસેથી ચાલી જાઉં, તો મને ધિક્કાર છે. રાણીને રોકાએલી જોઇ, રાજા પુનઃ કહેવા લાગ્યોઃ—પ્રિયે તારા! આજનું મિલન, અનિશ્ચિત સમયને માટે અંતિમ મિલન છે. હવે કોને ખબર છે કે કયારે મળીએ?

રાજાની આ વાતે તો રાણીને કંપાવી દીધી. તે એવી ગભરાઇ ગઇ કે, તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં તેણીએ જેવું જ પોતાનું મુખ ફેરવીને, પતિના મુખ સામે જોયું કે તુરત જ તે ગંભીર બની ગઇ, કે આજે પતિનો ચહેરો વાદળાથી ઢંકાએલ ચંદ્રમા જેઓ આટલો મલિન કેમ જણાય છે? તેમના ચહેરા ઉપરથી સ્પષ્ટ છે કે, તેમને આંતરિક પીડા છે. તે દોડીને પતિની પાસે આવી અને દીનતા બતાવતી, તેનો હાથ પકડી નમ્રતાપૂર્વક કહેવા લાગીઃ—નાથ! આપે આ શું કહ્યું? આજનો મેળાપ છેલ્લો મેળાપ શા માટે છે? શું આ દાસી ઉપર આપ કોપાયમાન થયા છો? કે આપે કોઇ બીજી જગ્યાએ જવાનો વિચાર કર્યો છે? અથવા કોઈ બીજા કારણથી એવું કરવું પડશે? પ્રભો! જલ્દી કહો, આપના આ કથનનો હેતુ શો છે?

રાણીની આવી નમ્રતા જોઈ, રાજા આશ્ચર્યચકિત બની ગયો. તે વિચારવા લાગ્યો કે, એક ક્ષણ પહેલાં જે રાણી નિષ્ઠુર બની હતી, તે આ પ્રમાણે મારૂં દુખ જાણવા માટે કેમ વ્યાકુળ બની ગઇ? મેં અત્યારસુધી એ નિશ્ચય કરી લીધો નથી કે, રાણી સ્વચ્છહૃદયી છે કે કલુષિતહૃદયી, ક્રૂર છે કે સરળ, અભિમાની છે કે નમ્ર! કયાં તે રીસાઇ હોય તેની રીતે જઇ રહી હતી, અને કયાં તે પાછી આવીને આ પ્રમાણે નમ્રતા દર્શાવી રહી છે! મારા પ્રતિ તેનો આટલો બધો પ્રેમ! અને તે પણ સુખમાં નહિ; પરન્તુ આ વખતે પતિ દુઃખમાં છે એમ જાણીને! હું સમજુ છું કે મને તો દાનનું ફળ તત્ક્ષણ જ મળ્યું છે. જો હું દાન કરીને ન આવત, તો આ સ્ત્રીરત્ન, કે જેને હું પત્થર

સમજી ગયા હતો, તે કેમ જણાત કે તે પત્થર નથી પણ વાસ્તવમાં જીવનરત્ન છે,

રાજાને આ પ્રમાણે વિચારમગ્ન જોઇને, રાણીની વ્યાકુળતા વધારે વધી ગઇ. તે કહેવા લાગી—નાથ, આપ મૌન કેમ છો, મારા પ્રશ્નનો ઉત્તર કેમ નથી આપતા? શું આ દાસી તે વાતને સાંભળવા યોગ્ય નથી, જો એમ છે, તો થોડુંક તો કહો, કે જેથી હૃદયને કાંઇક સંતોષ થાય.

હરિશ્ચંદ્ર-પ્રિયે! એવી કઇ વાત હોઇ શકે, કે જે તમને સંભળાવવા યોગ્ય ન હોય, જો હું તમને જ ન સંભળાવું, તો સંભળાવુ કોને! અને તમે ન સાંભળો, તો પછી સાંભળશે કોણ? પરન્તુ હુ એ વિચારૂ છું કે શી એવી સુખદાયક વાત છે કે હું તમને સંભળાવું? એ વાત તો એવી છે, કે જે સાંભળીને તમે દુઃખી થશો.

તારા—હૃદયેશ્વર, એ તો હું આપની મુખમુદ્રા ઉપરથી જ સમજી ચૂકી છું, કે કોઇ દુઃખદ વાત છે; પરંતુ હું આપની અર્ધાંગના છું, એટલે જો તે સઘળાં દુઃખને ન ઉઠાવી શકું, તો ઓછામાં ઓછું અધું દુઃખ તો વહેંચી લઇશ. એટલા માટે આપ નિઃસંકોચ થઈ કહો.

હરિશ્ચંદ્ર—પ્રાણેશ્વરી! કર્ત્તવ્યને આધીન થઈ, મેં રાજ્યવૈભવ સહિત, સસાગર પૃથ્વી વિશ્વામિત્રને દાનમાં આપી દીધી છે. એમણે મારી પાસે યાચના કરી; હું તેમની યાચના ખાલી જવા દઇને, સૂર્યવંશને કલંકિત કેમ થવા દઉં? હવે નથી તો આપણુ ઘર રહ્યુ, કે બાર! અને નથી એક ટંક ખાવાનું પણ રહ્યુ! બલ્કે એક હજાર સોનામહોરોની દક્ષિણાનું આપણા માથા ઉપર કરજ રહ્યું છે.

તારા—પ્રાણાધાર! શું તેને જ આપ દુઃખની વાત માનો છો? શું આ જ વાત સંભળાવવામા આપને સંકોચ થઈ રહ્યો હતો? હું તો સમજતી હતી કે, કોઇ એવી બાબત બની છે કે, જેને લીધે સૂર્યવંશની સાથે સાથે જ આપને પણ કલંક લાગવાની આશંકા છે. પ્રભો! એ તો મહાન્ હર્ષની વાત છે. આ સાંભળવાથી મને દુઃખ શા માટે થાય?

સસાગર પૃથ્વીનું દાન, ઉપરથી એક હજાર સુવર્ણમહોરોની દક્ષિણા, અને લેનાર વિશ્વામિત્ર જેવા ઋષિ, એથી વધારે સૌભાગ્યની વાત બીજી કઈ હોઇ શકે? નાથ! આજે આપે આ દાસીને કૃતાર્થ કરી દીધી, આજે મારૂં મસ્તક ગર્વથી ઉન્નત બન્યું છે કે મારા પતિ સસાગર પૃથ્વીના દાતા છે. સસાગર પૃથ્વીનું દાન કરનારને, રહેવા-ખાવાની ચિંતા થાય એ આશ્ચર્યની વાત છે! સ્વામી, રહેવા ખાવાની ચિંતા તો પશુ પક્ષી પણ કરતા નથી પછી આપણે તો મનુષ્ય છીએ. આપના અટલ સત્યના પ્રભાવથી, સર્વદા આનંદ ને આનંદ જ છે, આપ કોઇ જાતની ચિંતા ન કરો.

હજીસુધી, રાજાને ચિંતા હતી, કે રાણીને રાજ્યદાનની વાત અસહ્ય લાગી જશે. તે મહાન્ વિપત્તિની કલ્પનાથી કંપી ઉઠશે અને મારાં આ કાર્યનો વિરોધ કરશે; પરન્તુ રાણીની વાતોને સાંભળતાં જ, રાજાની ચિંતા એકદમ ઉડી ગઇ. તેની જગ્યાએ પ્રસન્નતાની ઝલક દેખાવા લાગી. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો:—તારા, હું તને આજેજ ઓળખી શક્યો છું. હું જાણતો ન હતો કે તું સહાનુભૂતિની સાક્ષાત્ મૂર્ત્તિ છે. મેં રાજ્યનું દાન નથી કર્યું, બલકે તેનો આ તારા રૂપી ત્રિલોકની સાક્ષાત્ સંપત્તિ સાથે બદલો કર્યો છે. પરન્તુ તારા, હમણાં જ તારી બીજી એક પરીક્ષા બાકી છે.

હરિશ્ચંદ્રે તારાને કહ્યું:—પ્રાણવલ્લભે! તમે મારા આ કાર્યનો વિરોધ ન કર્યો, તે માટે હું તમને ધન્યવાદ આપું છું. કારણ કે આગળ જતાં એવી એવી સ્ત્રીઓ થશે, કે જેઓ, જો પતિ કોઈ આફત વખતે તેઓનું એક સાંકળું વેચી દેશે, તો તેઓ તેમનો વિરોધ કરશે, તેમને અપમાનિત કરશે અને ઘરમાં કલેશ મચાવી દેશે.

તારા—આર્યપુત્ર! શું હું સુખની જ સાથીદાર હતી? શું હુ રાજ્ય સાથે પરણી હતી કે આપની સાથે? જો આપને પરણી હતી, તો મારે માટે આપ મોટા છો કે રાજ્ય? અને જે રાજ્ય આપે દાનમાં

આપ્યું છે, તે-શું મેં દાનમાં નથી દીધું? તો પછી હું વિરોધ શા માટે કરૂં? ભવિષ્યની સ્ત્રીઓ પૈકી, જેઓ પોતાને પતિની અર્ધાંગનાઓ માનશે, તેઓ તો કદી પતિના કોઇ ઉચિત કાર્યનો કદી પણ વિરોધ નહિ કરે, અને જેઓ પતિની અપેક્ષાએ સંપત્તિને વધારે મૂલ્યવાન્ સમજશે, તેઓ પતિ જો કોઈ ઉચિત કાર્યમા પણ સંપત્તિનો વ્યય કરશે, તો પણ તેનો વિરોધ કરશે. છતા એવી સ્ત્રીઓમાં પણ જેઓ બુદ્ધિશાળી હશે, તેઓ મારા ચરિત્રથી કાંઈ ને કાંઇ શિખામણ લેશે જ.

હરિશ્ચંદ્ર—પ્રિયે! તમને, તમારા કુળને અને તમારા માતા-પિતાને ધન્ય છે, કે જેમની તમે પુત્રી છો. એ નગરને ધન્ય છે કે જ્યાં તમારો જન્મ થયો છે. તે સાથે હું પણ ધન્ય છું કે જેને તમારા જેવી સ્ત્રીનો પતિ બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે.

તારા—નાથ, મર્યાદાથી વધારે પ્રશંસા કરવી, એ જેની પ્રશંસા કરવામા આવે છે તેનું અપમાન છે. એટલે હવે આપ ક્ષમા કરો અને આ સેવિકાની એવી પ્રશંસા ન કરો, કે જે યોગ્ય નથી.

હરિશ્ચંદ્ર—ઠીક, પ્રિયે! હવે આવી વાતોમા વધારે વખત કાઢવો ઉચિત નથી. કેમકે મારે આજે જ અહીથી જવાનું છે, અને એક મહિનાની અંદર જ વિશ્વામિત્રના ઋણથી મુક્ત થવાનું છે. જો આ મુદતમાં હું ઋણમુક્ત થઇ ન શકું, તો વિશ્વામિત્ર શ્રાપ આપીને મારા કુળનો નાશ કરશે. હું બરાબર સમજું છું કે, ઋણમુક્ત થવાના સમય સુધી, હું તમને તમારા પિતાને ત્યાં પહોંચાડી દઉં.

રાજાની આ વાત સાંભળી, રાણીને વજ્રાઘાત સમું દુઃખ થયું. પરન્તુ તેણે પોતાની આ મર્મવેદનાને ધૈર્યથી દબાવતાં કહ્યું—પ્રભો! આપ મને પિતાને ઘેર કેમ મોકલો છો? શું અહીં રહીને, ઋણમુક્ત બનવાનો કોઈ ઉપાય નથી કરી શકાતો?

હરિશ્ચંદ્ર—ના, પ્રિયે! હું હવે અહીં વધારે રહી શકું નહિ, કારણ કે વિશ્વામિત્રની આજ્ઞા, આજે જ રાજ્યથી ચાલ્યા જવાની છે.

તારા—સ્વામિન્, તો આપે ક્યાં જવાનો વિચાર કર્યો છે!

હરિશ્ચંદ્ર—કાશી સિવાય બીજું એકેય એવું સ્થાન નથી, કે જે રાજ્યની બહાર હોય ?

તારા—પછી શું હું કાશી ન આવી શકું?

હરિશ્ચંદ્ર—પ્રવાસ અને વનનાં દુઃખ તમે સહન કરી નહિ શકો, એટલા માટે તમારે તમારા પિતાને ઘેર જ જવું સારૂં છે.

તારા—જીવનસર્વસ્વ, આપ વિચારો કે આપના રાજ્યની બહાર ચાલ્યા જવાથી, અને મારા આજ રાજ્યમા પિતાને ઘેર રહેવાથી, વિશ્વામિત્રની આજ્ઞાનું પૂર્ણ રીતે પાલન કેમ થશે? હું આપની અર્ધાંગના છું. મારા અહીં રહેવાથી, આપનું અર્ધું અંગ રાજ્યથી બહાર ગયું અને અર્ધું અંગ તો અહી જ રહ્યું. એ ઉપરાંત, જે કષ્ટોને આપ સહન કરી શકો, તે કષ્ટોને હું કેમ સહન ન કરી શકું? અર્ધું અંગ કષ્ટ સહે અને અર્ધું અંગ સુખમાં રહે, એ ક્યાંનો ન્યાય ? નાથ, હું બીજું બધું સાંભળી શકું છું, પણ આ વાત આપ ન સંભળાવો. છાયા કાયાની સાથે, કુમુદિની જળની સાથે, ચંદ્રિકા ચંદ્ર સાથે, ને પત્ની પતિની સાથે જ રહેશે, જુદી નહિ. મને આપની સાથે રહેવામાં આનંદ છે, જુદા રહેવામાં નહિ. આપની સાથે રહેવામાં મને જે કષ્ટ પડશે, તે મારા માટે કષ્ટ નહિં, પણ સુખ છે. પરન્તુ આપથી જુદા રહેવાથી, સુખ પણ મારા માટે કષ્ટ જ છે. આપના વિના હું સ્વર્ગને પણ તિલાંજલી આપી શકું છું. પરન્તુ આપની સાથે નર્કમાં પણ, હું આનંદ જ માનીશ. જળમાંથી બહાર કાઢવાથી માછલીને જેમ સઘળી આનંદદાયક વસ્તુઓ પોતાના જીવન-જળ વગર સુખદાયક નથી લાગતી, તે જ રીતે સ્ત્રીનું જીવન, જે પતિ છે, તેના વિના સ્ત્રીને પણ સઘળું સુખ, દુઃખ જ છે. મારા માટે આપની સેવા એ જ સુખ છે. એવો યોગ ન મળવો એ જ મારા માટે દુઃખનું કારણ છે, એટલે હે!

પ્રભો, આ દાસીને આપ આપની સેવાથી વેગળી ન કરો. બાકી જેમ કરવુ હોય તેમ કરો.

હરિશ્ચંદ્ર—પ્રાણાધિકે, હમણાં તમારે મારી સાથે આવવું ઉચિત નથી. હું જ્યાં જઇ રહ્યો છું, ત્યાં રહેવા માટે કોઈ નિશ્ચિત સ્થળ પણ નથી, કે કોઇ ઉદ્યોગનો પ્રબંધ પણ નથી. તે એટલે સુધી કે એક ટંકનું ભોજન પણ પાસે નથી. આવી દશામાં હું તમને મારી સાથે લઇ જઇને કષ્ટમાં પાડવા ઇચ્છતો નથી એ ઉપરાંત તમે સ્ત્રી છો, સ્ત્રી જાતિ સ્વાભાવિક રીતે સુકોમળ છે. તૃષા, ક્ષુધા, માર્ગનાં દુઃખો વગેરે સહન કરવા યોગ્ય સ્ત્રીઓ હોતી નથી. કદાચ તમે માર્ગમાં એ દુઃખો સહન પણ કર્યાં, તો કાશી પહોંચીને હું તમારા ખાવા, રહેવા વગેરેની ચિંતા કરૂં કે ઋણમુકત થવાની? આ બધી બાબતો ઉપર વિચાર કરી, તમારે આ વિચારોને બદલી, તમારા પિતાને ત્યાં રહેવું ઉચિત છે. જો કે વિશ્વામિત્રે મારી સાથે જ તને પણ રાજ્યમાંથી ચાલી જવાની આજ્ઞા આપી છે, પરન્તુ એમની પાસે હું માગી લઇશ, કે તમારે માટે ચાલ્યા જવાનો હૂકમ તેઓ પાછો ખેંચી લે અને તમને તમારા પિતાને ત્યાં રહેવાની રજા આપે.

તારા—પ્રાણનાથ, હું આપને પહેલાં જ પ્રાર્થના કરી ચૂકી છું, કે આપની સેવા વિના એક ક્ષણ પણ હું રહી નહિ શકું. મેં જે દુઃખો વેઠયાં નથી, તે દુઃખો વેઠવામાં આપ શાથી જાણો છો કે, જે આપ તેને વેઠી શકશો અને હું વેઠી નહિ શકું? જો આપ તે સહન કરવામા સમર્થ બનશો, તો હું શા માટે સમર્થ બની નહિ શકું? હવે રહ્યો માત્ર મારાં ખાવા-પીવાનો પ્રશ્ન, પણ આ પ્રશ્ન તો આપને માટે પણ છે. એટલે જે પ્રમાણે આપ ભૂખ્યા રહેશો, તે પ્રમાણે હું પણ રહીશ. બલકે આપે જમી લીધા પછી પણ હું ભોજન લીધા વિના આપની સેવા કરી શકું છું. એટલુ જ નહિ, પણ વન-વન રખડીને, નિદ્રા લીધા વગર, આપની સેવા કરી શકું છું. પ્રભો! ઋણની ચિંતા

આપને જ માત્ર નથી, મને પણ તેની ચિંતા છે. કેમકે તે ઋણમાં, અર્ધી રકમની ઋણી હું પણ છું. સુખ વખતે અને લાભમાં તો પત્ની પતિની સાથે રહે અને દુઃખ તથા હાનિ વખતે પતિથી અલગ રહે, એ મનુષ્યોચિત કાર્ય નથી. કોઇ કવિએ કહ્યું છેઃ—

प्रारम्भे कुसुमाकरस्य परितो, यस्योल्लसन्मञ्जरी ।
पुञ्जे मञ्जुलगुञ्जितानि रचय-स्तानातनोरुत्सवान् ॥
तस्मिन्नद्य रसालशाखिनि दशां, दैवात् कृशामञ्चति ।
त्वं चेन्मुञ्चसि चञ्चरीक! विनयं, नीचस्त्वदन्योऽस्ति कः ॥

અર્થાત્—હે ભ્રમર, વસંત આવતાં જ જ્યારે આંબામાં કળીઓ ખીલી ઉઠી, ત્યારે તો તેં તેની ચારે બાજુ મધુર ગુંજારવ કરતાં કરતાં, ખૂબ મજા લીધી. હવે દૈવવશાત્ આંબાના વૃક્ષને કૃશ થઇ જતાં-પુષ્પ-વગરનું થઇ જતાં, જો તું તેની સાથે પ્રેમ નહિ રાખે, તો તારાથી વધારે નીચ બીજું કોણ હોય?

સ્વામી, જ્યારે ભ્રમર પણ એવું કરવાથી નીચ ગણાય છે, તો પછી મનુષ્ય અને ખાસ કરીને પત્નીનો એવો વ્યવહાર કેમ કરીને ઉચિત કહી શકાય? નાથ, હું ક્ષત્રિય કન્યા છું, વીરપત્ની છું અને વીરમાતા છું કષ્ટોના ભયથી, હું આપની સેવાનો ત્યાગ કદી કરી શકતી નથી. પ્રાણવલ્લભ, ક્ષત્રિય લોકો આપવાનું જાણે છે, યાચના કરવાનું જાણતા નથી. યાચના કરવી એ ક્ષત્રિયોચિત કામ નથી. છતાં, આપ મારા રહેવાને માટે, વિશ્વામિત્ર પાસે ભીખ માગો, એ સૂર્યવંશી રાજા અને સસાગર પૃથ્વીના દાતાને માટે તો વધારે કલંકની વાત છે. આપ મારે માટે વંશને કલંક લગાડો, તે તો તદ્દન અનુચિત છે. એટલા માટે, કૃપા કરીને આપ એવી નિષ્ઠુર આજ્ઞા ન આપતાં, આ દાસીને આપની સેવામાં સાથે જ રાખો. આ સેવિકા, આપની સેવા વગર તેનું જીવન ટકાવી નહિં શકે, તેમ પતિ વિયોગની અપેક્ષાએ મૃત્યુને પણ ખરાબ માનતી નથી

હરિશ્ચંદ્ર—પ્રિયે, સોનાની પૂંછડીવાળા મૃગશિશુને હું ન લાવું ત્યાં સુધી તમે મને મહેલમાં આવતો પણ રોક્યો હતો એ ક્યાં! અને અત્યારે આ પ્રમાણે સાથે આવવાનું કહી રહ્યા છો એ ક્યાં?

તારા—નાથ, એ વાત તો હું ભૂલી જ ગઇ હતી. આપે એ વાતને ઠીક યાદ આપી. આપ સોનાની પૂંછડીવાળા મૃગશિશુને લઇને જ આજ પધાર્યા છો, એથી મારી પ્રતિજ્ઞા પૂરી થઇ ગઇ શું રાજ્યનું દાન કરવું એ કોઇ સાધારણ કાર્ય હતું? આપે, આ સોનાની પૂંછડીવાળા મૃગશિશુના જેવું અસંભવિત કામ સંભવિત કરી બતાવ્યું, પછી હવે મારી પ્રતિજ્ઞા અપૂર્ણ કેમ કહી શકાય? પ્રભો! મેં આપની સાથે જે નિષ્ઠુરતાનો વ્યવહાર કર્યો હતો, તે એ હેતુથી કે, આપ અસંભવિત કાર્યને પણ સંભવિત કરી બનાવો. મારી આ અભિલાષા પૂર્ણ થઇ હવે હું આપની પાસે એ નિષ્ઠુર વ્યવહારની ક્ષમા માગું છું.

હરિશ્ચંદ્ર—તારા! હું આજ તમને ઓળખી શક્યો કે, તમે કોણ છો, મારા પ્રતિ તમારા હૃદયમાં કેવો ભાવ છે અને મારા હિતને માટે તમે તમારા સ્વાર્થને કેવી રીતે ઠોકર મારી શકો છો! કોઇ બીજી સ્ત્રી, તમારી બરાબરી કરવા માટે, યુવાવસ્થામાં પતિસુખ છોડવામાં અને આ પ્રમાણે ત્યાગ બતાવવામાં કદાપિ સમર્થ નથી બની શકતી. જો કે, મેં મારા રાજ્યનું દાન કરી દીધું છે, તથાપિ તેના ફળસ્વરૂપે તમે મને પ્રાપ્ત થયા છો. તમે મારે માટે અમૂલ્ય છો, મારી દૃષ્ટિમાં સંસારની કોઇપણ વસ્તુ તમારાં મૂલ્યની બરાબર નથી. સાંસારિક લોકોનો એવો નિયમ છે કે વિદેશગમન વખતે મૂલ્યવાન પદાર્થોને પોતાની સાથે ન લઇ જતાં કોઇ જગ્યાએ સુરક્ષિત રાખી મૂકે છે. એ જ પ્રમાણે હું પણ તમારા પિતાને ત્યાં તમને સુરક્ષિત રાખવામાં મારો લાભ જોઉં છું.

તારા—સ્વામી, આપ બીજું બધું કહેજો, પણ મને આપની સેવાથી દૂર રહેવાનું કદાપિ ન કહો. સુખને વખતે ભલે સ્ત્રી, પોતાના

પતિથી દૂર રહે, પરન્તુ દુઃખને વખને જે સ્ત્રી સુખને માટે પતિનો સાથ છોડી દે છે, તે સ્ત્રી નહિ પણ સ્ત્રી જાતિનું કલંક છે. જો આપ મારી પ્રશંસા કરીને ફરી આ રીતે મને અપમાનિત કરવી હોય, તારાના નામની ગણના પણ એવી કલંકિત સ્ત્રીઓમાં જ કરાવવી હોય તો આપની ઇચ્છા હોય તેમ કરો; નહિ તો, આ દાસીને સાથે રાખીને જુઓ કે, આ આપની કેવી સેવા કરે છે! એ વખતે આપને એ પણ પરીક્ષા થઇ જશે કે આ દાસી આપની અર્ધાંગના કહેવડાવવા યોગ્ય છે કે નહિ? પ્રભો ! આપે જે દૃષ્ટાન્ત આપ્યું છે તે પ્રમાણે પણ વિપત્તિને વખતે મૂલ્યવાન પદાર્થોને વખત-કવખતને માટે સાથે રાખવામાં આવે છે, ફેંકી દેવામા આવતા નથી મૂલ્યવાન પદાર્થો પણ વિપત્તિની સહાયતાને માટે હોય છે, તેઓને સુરક્ષિત રાખીને, વિપત્તિ સહન કરવામાં આવે એ તો નીતિવિરૂદ્ધ સિદ્ધાન્ત છે. નાથ ! આ દુઃખિનીને માટે પતિ વિયોગનું દુઃખ અસહ્ય છે અને તે પણ કષ્ટને વખતે. આ દાસીની શોભા તો આપની જ સાથે છે. આજસુધી રાજ્યસુખ ભોગવવામા આ સેવિકા જે પ્રમાણે આપની સહયોગિની રહી છે ! તે જ પ્રમાણે કષ્ટ ભોગવવામા પણ સહયોગિની રહેશે પતિ-પત્નીનો સંબંધ જ સહયોગને માટે હોય છે. એટલે મને આ વખતે આપના સહયોગથી વંચિત ન રાખો. હું મારે લીધે આપને કોઇ પણ પ્રકારનું દુઃખ નહિ થવા દઉં. બલ્કે જે કષ્ટ પડશે, તેમાંથી અર્ધું હું વહેંચી લઇશ. જેમ બત્તીની પરીક્ષા તેના બળવાથી થાય છે, તે જ પ્રમાણે સ્ત્રીની પરીક્ષા દુઃખમાં થાય છે. સુખને વખતે તો સ્ત્રીને પતિભક્ત બનવું એ કાંઇ ખાસ મહત્ત્વની વાત નથી. તેની જ પતિભક્તિની પરીક્ષા પતિના સંકટકાળમા જ થાય છે. એટલા માટે આપ દયા કરીને મને આ કસોટીના સુવર્ણયોગથી દૂર ન રાખો. હું મારે માટે આપને કાંઈ નહિ થવા દઉં. હું પોતે જ કષ્ટ વખને સ્વાવલંબન ગ્રહણ કરીશ. આટલું છતાં પણ, જો આપ મારી પ્રાર્થના નહિ સ્વીકારો, તો મારા માટે મૃત્યુનું આલિંગન અનિવાર્ય બની જશે.

હરિશ્ચંદ્ર, મનમા ને મનમા તારાની પ્રશંસા અને પોતાનાં ભાગ્યની શ્લાઘા કરતો કહેવા લાગ્યોઃ—એક તરફ તે સ્ત્રીઓ છે, કે જેઓ દુઃખ વખતે પતિથી વિખુટી પડીને સુખપૂર્વક રહેવામા પ્રસન્નતા અનુભવે છે બીજી તરફ એક તારા છે, કે જેણે સુખ વખતે તો મને પોતાનાથી દૂર રાખ્યો, પણ દુઃખ વખતે તે મારાથી દૂર રહેવા ઇચ્છતી નથી. કદાચ કોઈ બીજી સ્ત્રી આવે વખતે કહેવામા આવત કે, તમે દુ.ખમાં સાથે ન રહો, પણ સુખમાં રહો, તો તે પ્રસન્ન થઇને કહેત કે, સારૂં થયું કે મને આ દુઃખથી છૂટકારો મળ્યો, પરન્તુ ધન્ય છે તારાને કે, જેને હું આટલુ સમજાવુ છુ, છતાં પણ તે આ આપત્તિ-કાળમા પણ મારી સાથે જ આવવા ઇચ્છે છે.

'રાજાએ જ્યારે જોયુ કે, તારા કોઈરીતે પણ મારો સાથ નહિ છોડે, ત્યારે તેણે તેને વધારે સમજાવવું બીનજરૂરી લાગ્યું' તેણે કહ્યું— તારા, જો તમારી એવી જ ઇચ્છા છે, તો વિલંબ ન કરો, સાથે એક કોડી પણ લેવાની જરૂર નથી, બલ્કે વસ્ત્ર પણ એટલા સાધારણ જ હોય કે જેના વિના ન ચલાવી શકાય. રોહિતના શરીરપર પણ કોઇ મૂલ્યવાન વસ્ત્રાભૂષણ ન રહે, તેનાં વસ્ત્ર પણ એવા જ સાધારણ હોય કે જેવા સાધારણ મેં જણાવ્યાં છે.



# પ્રકરણ ૧૩ મું

## પ્રજા અને વિશ્વામિત્ર

જે રાજા, પ્રજાનું પુત્રવત્ પાલન કરે છે, પ્રજા તેનાં દુઃખમાં દુઃખી અને તેનાં સુખમાં સુખી રહે છે. જેનું કાર્ય ન્યાય અને ધર્મથી વિરૂદ્ધ હોતું નથી તે રાજાને પ્રજા પણ પોતાના પિતાતુલ્ય સમજે છે અને એવા રાજાના દુઃખે પ્રજા પણ દુઃખી તથા સુખે સુખી રહે છે. જરૂર પડતાં, એવા રાજાને માટે પ્રજા, પોતાનું તન, ધન અને પ્રાણ સુદ્ધાં પણ સમર્પણ કરવામાં પોતાનું અહોભાગ્ય માને છે. સારાંશ એ છે, કે જે રાજાને પ્રજા પ્રિય છે, તેની પ્રજાને ત પણ પ્રિય છે. એથી ઊલટું, જે રાજા, પ્રજાનું ધન ચૂસી કષ્ટમાં નાંખે છે, તેનાં સુખ અને અધિકારોની ઉપેક્ષા કરે છે અને કેવળ પોતાના જ આનંદમાં આનંદ માને છે, તેની પ્રજા પણ, રાજા પ્રત્યે સદ્ભાવ રાખતી નથી પણ તે હૃદયથી રાજાને ધિક્કાર્યા કરે છે તથા એવા રાજાથી છૂટવાની ઇચ્છા રાખે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, રાજા જે પ્રમાણે ધારે પ્રજાને તેવી બનાવી શકે છે. ધારે તો તે પોતાને અનુકૂળ બનાવે અથવા પ્રતિકૂળ બનાવે.

વિશ્વામિત્રથી ગભરાઇને, સભાસદો સભા છોડીને ઘેર આવતાં જ, આખા નગરમાં આ સમાચાર વિજળીની માફક પ્રસરી ગયા કે આજે, રાજાએ રાજવૈભવ સહિત, સસાગર પૃથ્વીનું દાન વિશ્વામિત્રને આપી દીધું અને વિશ્વામિત્રે, રાજાને નગર છોડી જવાની આજ્ઞા આપી છે. મહારાજા હરિશ્ચંદ્ર, થોડા જ સમયમાં, જેમ પોપટ પાંજરાને છોડી ઉડી જાય, તેવી રીતે આ નગરમાંથી ચાલ્યા જનાર છે. આ ભયંકર સમાચારે, બધાં નગરનિવાસીઓમાં ખળભળાટ મચાવી દીધો. પ્રજા,

હરિશ્ચંદ્રના વિરહથી થનાર દુઃખનું અનુમાન કરી અને તેનાં ન્યાયી રાજ્યનું સ્મરણ કરી, જેમ જળમાંથી બહાર કાઢવામાં આવેલી માછલી તરફડે, તેમ વ્યાકુળ બની ગઇ. લોકોનાં ટોળેટોળાં જગ્યાએ જગ્યાએ એકઠા થઇને, એ જ વિષયની ચર્ચા કરવા લાગ્યા કે, રાજાએ તો આ રાજ્ય-રૂપી પરતંત્રતાથી પોતાને સ્વતંત્ર કરી લીધા, પણ અમારી શી દશા થશે? એ વિશ્વામિત્રને ધિક્કાર છે કે, જેને ઋષિ બનીને રાજ્યસુખનો લોભ થયો, એ નિર્દયીને રાજા પાસેથી રાજ્ય ઝૂંટવી લઇને, તેમના પર એક હજાર સોનામહોરોનું કરજ લાદતાં. શરમ પણ ન આવી એ ઋષિ કરતાં તો અમે ગૃહસ્થી પણ સારા છીએ કે, છળ પ્રપંચ કરીને કોઇની માલમત્તાનું હરણ કરતા નથી. એ પાપી ઉપર વજ્ર પણ ન પડયું? રાજા સાથે એવો વ્યવહાર કરતી વખતે, તેનું હૃદય કેમ ન ફાટી ગયું! અને જે જીભથી તેણે, રાજા પાસે રાજ્ય માંગીને તેમને દક્ષિણાના કરજની જાળમાં ફસાવ્યા, તથા નગર છોડી ચાલ્યા જવાની આજ્ઞા આપી, તે જીભ પણ કેમ કપાઇ ન ગઇ!

આ પ્રમાણે, તે વખતે પ્રજાજનો વિશ્વામિત્રને માટે જેમ ફાવ્યું તેમ બોલવા લાગ્યા. પ્રજાને વ્યાકુળ અને વિશ્વામિત્ર પર ક્રોધિત થએલી જોઇ, પ્રજામાંના કેટલાક બુદ્ધિમાન લોકોએ કહ્યું—એ વિશ્વામિત્ર ઉપર ક્રોધ કરીને, તેમને દુર્વાક્ય કહેવાથી, આપણને પણ કાંઈ લાભ નથી, તેમ રાજાને પણ કાંઇ લાભ નથી. રાજાએ રાજ્યનું દાન કરીને પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું છે. જો આપની દૃષ્ટિમાં રાજા નિર્દોષ છે તો કોઇ એવું કામ કરવું જોઇએ કે, જેથી રાજાને કાંઇક સુખ મળે. અમારી સમજણ પ્રમાણે તો આ વખતે વિશ્વામિત્ર પાસે જઇને, તેમની સાથે આ વિષયમાં વાતચીત કરવી ઠીક છે. જો કદાચ તેઓ, રાજા ઉપર જે કરજ છે, તે આપણી પાસેથી લઇને તેમને કરજથી મુક્ત કરે, તથા જો તેઓ કાંઈ વધારે માંગે તો તે પણ લઇને, રાજાને તેમની ઇચ્છાનુસાર સ્થાન પર રહેવા દેવાની સ્વતંત્રતા આપે, તો એથી રાજાને પણ

કોઈક ફાયદો થાય અને આપણી સહાનુભૂતિનો પણ પરિચય મળે.

બુદ્ધિમાનોની આ વાત સૌને પસંદ પડી પ્રજામાંથી ચૂંટાએલા મુખ્ય આગેવાનોનું એક ડેપ્યુટેશન બનાવી, વિશ્વામિત્ર પાસે મોકલવામા આવ્યું. આ ડેપ્યુટેશનની પાછળ પાછળ પ્રજા પણ ચાલી. પ્રજાના આ ટોળામાંથી કોઇ બોલતું હતું કે, રાજાને માટે આટલું ધન આપી શકું છું, કોઇ બોલતું હતું કે, હું આટલું આપી શકું છું વળી કોઇ કહેતું હતું કે, હું મારૂં સર્વસ્વ, તે એટલે સુધી કે મારો પ્રાણ પણ રાજાને માટે અર્પણ કરવા તૈયાર છું. અસ્તુ.

વિશ્વામિત્ર ચિંતાગ્રસ્ત સ્થિતિમા બેસી, વિચાર કરી રહ્યા હતા કે, હાય! હું શું કરવા આવ્યો હતો અને શું થઇ ગયું? મેં ધાર્યું હતું કે, હું હરિશ્ચંદ્રનું માનમર્દન કરીશ, તેને અપરાધ કબુલ કરાવી શિક્ષા આપીશ અને એ રીતે મારાં તપોબળનો પ્રભાવ તેના પર પાડીને, ભવિષ્યમાં કોઇ ઋષિની અને ખાસ કરીને મારી અવજ્ઞા ન કરવાની પ્રતિજ્ઞા કરાવીશ. મેં મારા જ હાથે મારૂં માનમર્દન કરી નાખ્યું, મારા જ મુખે મેં મારે માટે શિક્ષા માંગી લીધી અને હું પોતેજ હરિશ્ચંદ્રના સત્યથી પ્રભાવિત બની ગયો. એ જ હું છું, કે જે વૃક્ષોની છાયામાં રહેનાર, ભિક્ષાન્નથી નિર્વાહ કરનાર આજે ચક્રવર્તી રાજા બનવા તૈયાર થયો છું અને એક સસાગર પૃથ્વીના અધિપતિ મહારાજા હરિશ્ચંદ્ર-છે, કે જેણે પ્રસન્નવદને પોતાનું સર્વસ્વ મને આપીને ઉપરથી કરજનો બોજો માથે ચડાવ્યો અને અત્યારે વનવાસીના વેશમાં કાશી જઈ રહ્યો છે. અમારા બંનેમાં વિજયી કોણ થયું? હું કે હરિશ્ચંદ્ર? એક તો આ રાજ્ય રૂપી જેલથી છૂટીને સ્વચ્છંદ તથા સ્વતંત્ર બની ગયો અને બીજો પોતાની સ્વચ્છંદતા તથા સ્વાધીનતાને ક્રોધસાગરમા ડુબાડી, આ રાજ્ય રૂપી જેલમાં પોતાની મેળે જ આવીને કેદી બની ગયો! તપોબળ અને સત્યબળના સંગ્રામમાં, કોને પરાજય મળ્યો? - હરિશ્ચંદ્ર! મારૂં તપોબળ તમારા 'સત્યબળથી પરાભવ' પામ્યું; - પરન્તુ હું સહજમાં જ

મારા તપોબળને કલંકિત અને તમારા સત્યબળને પ્રશંસનીય નહિ બનવા દઉં! હું આખર સુધી મને કલંકમાથી બચાવવાનો ઉપાય કરીશ. જો કે ક્રોધે મારો સર્વનાશ કરી દીધો છે, મને ત્યાગીમાંથી ભોગી બનાવી દીધો છે, હું રાજર્ષિ જ નહિ, બ્રહ્મર્ષિ પણ બની જાઉં તો પણ શું? પરન્તુ હું આ દુષ્ટ ક્રોધ પર વિજય મેળવી શકયો નથી; છતાં પણ આ વખતે આ પ્રમાણે પશ્ચાત્તાપ કરવાથી લાભને બદલે હાનિ જ વધારે છે. જો હું આ વખતે પશ્ચાત્તાપ કરીશ અને હરિશ્ચંદ્રને તેનું રાજ્ય પાછું આપી દઇશ, તો દુનિયામાં મારી નિંદા થશે. બધા લોકો, હરિશ્ચંદ્રની પ્રશંસા અને મારો તિરસ્કાર કરશે તથા મને રસ્તા ઉપર ચાલવું પણ ભારે થઇ પડશે.

વિશ્વામિત્ર, એવા વિચારસાગરમાં નિમગ્ન હતા, એ જ વખતે સેવકે, પ્રજા તરફથી ડેપ્યુટેશન આવ્યાના વર્તમાન આપ્યા વિશ્વામિત્ર સમજી ગયા કે, એ લોકો હરિશ્ચંદ્રની જ બાબતમાં કાંઇ કહેવા માટે આવ્યા હશે તેમને હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી રાજાના રાજત્યાગનું દુઃખ હશે, તે જ સંભળાવવા આવ્યા હશે. તે લોકો અવશ્ય પ્રશંસાને પાત્ર છે; પરન્તુ આ વખતે મારી સાક્ષાત્ ક્રૂરતાથી કોઇ બાબતની આશા રાખવી એ તેમને માટે વ્યર્થ છે. છતાં તેમની વાત સાંભળવી ઉચિત છે એમ ધારીને વિશ્વામિત્રે તે ડેપ્યુટેશનને આવવાની આજ્ઞા આપી.

પ્રતિષ્ઠિત સજ્જનો સન્મુખ આવ્યા પછી અને પ્રણામ કરી રહ્યા પછી, વિશ્વામિત્રે કર્કશ સ્વરે તેમને પૂછ્યું—શું છે? ડેપ્યુટેશનના નેતાએ જવાબ આપ્યો—અમે આપને થોડીક પ્રાર્થના કરવા આવ્યા છીએ:

વિશ્વામિત્ર—કહો, શું કહેવું છે?

નેતા—અમે સાંભળ્યું છે કે, મહારાજા હરિશ્ચંદ્રે આપને દાનમાં રાજ્ય આપી દીધું છે અને આજથી આપ અમારા રાજા થયા છો.

વિશ્વામિત્ર—હા.

નેતા—રાજાનું કર્ત્તવ્ય છે કે, પ્રજાના દુ:ખોને ધ્યાનપૂર્વક સાંભળી તેને દૂર કરવાનો પ્રયત્ન કરે.

વિશ્વામિત્ર—તમે તમારૂં દુ:ખ તો કહો!

નેતા—જેણે પોતાના રાજ્યવૈભવનું એક ક્ષણમાં દાન કરી દીધું, પોતાની સ્ત્રી કે પુત્રની જરાપણ ચિંતા ન કરી, એ મહા ઉદાર ઉપર અમે સાંભળ્યું છે કે, આપે એક હજાર સોનામહોરોનું કરજ લાદીને તેને અહીંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી છે !

વિશ્વામિત્ર--તમે લોકો વાતને બરાબર જાણતા નથી. હરિશ્ચંદ્ર મારા આશ્રમની કેદી અપ્સરાઓને છોડી દીધી. હું, તેને આ બાબતનો ઠપકો આપવામાં આવ્યો અને મેં તેને માત્ર એ જ કહ્યું કે તું તારો અપરાધ કબુલ કરી લે. પરન્તુ એ તો એવો નીકળ્યો કે, અપરાધ કબુલ કરવાનું તો દૂર રહ્યું, પણ ઊલટો તે કહેવા લાગ્યો કે, મેં તેઓને દયા કરીને રાજધર્મ પ્રમાણે છોડી દીધી છે મેં કહ્યું—રાજધર્મ તો દાન દેવાનો પણ છે. તું તારૂં રાજ્યનું દાન કરી શકે છે? બસ, આટલા પર તો તેણે પોતાનું રાજ્ય દાનમાં આપી દીધું. હવે તમે જ કહો કે, જે રાજા ઋષિઓના આશ્રમની કેદી સ્ત્રીઓને છોડી દે, હઠ પકડીને પોતાનો અપરાધ પણ કબુલ ન કરે, વાતવાતમાં પોતાનુ રાજ્ય બીજાને સોંપી દે, તે રાજ્ય કરવા યોગ્ય કેમ કહી શકાય ?

નેતા—તેમણે આપને રાજ્ય આપ્યું છે તો આપ પ્રસન્નતા-પૂર્વક રાજ્ય કરો, અમારે રાજ્યની બાબતમાં કાંઇપણ કહેવાનું નથી. અમારી વિનંતી તો એ છે કે, આપે તેમના ઉપર જે કરજ ચડાવ્યુ છે, તે અમારી પાસેથી લઇ લો. બલકે જો તેથી વધારે લેવાની ઇચ્છા હોય તો વધારે લો. પરન્તુ એમને એ સ્વતંત્રતા આપો કે એમની જ્યાં રહેવાની ઇચ્છા હોય ત્યા રહે તેમને અહીંથી જવા માટે વિઘ્ન ન કરો. હરિશ્ચંદ્ર અમોને પિતાથી પણ વધારે પ્રિય છે. એટલે એમના સંબંધમાં,

અમારી આ પ્રાર્થનાનો સ્વીકાર કરો. કદાચ આપ હરિશ્ચંદ્રને આ સ્વતંત્રતા આપવાના બદલામાં અમારૂં સર્વસ્વ પણ લેવા માંગતા હો તો અમે એને માટે પણ તૈયાર છીએ. સાથે જ આપને અમે એ પણ વિશ્વાસ આપીએ છીએ કે તેઓ આપના રાજ્યકાર્યમાં કોઇપણ પ્રકારની દરમ્યાનગીરી નહિ કરે, અને રાજ્યમહેલથી છેટે અમારા ઘરમાં શાન્તિપૂર્વક જીવન વ્યતીત કરશે.

વિશ્વામિત્ર—તમે લોકો આ વાત મને કહો છો, તો હરિશ્ચંદ્રને જ કેમ કહેતા નથી કે, તે પોતાનો અપરાધ કબુલ કરી લે. મને રાજ્યની જરૂર નથી. હઠ છોડીને તે અપરાધ કબુલ કરશે કે તુરત જ હું તેનું રાજ્ય પાછું સોંપી દઇશ. પછી તે આનંદથી અહીં ભલે રહે.

નેતા—જ્યારે હરિશ્ચંદ્રે કોઇ અપરાધ જ કર્યો નથી તો પછી અમે તેમને અપરાધ કબુલ કરવાનું કઇ રીતે કહી શકીએ ?

વિશ્વામિત્ર—તમે લોકો પણ હરિશ્ચંદ્રની જ બુદ્ધિના જણાઓ છો હરિશ્ચંદ્રે અપરાધ કર્યો છે, છતાં પણ તમે કહો છો કે કર્યો જ નથી !

નેતા—ખેર, કર્યો હશે. અમે આ બાબતની વિચારણા કરવા ઇચ્છતા નથી. જો તેમણે અપરાધ કર્યો છે અને તે કબુલ કરતા નથી, તો તેનું ફળ તે ભોગવશે; પણ આપને તેમના ઉપરનું કરજ અમારી પાસેથી લઈને, તેમને અહીં રહેવાની આજ્ઞા આપવામાં આપને શું નુકશાન છે ? અમે તો આપને એ જ પ્રાર્થના કરીએ છીએ કે, જ્યારે આપ તેમને કષ્ટ આપવા ઇચ્છતા નથી, તો તેમને કરજમુક્ત કરીને અહીંથી ચાલ્યા જવાની આજ્ઞા પાછી ખેંચી લો.

વિશ્વામિત્ર—મેં તમોને જે કાંઈ કહ્યું છે, તેને તો સમજતા નથી અને તમારી જ વાત પકડી રાખો છો ? તમે હરિશ્ચંદ્રને કહો કે, તે તેનો અપરાધ કબુલ કરી લે બસ, ફેંસલો થયો. પછી તો તેને કયાંય જવાની જરૂર જ નથી, તેમ તેને રાજ્ય છોડવાની પણ જરૂર નથી.

નેતા—જ્યારે તેમને રાજ્યનો લોભ થશે, ત્યારે તેઓ પોતે જ પોતાનો અપરાધ કબુલ કરી લેશે અને અપરાધ કબુલ નહિ કરે તો રાજ્ય નહિ પામે. તેમને ઋણમુક્ત કરીને અહીં રહેવા દેવાની વાતને

અપરાધ સ્વીકાર કરવાની વાત સાથે કોઇ જાતનો સંબંધ નથી. પછી આમ કરવામાં આપને શી હરકત છે ?

વિશ્વામિત્ર આનો શો જવાબ આપે? એટલે તેમને અન્યાયનો જ આશ્રય લેવો પડ્યો અને ડેપ્યુટેશનની વાતને સત્ય જાણવા છતાં પણ, તેમને એમ કહેવું પડ્યું કે, તમે લોકો પણ દુરાગ્રહી છો, માટે અહીંથી ચાલ્યા જાઓ!

વિશ્વામિત્રે એ જ વખતે સેવકોને આજ્ઞા આપી, એટલે તેમણે આ સભ્યગૃહસ્થોને કાઢી મૂક્યા. જતી વખતે તે લોકોએ વિશ્વામિત્ર પ્રત્યે તિરસ્કાર બતાવતાં કહ્યું—દુરાગ્રહી અમે નહિ, પણ તમે છો, જે પોતાના રાજ્યદાતાને આ પ્રમાણે કષ્ટમાં નાખવાનો પ્રયત્ન કરે છે અને તેને ખોટો અપરાધ કબુલ કરવા માટે વ્યાકુલ બનાવે છે.

ડેપ્યુટેશનની સફળતાની આશાથી નગરનાં અન્ય માણસો, રાજ-સભાની નજીકમાં જ ઉભા હતા. ડેપ્યુટેશન બહાર નીકળતાં જ બધા લોકો તેમની પાસે દોડી ગયા, પરન્તુ તેમનો જવાબ સાંભળી, બધાની આશા નિરાશાનારૂપમાં ફેરવાઇ ગઇ. પ્રજા કહેવા લાગી કે, તમારૂં અપમાન પણ થયું અને સફળતા પણ ન મળી.

નેતાએ કહ્યું—કામ કરવુ એ આપણી ફરજ હતી. ફળ મળવું એ આપણા અધિકાર બહારની વાત છે. હવે રહી અપમાનની વાત. તો જે વિશ્વામિત્રે પોતાના રાજ્યદાતા હરિશ્ચંદ્રને નિકળી જવાની આજ્ઞા આપી, તે જો અમને કાઢી મૂકે તો તેમાં આશ્ચર્ય જ શું છે ? તમારે તથા અમારે આને માટે જરાપણ દુઃખ માનવું ન જોઇએ.

ડેપ્યુટેશન અસફળ થવાથી, પ્રજાને ઘણું જ દુઃખ થયું. તે એવી રીતે માથા ઉપર હાથ મૂકીને દુઃખ કરવા લાગી, કે જેવી રીતે મધ નાશ પામવાથી મધમાખી દુઃખ અનુભવે છે. વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્રના સ્વભાવો તેમ જ ન્યાયશીલતા વગેરેના તુલનાત્મક વિચારો પ્રજાના હૃદયને વિદીર્ણ કરી નાખતાં હતાં, બીજી તરફ સ્ત્રીઓમાં પણ ઘેર ઘેર એ જ ચર્ચા થઇ રહી છે, અને તેઓ તારાના સ્વભાવ વગેરેનું સ્મરણ કરીને દુઃખ અનુભવી રહી છે બધાં સ્ત્રી-પુરૂષો રાજાના મહેલની સામે આવીને એક-ત્રિત થઇ ગયા અને તેમને મહેલમાંથી બહાર આવવાની પ્રતીક્ષા કરવા લાગ્યા,

# પ્રકરણ ૧૪ મું

## ગરીબ વેશમાં રાજ્ય-કુટુંબ

આ સંસાર એક ચક્રની જેમ પરિવર્ત્તનશીલ છે. આજે જે બાળક છે, તે જ વૃદ્ધત્વને પામે છે. આજે જે સુખી છે, તે જ કાલે દુઃખી જોવામાં આવે છે. અને જે દુઃખી છે, તે કાલે સુખી જોવામાં આવે છે. અસ્તુ.

જે, થોડાંક સમય પહેલાં એક વિશાળ રાજ્યનો માલીક હતો, અલંકારાદિથી જેનું શરીર સુશોભિત રહેતું હતું, તે જ મહારાજા હરિશ્ચંદ્ર અને તેના રાજ્યની સામ્રાજ્ઞી તારા, આ વખતે કંગાળથી પણ કંગાળ છે. તથા તે વિશ્વામિત્ર કે જે, થોડી જ વાર પહેલાં વનવાસી હતા, ભિક્ષા જ જેનો આધાર હતો, તે આ વખતે એક વિશાળ રાજ્યનો સમ્રાટ્ બની ગએલ છે. સંસારની આ પરિવર્ત્તનાવસ્થા થવા છતાં પણ, જે પોતાના સુખવૈભવનું અભિમાન કરે છે, અથવા જે પોતાના દુઃખથી કાયર બને છે, તેને અજ્ઞાની સિવાય બીજું કાંઇ કહી શકાતું નથી. એટલા માટે, જ્ઞાની પુરૂષો કહે છે કે, સુખમાં હર્ષિત ન બનો અને દુઃખમાં ગભરાઇ જાવો નહિ.

હરિશ્ચંદ્ર, તારા અને રોહિત, પોતાના રાજવંશી વેશને ગરીબોના વેશમાં ફેરવી નાંખીને, મહેલમાંથી બહાર નીકળ્યા. હરિશ્ચંદ્રના જે માથા ઉપર સુવર્ણનો મુકુટ શોભા આપી રહ્યો હતો, તે જ મસ્તક ઉપર આજે વાળનો મુકુટ છે. જે શરીર પર મૂલ્યવાન વસ્ત્રાભુષણો રહેતાં હતાં, તે જ શરીર ઉપર માત્ર એક જુનું વસ્ત્ર છે, જેમાંથી અર્ધું પહેરેલું છે અને અર્ધાંથી શરીરનો ઉપરનો ભાગ ઢાંકેલો છે. રાણી અને રોહિત પણ એ જ વેશમા છે. ત્રણેના શરીર પર આભૂષણોની જગ્યાએ;

તેનાં ચિન્હ માત્ર બાકી છે. આટલું હોવા છતાં પણ તેમના ચહેરા પર અસાધારણ તેજ પ્રકાશી રહ્યું છે.

મનુષ્યની સ્વાભાવિક સુંદરતા અથવા કુરૂપતા કોઈપણ સમયે અને કોઈપણ વેશમાં છૂપાયલી રહેતી નથી. તેને છુપાવવાનો ઉપાય પણ કરવામાં આવે, તો પણ તે છૂપાતી નથી. તપસ્વીનું શરીર જો કે દુર્બળ હોય છે, વસ્ત્ર પણ કોઇ ખાસ પ્રકારનું હોતું નથી છતાં પણ તેમના શરીરનું તેજ અને સુંદરતાની બરાબરી, અનેક વસ્ત્રાલંકારધારી દુરાચારીનું શરીર કદાપિ પણ કરી શકતું નથી. એ જ પ્રમાણે આ વખતે હરિશ્ચંદ્ર, તારા અને બાળક રોહિત એ વેશમાં છે કે, જે ગરીબોનો વેશ હોય છે, છતાં તેમનું તેજ આ વેશમાં પણ શોભા આપી રહ્યું છે.

હરિશ્ચંદ્ર, તારા અને રોહિત, ત્રણે રાજમહેલમાંથી નીકળીને, વિશ્વામિત્રની પાસે આવ્યા. વિશ્વામિત્ર તેમને જોઇને આશ્ચર્યચકિત બની વિચારવા લાગ્યા કે શું આ એ જ રાજા છે કે, જે અયોધ્યાના મણિ-મુક્તામય રાજ-સિંહાસન ઉપર બેસતા હતા? જેના માથા પર મુકુટ શોભતો હતો! જેના પર ચામર ઢોળાતા હતા અને છત્ર, છાયા કરતું હતું! શું આ એ જ રાણી છે, કે જે અતિ મૂલ્યવાન વસ્ત્રાભૂષણોથી અલંકૃત રહેતી હતી? અનેક દાસીઓ જેની સેવામાં હાજર રહેતી હતી? શું આ એ જ મહારાણી તારા છે, કે જે મહેલોમાં આકાશના ચંદ્રમા સમી શોભા આપતી હતી? શું આ એ જ બાળક છે, કે જેને માટે સંસારના અતિ મૂલ્યવાન પદાર્થો તુચ્છ માનવામાં આવતાં હતાં! જે અયોધ્યાનગરીનો ભાવિ રાજા કહેવાતો હતો અને પ્રજા જેને માટે, ભવિષ્યની અનેકાનેક આશાઓ રાખતી હતી? એ જ રાજા, એ જ રાણી અને એ જ બાળક, આજે આ વેશમાં છે, છતાં પણ તેમનાં ચહેરા ઉપર વિષાદનું ચિન્હ માત્ર પણ નથી. રાજાએ તો મને બધું દાનમાં આપી દીધુ, એટલા માટે તેનુ આ પ્રમાણે કરવું એ ખાસ વિશેષતા નથી, પણ રાણી તો એનાથી પણ વધારે નીકળી.

સ્વભાવિક રીતે, આભૂષણપ્રિય સ્ત્રીઓમાંથી આ એક છે, કે જેણે સઘળાં આભૂષણોને તજી દીધાં છે. આ વેશમાં, તેના લલાટમાંનો સૌભાગ્ય-સૂચક સિન્દૂરનો ચાંદલો કેટલી શોભા આપી રહ્યો છે, જાણે કે કોઇ સુવર્ણ આભૂષણ ઉપર રત્ન જડેલું ન હોય! હુ ધારતો હતો, કે રાણી સ્ત્રી-સ્વભાવ પ્રમાણે સુખત્યાગના દુ:ખથી ભયભીત બની, પતિના આ કાર્યનો વિરોધ કરશે, પરન્તુ ધન્ય છે તેને, કે જે આ દશામા પણ પતિનો સાથ કરવા માટે જઇ રહી છે!

રાજા, રાણી અને રોહિતે વિશ્વામિત્રને પ્રણામ કરીને કહ્યું—મહારાજ, હવે અમને આશીર્વાદ આપો. હું આજે મારી પ્રાણ-સમાન પ્રજાને, આપના હાથમાં અર્પણ કરીને જાઉં છું, આજથી પ્રજાના પિતા, પ્રભુ, પાલક તથા રક્ષક આપ જ છો. હું આશા રાખુ છુ કે, જે રીતે પિતા પોતાના પુત્ર ઉપર શાસન ચલાવે છે, તે જ રીતે આપ તેમનાં ઉપર પ્રેમપૂર્વક શાસન ચલાવશો.

વિશ્વામિત્રે રાજાના કથનને સાભળ્યું તો ખરૂં, પણ ગ્લાનિને લીધે તે માથા પર ઉઠાવી ન શકયો. પહેલાં તો તેઓ એમ ધારતો કે, જતી વખતે હું રાજાને એમ કહીને અપમાનિત કરીશ, કે તમારા, તમારી સ્ત્રીના અથવા તમારા પુત્રના શરીર ઉપર આ વસ્તુ છે, જે રાખવાનો તમને અધિકાર નથી; પરન્તુ રાજાએ, પોતાના, તારાના તથા બાળકના શરીર પર લજ્જાની રક્ષાને માટે માત્ર એક એક વસ્ત્ર રાખ્યું હતું અને તે પણ જૂનું. એ સિવાય તેમની પાસે કોઇપણ એવી વસ્તુ ન હતી, કે જેને માટે વિશ્વામિત્રને કાંઇ કહેવાનો પ્રસંગ મળે. તે એટલે સુધી કે પગમાં પગરખાં પણ ન હતાં.

વિશ્વામિત્રને માથું નીચું કરેલું જોઇ અને તેમને એમ કરવાનું કારણ સમજી, તેમના ઉત્તરની રાહ જોયા વગર જ, મહારાજા હરિશ્ચંદ્ર, રાણી તથા બાળકને લઈ ચાલવા લાગ્યા. બહાર આવતાં જ, પ્રજા તેમની સાથે ચાલી. આગળ રાજા અને તેની પાછળ બાળકને ખોળામાં

લઇ ચાલતી રાણી, પોતાના પૂર્વજોની રાજધાની અયોધ્યાની બહાર નીકળ્યા. સાથેના સ્ત્રી-પુરૂષો તેમના વિયોગથી દુઃખથી વિલાપ કરતાં જતાં હતાં; પરન્તુ રાજા અને રાણીના મોઢા ઉપર દુઃખની રેખા માત્ર ન હતી. હરિશ્ચંદ્ર અને તારાએ સઘળા સ્ત્રી પુરૂષને પાછા ફરવા માટે કહ્યું. પરન્તુ આ વિલાપના વખતે તેમના આ કથનને કોણ સાંભળે ? બધા લોકો નગરની બહાર પણ સાથે ને સાથે આવ્યા. રાજા એ લોકોને પાછા વળતાં ન જોઇ, ચિંતા કરવા લાગ્યા, કે જો આ લોકો મારી સાથે આવશે તો મહા અનર્થ થશે, વિશ્વામિત્ર આ માટે મને જ અપરાધી ઠરાવીને કહેશે કે, મારા રાજ્યને નિર્જન બનાવવાનો ઉપાય કરી રહ્યો છે. અનેક પ્રકારે કહેતાં-સાંભળતાં પણ જ્યારે તે લોકો પાછા ન વળ્યા, ત્યારે રાજા અને રાણી નગરની બહાર એક જગ્યાએ બેસી ગયા. નગરના તમામ પુરૂષો હરિશ્ચંદ્રને અને નગરની તમામ સ્ત્રીઓ તારાને ઘેરી વળીને ઉભાં રહ્યાં. પુરૂષો તો રાજાને કહી રહ્યા છે કે, અહીં રહો, અહીંથી ન જાઓ. વિશ્વામિત્રના રાજ્યથી અમને દુઃખ પડશે. આપના ઉપરનું કરજ અમે ચૂકાવી આપીએ છીએ. આપ, રાજ-કાર્ય ન કરતાં, જો શાંતિથી અમારા વચ્ચે અહીં બેસી પણ રહેશો, તો પણ અન્યાયરૂપી ઘુવડ આપના પ્રતાપ તેજની સામે નહિ રહે. આમ છતાં પણ આપ જશો, તો અમે બધા આપની સાથે જ આવીશું. અમારા માટે અયોધ્યા એ જ છે કે જ્યાં આપ છો. આપના વિના અયોધ્યા પણ અમને નર્કસમાન દુઃખદાયક લાગશે.

હરિશ્ચંદ્રની પાસે તો પુરૂષવૃંદ આ પ્રમાણે વિનય કરી રહેલ છે, અને બીજી તરફ રાજપુરોહિત, પ્રધાન તથા નગરના અન્ય પ્રતિષ્ઠિત પુરૂષોની સ્ત્રીઓ તારાને કહી છે કે, આપે તો રાજ્ય આપ્યું નથી, તો પછી કેમ જાઓ છો ? રાજાએ રાજ્ય આપ્યું છે અને તેમને વિશ્વામિત્ર રહેવા દેતા નથી, તો તેમનું ગમન યોગ્ય પણ છે, પરન્તુ તમારે શા માટે જવું જોઇએ ? આપના જવાની તૈયારી જોઇને અમને

ઘણું જ દુઃખ થઈ રહ્યું છે, એટલે અમારી વિનંતી છે કે, આપ અહીં રહો. જો વિશ્વામિત્ર આપને કદાચ રાજમહેલમાં નહીં રહેવા દે, તો અમે આપને અમારે ત્યાં રાખીશું, પરન્તુ આપનું ગમન કોઈરીતે ઇષ્ટ નથી જો આપ નહિ માનો, તો અમે પણ આપને સાથે સાથે જ ચાલીશું.

રાજા અને રાણીને પ્રત્યેક સ્ત્રી-પુરૂષ આ પ્રમાણે કહી રહેલ છે. પૃથક્ પૃથક્ કયાં સુધી સમજાવી શકાય, એમ ધારીને બંનેએ ભાષણ દ્વારા જ પ્રજાને સમજાવવાનું યોગ્ય ધાર્યું. રાજા અને રાણી એકએક ઓટલા પર ઉભા થઇ ગયા. જે ઓટલા પર રાજા ઉભા હતા, તેની ચારે બાજુ પુરૂષો અને જે ઓટલા પર રાણી ઉભી હતી, તેની ચારે બાજુ સ્ત્રીઓ ઉભી રહીને તેમના મુખ તરફ જોવા લાગી.



# પ્રકરણ ૧૫ મું

## પ્રજાને ઉપદેશ

લોકો પર ઉપદેશનો પ્રભાવ કાંતો ભયથી પડે છે અથવા તો પ્રેમથી પડે છે. ભય દર્શાવવાથી જે ઉપદેશ સ્વીકૃત કરાવવામાં આવે છે, તે ઉપદેશ, જ્યાં સુધી ભય હોય ત્યાંસુધી જ પોતાનો પ્રભાવ રાખી શકે છે ભય-નાશ પામતાની સાથે જ, ઉપદેશનો પ્રભાવ પણ નાશ પામી જાય છે. પરન્તુ જે ઉપદેશનો પ્રભાવ પ્રેમથી પડે છે, તે કોઇ વખત પણ નાશ પામતો નથી, પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. દાખલા તરીકે કોઈ એક વિશિષ્ટ શક્તિસંપન્ન રાજા ઉપદેશ આપે અને કોઇ એક ત્યાગી, જેની પાસે રાજા જેવી કોઈ વિશિષ્ટ શક્તિ નથી, તે ઉપદેશ આપે. આ બન્નેમાંથી રાજાના ઉપદેશનું ત્યાંસુધી જ પાલન કરવામાં આવશે કે, જ્યાં સુધી તેનામાં એ શક્તિ હોય. એ શક્તિ ન રહેવાથી, તે ઉપદેશ પણ રહેશે નહિ. પરન્તુ જો ત્યાગી પોતે પણ ન રહે, તો પણ તેનો ઉપદેશ નષ્ટ નહિ થાય. સારાંશ એ છે કે, આ બન્ને પ્રકારના ઉપદેશોમાંથી પ્રેમપૂર્વક આપેલો ઉપદેશ શ્રેષ્ઠ છે; છતાં એ ઉપદેશને માટે આ અનિવાર્ય વસ્તુ છે, કે ઉપદેશક પોતે તેવું જ આચરણ કરીને આદર્શ ઉપસ્થિત કરે. જ્યાંસુધી તે પોતે ત્યાગ દર્શાવતો નથી અને માત્ર બીજાઓને જ ઉપદેશ આપે છે, ત્યાંસુધી તેના ઉપદેશનો કાંઇપણ પ્રભાવ પડતો નથી.

વક્તા ઉપર, જ્યારે શ્રોતાઓની અપૂર્વ શ્રદ્ધા હોય છે, ત્યારે જ શ્રોતાજનો ધ્યાનપૂર્વક વક્તાનો ઉપદેશ સાંભળે છે જ્યાં વક્તા પ્રત્યે, લોકોના હૃદયમાં શ્રદ્ધાનો અભાવ છે, ત્યાં વક્તાનું વક્તવ્ય અને શ્રોતાઓનું શ્રવણ, એ બંનેય નિરર્થક જાય છે, મહારાજા હરિશ્ચંદ્ર ઉપર,

પ્રજાજનોની અપાર શ્રદ્ધા હતી, એટલે તેઓ વક્તા તરીકે ઉભા રહેવાથી, જનતા શ્રદ્ધાપૂર્વક અને ધ્યાનપૂર્વક પોતાના હિતૈષી મહારાજાનો ઉપદેશ સાંભળવા લાગી. પુરૂષોથી ઘેરાયલા ઓટલા પર ઉભા થઇને, મહારાજા હરિશ્ચંદ્ર તેમને કહેવા લાગ્યાઃ—

મારા વ્હાલા ભાઇઓ! તમે બધા મારી સાથે અહીં સુધી આવ્યા અને મારા વિયોગથી દુઃખિત બની રહ્યા છો, તથા મારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી રહ્યા છો, એ તમારો મારા પ્રત્યેનો સદ્ભાવ છે. પરન્તુ તમે એ બાબતનો વિચાર કરો કે, તમારો મારા પ્રત્યે આટલો બધો પ્રેમ હોવાનું કારણ શું છે? ભાઇઓ! આ પ્રેમ મારા પ્રત્યે નથી, પરન્તુ સત્ય પ્રત્યે છે. જે હરિશ્ચંદ્રને માટે તમે આટલું દુઃખ અનુભવી રહ્યા છો, આંસુ પાડી રહ્યા છો, તે એટલે સુધી કે પોતપોતાનાં ઘરબાર છોડીને, જેની સાથે જવા તમે તૈયાર થયા છો, તે જ હરિશ્ચંદ્ર જો અસત્યાચારી હોત, પોતાના સ્વાર્થને માટે તમને દુઃખમાં પાડત, તમારા અધિકારાદિની અવગણના કરત, દુરાચરણમાં પડીને આ રાજ્ય કોઇ અયોગ્યને આપી દેત, તો તમે બધા મારા જવાથી પ્રસન્ન ન થાત, પણ તમે પોતે જ મને કાઢી મૂકવા માટે ઉપાયો કરત પરન્તુ મેં સત્યનું આચરણ કર્યું છે, મારા કર્ત્તવ્યનું પાલન કરતાં કરતાં, આ રાજ્યને દાનમાં આપી દીધું છે, એથી જ તમને મારા પ્રત્યે શ્રદ્ધા છે. આવી સ્થિતિમાં તમારે મને અહીં રહેવાનો આગ્રહ કરવો, એ ઉચિત નથી. મારા અહીં રહેવાથી, મેં જે પ્રતિજ્ઞા વિશ્વામિત્ર સમક્ષ કરી છે, તે ભંગ થશે અને પ્રતિજ્ઞાનો ભંગ કરવો એનું નામ જ અસત્ય–આચરણ છે. હું આજસુધી તમારો રાજા રહ્યો છું, આ પ્રકારે મારા સત્યપાલનમા કાયરતા બતાવવી એ તમારે માટે પણ લજ્જાસ્પદ છે.

હવે, તમે બધા સાથે ચાલવાની વાત કરો છો; પરન્તુ તમે જ વિચારો કે, તમે બધા અમારી સાથે આવશો અને નગરને ઉજ્જડ બનાવી દેશો તો સત્ય કલંકિત બનશે, અથવા શું તે સત્યની પ્રતિષ્ઠા

વધશે ? વિશ્વામિત્રે મને માત્ર સ્ત્રી-પુત્રને સાથે લઇ જવાની આજ્ઞા આપી છે, તમને લઇ જવાની નહિ. મે પણ તેમની સમક્ષ એ જ પ્રતિજ્ઞા કરી છે. તો પછી, આપના સાથે ચાલવાનો એ અર્થ થયો કે, કાતો મે વિશ્વામિત્રને રાજ્ય આપ્યું નથી અથવા તો તેમની સમક્ષ જે પ્રતિજ્ઞા કરી હતી, તે ભંગ કરી. હું તમને પ્રાર્થના કરૂં છું કે, તમે બધા પ્રસન્નતાપૂર્વક અહીં રહો, અને મારી ચિંતા ન કરો. સાથે સાથે ચાલવાના બાહ્ય આચરણથી પ્રેમ દર્શાવવો ઉચિત નથી, પણ સત્યપાલનના આંતરિક આચરણથી જ દર્શાવવો ઉચિત છે. જો તમારો મારા ઉપર પ્રેમ છે, તો હું તમને એ કહું છું કે, જે સત્યને માટે મેં, મારા પૂર્વજોના સમયથી ચાલ્યું આવતું રાજ્ય દાનમાં આપી દીધું અને મારી રાજધાની તથા તમને છોડીને જઈ રહ્યો છું, તે જ સત્યના પાલનમાં તમે તત્પર રહો સત્યથી પાછા ન હઠો, તેમ તેનુ પાલન કરતા, આવતાં કષ્ટોથી ભયભીત પણ ન બનો.

બંધુઓ ! આજસુધી હું રાજા રહ્યો અને તમારા ઉપર રાજ્ય કર્યું, પરન્તુ આજથી વિશ્વામિત્ર રાજા બન્યો છે. હવે તેઓ જ રાજ્ય કરશે હું આશા રાખું છું કે, તમે મને જેવો સહકાર આપતા હતા, તેવો જ સહકાર વિશ્વામિત્રને પણ આપશો.

હવે તમે કહો છો કે, અમને વિશ્વામિત્રના શાસનમાં દુ.ખ પડશે પરન્તુ મિત્રો, એ તો તમારા હૃદયની કેવળ દુર્બળતા જ છે. આજે તો હુ રાજ્યનું દાન કરીને જઇ રહ્યો છું. એથી તમે મને આ પ્રમાણે કહી રહ્યા છો. પરન્તુ જો મારૂં મૃત્યુ થઈ જાત, તો બીજો રાજા તમારા ઉપર રાજ્ય કરત કે નહિ ? તે રાજા પણ જો તમારા પર અત્યાચાર કરત, તો તમે કોને કહેત ? ભાઇઓ ! દુ:ખ તો માત્ર દુર્બળ આત્મા-ઓને થયા કરે છે, સબળ આત્માવાળા મનુષ્યોની પાસે દુ.ખ કદીપણ આવતું જ નથી તમે સત્યબળને પ્રાપ્ત કરી બળવાન બનો, પછી કોની તાકાત છે કે, જે તમને દુ:ખ આપી શકે ? રાજા અને પ્રજાનો

તો એવો સંબંધ છે કે, પ્રજાપર અત્યાચાર કરનારો રાજા, એક ક્ષણ પણ રાજ્યાસન ઉપર સ્થિર રહી શકતો નથી. પહેલાં તો વિશ્વામિત્ર પોતે જ બુદ્ધિમાન છે, આ વખતે તે ક્રોધી બનીને ભલે ગમે તે કહે, પરન્તુ તેઓ નીતિજ્ઞ છે, એટલે પ્રજા ઉપર કદાપિ અત્યાચાર નહીં ગુજારે. પરન્તુ કદાચ માનો કે, તેમણે કદી અત્યાચાર કર્યો, તો તમે પણ સત્યાગ્રહને પોતાનું હથિયાર બનાવી, તે વડે વિશ્વામિત્રના અત્યાચારનો પ્રતિકાર કરી શકો છો. અત્યાચારના ડરથી ભાગી જવું એ વીરોનું કામ નથી, બલકે કાયરોનું કામ છે. વીરપુરૂષો તો હમેશાં અત્યાચારનો પ્રતિકાર જ કરે છે. તમે, સૂર્યવંશી રાજાઓની પ્રજા છો, એટલે એ પ્રમાણે કાયર બનીને, સત્યને કલંકિત કરવું, એ તમારા માટે શોભાસ્પદ નથી.

પ્રિય પ્રજાજનો ! મારૂં રાજ્ય, મારો દેશ, મારી પ્રજા અને મારી રાજધાની આજે હું જે આનંદથી છોડી રહ્યો છું, તે આનંદથી કોઈપણ બીજે વખતે છોડી શકત નહિ. બીજા કોઇ સમયે, જો કોઇ મને તે છોડવાની ફરજ પાડત, તો હું તે છોડાવનારનો હું યથાશક્તિ પ્રતિકાર કરત, તેની સાથે યુદ્ધ કરત અને એ યુદ્ધમા હું પોતે જ તમારી મદદ લેત પરન્તુ હું તે સઘળી ચીજો કે જે હું અંતસમય સુધી કોઇ બીજાને આપત નહિ, તે ચીજો આજે સત્યપાલનને માટે પ્રસન્નતાપૂર્વક છોડી રહ્યો છું. કર્ત્તવ્ય અને સત્યની આગળ, રાજ્ય વૈભવનું સુખ તૃણ સમાન છે અને વન-વનમા મહાન્ દુઃખો રાજ્યસુખની અપેક્ષાએ અધિક સુખદાતા છે. જે સત્ય અને કર્ત્તવ્યને માટે, હુ એ સઘળાને છોડી રહ્યો છું, તે સત્ય અને કર્ત્તવ્યનું તમે પણ પાલન કરો. એ વખતે તમે પણ જાણશો, કે સત્ય અને કર્ત્તવ્યની આગળ રાજવૈભવ કેટલો તુચ્છ છે ?

હવે હું તમને એ કહું છું, કે તમે સત્યપાલનના કાર્યમાં મને મદદ કરો, તેમાં વિઘ્ન ન કરો. તમારે ઘેર પાછા જવું ઉચિત છે. મારે આજે જ અયોધ્યાની સીમા છોડી જવાની છે અને સૂર્ય અસ્તાચળ તરફ ગતિમાન થઇ રહ્યો છે, તમને સાથે લઇને, હું કદાપિ જઇ શકું

નહિ, અને જો હું ન જાઉં, તો પ્રતિજ્ઞાભંગ થાય, કે જેથી મારી સાથેજ તમારે માટે પણ કલંકની વાત છે. હું આશા રાખું છું કે, તમે હવે મારી સાથે, એક કદમ પણ આગળ ન ચાલતાં, પોતપોતાને ઘેર પાછા જાઓ. તમારા ભૂતપૂર્વ રાજાની તમારા પ્રત્યે છેલ્લી વિનંતી એ છે કે, આપ આગળ વધીને મારા સત્યને કલંકિત ન કરો હું હવે તમને એ આશીર્વાદ આપું છું અને તમે પણ મને એ આશીર્વાદ આપો કે, આપણે બધા સત્યપાલનમાં જ દઢ રહીએ.

હરિશ્ચંદ્રનું આ ભાષણ સાંભળી, લોકો મૌન ધારણ કરી, આંખમાંથી આંસુઓ વહાવવા લાગ્યાં પશુ-પક્ષી અને વૃક્ષો પણ હરિશ્ચંદ્રનું આ સત્ય પણ કરૂણાજનક ભાષણ સાંભળી, જડવત્ સ્થિર થઇ ઉભા રહ્યા; તો પછી સહૃદય મનુષ્યોમાં એવી શક્તિ ક્યાથી હોય કે, તેઓ હરિશ્ચંદ્રના આ કથન સામે થોડું પણ બોલી શકે! અસ્તુ.

બીજી તરફ, તારાની સખીઓ અને અન્ય સ્ત્રીઓ, પોતાના નેત્રોનાં જળથી તારાનાં ચરણ સ્પર્શ કરતી તેની સમક્ષ પ્રાર્થના કરી રહી છે કે, તમે રાજ્ય આપવામાં પણ સાથે ન હતા, તેમ દક્ષિણાનું મોઢેથી કરજ કરવામાં પણ સાથે ન હતા, તો પછી તમે કેમ જાઓ છો? તેમની આ પ્રકારની વિનંતી સાંભળી તારા કહેવા લાગીઃ—

મારી વ્હાલી માતાઓ, બહેનો તથા પુત્રીઓ! જો કે હું આજે તમારાથી એક અનિશ્ચિત્ત વખતને માટે વિખૂટી પડું છું, પરન્તુ એ સૌભાગ્યની વાત છે કે, હું પતિની સેવા માટે જઇ રહી છું. મારી સાથે જ, તમારે માટે પણ એક પ્રસન્નતાની વાત છે, કે તમારી જ જાતિમાંની, તારા નામની એક ક્ષુદ્ર સ્ત્રી, પતિની સેવાને અર્થે પોતાના સર્વ સુખોને તિલાંજલી આપે છે. જો કે, તમે પતિવ્રતના નિયમોને જાણો છો, તથાપિ આ વખતે વિયોગના દુઃખમાં પડીને તમે તેને ભૂલી ગયા છો, એટલે જ તમે મને અહીં રહેવા માટે આગ્રહ કરી રહ્યા છો. પરન્તુ તમે જ વિચારો કે, જ્યારે હું તેમની અર્ધાંગના છું, તો જો

દાન તેમણે આપ્યું, તે જ દાન મેં શું આપ્યું નથી? જે કરજ તેમના ઉપર છે, તે કરજ શું મારા ઉપર નથી? વળી તેઓ કષ્ટ સહન કરે અને હું કષ્ટથી બચવા માટે અહીં રહું, તો તે શું ઉચિત છે? સુખના સમયમાં પતિની સાથે રહીને, દુઃખને વખતે તેમનો સાથ ન કરવો, તે શું પતિવ્રતા સ્ત્રીને માટે ઉચિત છે? બહેનો! તમે તમારા ધર્મનું પાલન કરો, અર્થાત્ તમારા પતિની સેવા કરો અને મને પતિની સેવાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપો, એ તમને શોભા આપતું નથી તમે મારે માટે જે પ્રેમ દર્શાવી રહ્યા છો, તે પતિસેવાનો જ પ્રતાપ છે. જો હું પતિસેવાથી વિમુખ રહીને, તમારી પાસે આવુ અને કહું કે, મને સ્થાન આપો, તો હું ધારૂં છું કે તમે મારો તિરસ્કાર કરીને, મને અધમમાં અધમ ગણો અને મારા પ્રત્યે ધૃણાની દૃષ્ટિએ જુઓ. પરન્તુ પતિસેવાને માટે હું સઘળાં સુખોને છોડી, તેમની સાથે જઇ રહી છું, એટલેજ તમે મને અહીં રહેવા માટે આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા છો; જે પતિસેવાનો આ પ્રતાપ છે, તેને હું કદાપિ છોડી શકું નહિ અને તમને પણ એ પ્રાર્થના કરૂં છું કે તમે એ અનુચિત આગ્રહ પણ ન કરો. સ્ત્રીઓનો ધર્મ કેવળ પતિસેવા જ છે. વસ્ત્રાભૂષણાદિનું પરિધાન કરવું એ પતિસેવા આગળ તુચ્છ છે.

બહેનો! આ વખતે મહારાજાનો સાથ છોડી દેવાથી, હું તો કલંકિની બનું જ, પરન્તુ તે સાથે આખો સ્ત્રી સમાજ પણ કલંકિત બને. સઘળા લોકો મારી સાથે જ, સ્ત્રીજાતિ માત્રને ધિક્કારે અને કહે કે, સ્ત્રીઓ સ્વાર્થી અને કપટી હોય છે; જ્યાંસુધી પતિનું સુખ હોય છે. અર્થાત્ તે ધનવૈભવસંપન્ન હોય છે, ત્યાંસુધી જ તેઓ પતિને સહકાર આપે છે. ધનનો નાશ થતાં જ અને પતિ ઉપર કોઇ જાતનું દુઃખ પડતાં જ, તેઓ પતિને છોડી દે છે. હું મારી સાથે જ સમસ્ત સ્ત્રી સમાજને માત્ર દુઃખોના ભયથી આ કલંક નહિ લાગવા દઉં. હું પતિની સાથે વન-વન ભટકીને, જે કષ્ટ પડશે, તેને સહન કરતી,

પતિની સેવા કરી, સંસારને એ બતાવી આપવા ચાહું છુ કે, સ્ત્રીઓ ગમે તેવી વિષમ અવસ્થામાં પણ પતિની સેવા છોડતી નથી. જે પુરુષો સ્ત્રીઓને કપટી સમજીને તેમનુ અપમાન કરે છે, તેમને પણ મારા ચરિત્રથી માલુમ પડે કે, સ્ત્રીઓ કેવી હોય છે અને તેઓનું અપમાન કરીને અમે કેટલો અન્યાય કરીએ છીએ !

બહેનો ! તમારો મારા ઉપર જે પ્રેમ છે, તે અવર્ણનીય છે. આ પ્રેમનું કારણ, મારી પતિસેવા જ છે એટલા માટે મારે તમને એ કહેવાનું છે કે, તમે પતિની સેવામાં સર્વદા તત્પર રહો; આ વસ્ત્રાભૂષણાદિની અપેક્ષાએ, પતિ પ્રત્યે વધારે પ્રેમ રાખો અને અન્ય ધાર્મિક કાર્યોની અપેક્ષાએ, પતિસેવાને વધારે મહત્ત્વ આપો. સ્ત્રીને માટે પતિસેવા સમાન બીજો કોઈ નૈતિક ધર્મ નથી.

બહેનો, હવે તમે મારી સાથે ચાલવાના વિચારોને છોડી, મારા પ્રેમનો પરિચય, તમારા પતિની સેવા દ્વારા આપો જે બહેનોને પતિ નથી, તે ઈશ્વરની સેવા કરે અને પોતાનો બધો વખત પ્રભુભજનમાં વ્યતીત કરે.

બહેનો, દિવસ નમતો જાય છે, એટલે તમે મને આશીર્વાદ આપીને વિદાય કરો. હું તમારી પાસે માત્ર એ જ આશીર્વાદ માગું છું કે, કોઈપણ વખતે અને કોઇપણ સ્થિતિમાં, હું પતિસેવાને ન ભૂલું પરન્તુ તમે આ વાતને લક્ષમાં રાખજો કે, આશીર્વાદ એ જ લોકોનો ફલિભૂત થાય છે કે, જેઓ પોતે પણ તે પ્રમાણે કાર્ય કરે છે

તારાના આ ભાષણે બધી સ્ત્રીઓને આશ્ચર્યચકિત બનાવી દીધી તે ચિત્રવત્ સ્થિર બની ગઇ અને પોતપોતાને ધિક્કારવા લાગી; કેટલીક સ્ત્રીઓ તારાને આભૂષણોની ભેટ આપવા લાગી, પરન્તુ તારાએ તેમને એમ કહીને તે લેવાનો ઇન્કાર કર્યો કે, મારૂં આભૂષણ મારા પતિ છે, જેઓ મારી સાથે જ છે. જો તેમની અપેક્ષાએ આ આભૂષણોને હું મહાન્ સમજતી હતી, તો પછી મારી પાસેના આભૂષણો છોડીને હુ કેમ આવત ?

અવધનિવાસી સ્ત્રી-પુરૂષોમાંથી, ઘણાઓની ઇચ્છા રાજા-રાણીની સાથે જવાની હતી, પરન્તુ તે બંનેના ભાષણો સાંભળીને તેમનાં એ

વિચારો બદલાઈ ગયા તેમની સાથે જવાને બદલે, અયોધ્યામાં રહીને સત્ય અને કર્ત્તવ્યનુ પાલન કરવાનુ જ તેમને યોગ્ય લાગ્યું. સૌએ પ્રસન્નચિત્તે અને ઉચ્ચ સ્વરે મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાનો ગગનભેદી જયનાદ ગજાવ્યો

મહારાજા હરિશ્ચંદ્ર, રોહિત અને રાણી આ કોલાહલમય જન-સમૂહની બહાર નીકળી, વન તરફ ચાલ્યા. તેમણે આ પ્રમાણે જતાં જોઇને, સઘળા લોકો વિલાપ કરવા લાગ્યા; પરન્તુ પછી કોઇએ રાજાની પાછળ જવું ઉચિત ન માન્યું આ લોકોનો વિલાપ સાંભળીને, પશુ-પક્ષીઓ પણ વ્યાકુળ બનવા લાગ્યા અને રાજા તથા રાણીની આંખમાંથી પણ આંસુ નીકળી પડ્યાં,પરન્તુ તેમણે સત્યરૂપી રૂમાલ વડે તરત જ તે લૂછી નાખ્યાં.

જે રાજા અને રાણીની બેસવા માટે અનેક વાહનો હાજર રહેતાં હતાં, મહેલની બહાર નીકળતાં હજારો સેવકો સાથે રહેતા હતા, જેની આગળ વખાણ કરનારા ચારણો યશોગાન કરતા ચાલતા હતા, જે પ્રણામ કરવા માટે પ્રજા હારબંધ રસ્તા પર ઉભી રહેતી હતી, તે આજે પગે ચાલતો, ઉઘાડે પગે અને એકલો જ વનમાં જઇ રહ્યો છે.

જે રાણી, આભૂષણના ભારથી થાકેલ જેવી જણાતી હતી, તે આજે બાળક રોહિતને પોતાના ખોળામા લઇને, પતિની પાછળ પાછળ ચાલી રહી છે. જેને પગલુ ભરવા માટે પુષ્પો પાથરવામાં આવતા હતાં તે જ અત્યારે કાંટા અને પત્થરવાળાં માર્ગ ઉપર ચાલી રહી છે. આટલું હોવા છતાં પણ, આ વીર દંપતીના મુખ ઉપર ચિંતાની એક રેખા સરખી પણ જણાતી નથી. બાળક રોહિત પણ ચૂપચાપ માતા–પિતાની સાથે જઇ રહ્યો છે

જ્યાસુધી રાજા અને રાણી વૃક્ષોની ઓથમાં આવી, દેખાતાં બંધ ન થયા, ત્યાસુધી પ્રજા બરાબર તેમની તરફ એકી ટશે જોઇ રહી અને વિલાપ કરતી હતી જ્યારે તેઓ દૃષ્ટિ-મર્યાદાથી અદૃશ્ય થયા, ત્યારે તમામ પ્રજાજનો, જેમ કોઇ અમૂલ્ય પદાર્થ ગુમાવીને પાછા ફરે, તેમ-મન મારીને પોતપોતાને ઘેર પાછા ફર્યા.

# પ્રકરણ ૧૬ મું

## વનના વટેમાર્ગુ



દુનિયાનો એ નિયમ છે કે, એક સુખી મનુષ્ય પોતાને દુઃખ પડવાથી જેટલો ગભરાય છે, તેટલો એક દુઃખી મનુષ્ય દુઃખથી ગભરાતો નથી. જે નીચે જ છે, તે કદાચ પડે તો તેને એટલું બધું વાગતું નથી કે જેટલું ઉપરથી નીચે પડનારને વાગે છે. એ જ પ્રમાણે હરિશ્ચંદ્ર અને તારા કે જેમણે પોતાની આજની સ્થિતિની કદી કલ્પના કરી ન હતી, જેઓ એ પણ જાણતા ન હતા કે ઉઘાડા પગે વનના રસ્તે ચાલવાનું કેવું હોય છે! તેમને આજે સાધારણ પહેરવેશમાં, ઉઘાડા પગે, વનના કંટકભર્યા માર્ગે ચાલવાથી વધારે કષ્ટ થવું સ્વભાવિક હતું. પરન્તુ ન જાણે શા કારણે તેઓ આજે વજ્ર સમ કઠણ બની દુઃખને બદલે સુખ અનુભવી રહ્યા છે.

પુત્ર સહિત રાજા રાણી અવધને અંતિમ પ્રણામ કરી, કાશી જવા માટે વન તરફ ચાલવા લાગ્યા. માર્ગમાં રોહિતને કોઇ કોઇ વખતે રાજા તેડી લે છે અને કોઇ કોઇ વખતે તે બાળક પણ પગે ચાલવા લાગે છે. રાજા અને રાણીના કોમળ પગોમાં કાંટા અને કાંકરા વાગવાથી લોહી નીકળે છે અને જાણે પગમા મેંદી લગાડી હોય એવાં રક્તવર્ણા પગ બની ગયા છે.

રાજા અને રાણીને, પ્રજાને સમજાવતાં બુઝાવતાં ઘણો વખત વ્યતીત થઈ ગયો હતો. જેથી સૂર્યાસ્ત થવામાં થોડોક જ સમય બાકી રહ્યો હતો. અયોધ્યાથી તેઓ થોડેક છેટે ગયા કે તુરતજ સૂર્ય એ પ્રમાણે અસ્ત થઇ ગયો કે, જાણે સૂર્યને તેમનું દુઃખ જોવું અસહ્ય થઇ પડયું ન હોય!

રાત્રિનો સમય છે. ભયાનક જંગલ રાત્રિના અંધકારથી જાણે વધારે ભયાનક બની રહ્યું છે. જે રાજા-રાણીના કાનમાં હંમેશા મધુર અવાજો અને ગાયનોનાં શબ્દ પડતા હતા, તેઓ જ વનનાં પશુઓનાં શબ્દો સાંભળી રહ્યા છે. જે બાળક રાત્રિના સમયે હિંડોળા ઉપર ઝુલ્યા કરતું હતું, તે બાળક વનમા ક્યારેક માતાના અને ક્યારેક પિતાના ખોળામાં લપેટાઇને ચાલી રહેલ છે, અને એ પશુઓના શબ્દ તથા સનસનાટીમાં વૃક્ષોનો અવાજ સાંભળી રહેલ છે. અંધારૂં થવાથી માર્ગ દેખાતો નથી, તેથી કોઇ કોઇ વાર તેઓના પગ ઊંચાનીચા પડતાં જાય છે. એવા સમયમા પતિ પત્નીનો અને પત્ની પતિનો હાથ પકડીને એક બીજાની મદદ લેતાં જાય છે. રાજા અને રાણી, બંનેના પગ કાંટાં વાગવાને લીધે લોહીથી ભરપૂર બની ગયા છે, પરન્તુ બનેય શાંત છે. રાણી તો એ વિચારથી શાંત છે કે, જો હુ કહીશ, તો પતિના હૃદયને દુઃખ થશે અને તેઓ કહેશે કે મારે લીધે જ તમને દુઃખ થઇ રહ્યુ છે અને રાજા વિચારે છે કે, જે કષ્ટ મને થઇ રહ્યું છે, તે જ કષ્ટ રાણીને પણ થયું હશે, તો પછી જ્યારે રાણી સ્ત્રી હોવા છતા તે કષ્ટોને શાતિપૂર્વક સહી રહી છે, તો હુ તો પુરૂષ છુ. હુ શા માટે કાયરતા બતાવુ ! રાણી પોતે દુ.ખ વેઠીને મારા માટે આદર્શ ઉપસ્થિત કરે છે અને એ રીતે મને ધીરજનો બોધપાઠ આપી રહી છે.

બાળકને લઇને એ બંને મુસાફરો જેમ તેમ એક વૃક્ષની પાસે પહોચ્યા. દિવસભરના તેઓ ભૂખ્યા તો હતા જ, આ વખતે પણ કાઇ પાસે ન હતું કે, જેઓ ખાય એટલા માટે કાંઇપણ બોલ્યા વિના તેઓ તે વૃક્ષની નીચે સૂઇ ગયા. હિંસક પશુઓથી રક્ષણને માટે થોડીકવાર રાજા જાગતો રહ્યો અને થોડીકવાર રાણી જાગતી રહી આ પ્રમાણે અનેક સેવકોથી સુરક્ષિત, મહેલોમાં રહેનારા, કોમળ શય્યામાં શયન કરનારા, રાજા, રાણી અને રોહિતે, વનની વચ્ચે, એક વૃક્ષની નીચે જમીન ઉપર કેટલીકવાર સૂઇને અને કેટલીકવાર જાગીને રાત પસાર કરી.

અરુણોદય વખતે રાજારાણી ઉઠયા. પરિશ્રમને લીધે બંનેના મુખ લાલચોળ થઇ રહ્યા હતા. એક તો ઉપરથી સૂર્યનું તેજ તેમના ચહેરાપર પડીને તેમને એવા લાલ બનાવ્યા હતા, જાણે કે પૂર્ણિમાના બે ચંદ્રો ઉદય પામ્યા ન હોય!

રાજા અને રાણી પરમાત્માનું સ્મરણ કરી, તેને ધન્યવાદ આપવા લાગ્યા કે, તારી જ કૃપાથી અમે કર્ત્તવ્ય તથા સત્યનું પાલન કરવામાં તેમ જ કષ્ટ સહેવામાં સમર્થ બન્યા છીએ. જ્યાં અન્ય લોકો દુઃખને વખતે પરમાત્માને દોષ આપે છે, ત્યાં હરિશ્ચંદ્ર અને તારા ધન્યવાદ આપી રહ્યા છે. તેઓ પોતાને દુઃખી માનતા નથી, પરન્તુ એમ માને છે કે, 'અમે સત્યની પરીક્ષા આપી રહ્યા છીએ.'

પરમાત્માના સ્મરણથી નિવૃત્ત બની, રાજા અને રાણી રોહિતને લઇને ફરી પાછા માર્ગ કાપવા લાગ્યા. બાર પહોરથી વધારે સમય વ્યતીત થઇ ચૂકયો છે. ત્યારથી તેઓ ભૂખ્યા જ છે. કેટલુંક ચાલ્યા પછી, બાળકને તેના સ્વભાવાનુસાર ભૂખ લાગી. ભૂખ તો કાલે પણ લાગી હતી, પરન્તુ તે ભૂખ રોહિતને માટે સહ્ય હતી અને આજની ભૂખ અસહ્ય બની. તે તારા પાસે ખાવાનું માંગવા લાગ્યો, પણ તારા પાસે મુખનું આશ્વાસન સિવાય બીજું શું હોય કે તે ખાવા આપે? બાળકના વારંવાર કહેવાથી, તારાએ વનના થોડાંક જંગલી ફળ તોડીને, રોહિતને આપ્યા, પરન્તુ રોહિતને એ ફળ કયાંથી સરસ લાગે કે જે ખાય? તેણે તે ફળોને ચાખીને ફેંકી દીધા અને મા પાસે ફરી ખાવાનું માગવા લાગ્યો.

સમયની ગતિ બળવાન છે. જે રાજા અને રાણી હમેશાં બીજાઓને ભોજન વહેંચી આપતા હતા, જેમનાં આશ્રયે હજારો મનુષ્યો હમેશાં ભોજન પામતા, તે જ રાજા અને રાણી આજે બે દિવસથી ભૂખ્યા છે. જે રોહિતને માટે, અનેકાનેક ભોજ્ય પદાર્થો નિત્ય હાજર રહેતા, જે આગ્રહ કરવા છતાં પણ ખાતો ન હતો, અમૃત જેવાં

સ્વાદિષ્ટ ફળો જે પોતાની સાથે રમનારા બાળકોને વહેંચી આપતો હતો, તે જ બાળક રોહિત આજે ભૂખથી વિકળ બની રહ્યો છે અને તેને એ જંગલી ફળો ખાવા માટે મળી રહ્યા છે, જેને તેણે કદી જોયાં પણ ન હતાં.

સંતાન ક્ષુધાતુર થતાં, ભોજન માંગવા છતાં પણ ન આપી શકવાના કારણે, માતાપિતાને કેટલો ખેદ થાય છે? એ વાત સૌ જાણે છે. હરિશ્ચંદ્ર અને તારાને પણ રોહિતના ભૂખ–ભૂખના પોકારથી એ જ દુઃખ થઇ રહ્યું છે, પણ તેનો શો ઉપાય? તારા, રોહિતને આશ્વાસન આપતી જાય છે, કે જો, આગળ તને ભોજન આપું છું, પરન્તુ આ આશ્વાસન ક્યાં સુધી કામ કરી શકે?

હરિશ્ચંદ્ર, પુત્રની દશાથી વ્યાકુળ થઇ રહ્યો હતો. તે મનમાં ને મનમાં બોલતો હતો, કે હું કેવો હતભાગી પિતા છુ! કે જે પોતાના ક્ષુધાપીડિત બાળકનુ દુઃખ પણ નિવારી શકતો નથી. આ લોકોને આ પ્રમાણે કષ્ટમા પાડવાનું કારણ હું જ છું, પરન્તુ અત્યારે હું શું કરી શકું?

રાજા, એક તો બે દિવસનો ભૂખ્યો હતો, બીજું, ચાલવાથી પણ અતિશય થાકી ગયો હતો, ત્રીજું, ગરમીને લીધે તરસથી કંઠ સૂકાઇ રહ્યો હતો. ઉપરાંત બાળકની ક્ષુધાનું દુઃખ, તેની વ્યાકુળતામાં વૃદ્ધિ કરતું હતું. તે ચાલતાં ચાલતાં એક વૃક્ષની નીચે મૂર્છિત થઇને ઢળી પડયો. પતિની આ દશા જોઇને, તારા ગભરાઈ ગઇ. ત્યાં રોહિત પણ પોતાની ભૂખ ભૂલી જઇને પૂછવા લાગ્યો કે, પિતાજી કેમ પડી ગયા? તારાએ રોહિતને રાજાની પાસે બેસાડી દીધો અને તેના હાથમાં પાદ્દડું આપીને કહ્યું:—બેટા, તું તારા પિતાને પવન નાખ. રોહિત પોતાના નાના નાના હાથ વડે પિતાને પવન નાખવા લાગ્યો અને રાણી રાજાને માટે પાણીની ચિંતા કરવા લાગી.

આવશ્યકતા આવિષ્કારની માતા છે. જરૂરિયાત વગર સર્જન થતું નથી. ઘર બનાવવું, ભોજન બનાવવું, કપડાં બનાવવાં આદિ પ્રત્યેક

સર્જન, જરૂરિયાત જણાતાં જ થાય છે. જરૂર વગર કાંઈ સર્જન કરવાની જરૂર હોતી નથી. રાણી, જો કે રાજમહેલની રહેનારી હતી, વન કેવું હોય છે, તેનાં વૃક્ષો કેવાં હોય છે, તથા તે ઉપર કેવી રીતે ચડાય છે અને કેવી રીતે બનાવવામાં આવે છે, વગેરે બાબતો તે જાણતી ન હતી, તો પણ પાણીની જરૂરિયાતે તેણીને વૃક્ષ ઉપર ચડવાનું અને પડીયા બનાવવાનું શિખવી દીધું. રાણીએ, જ્યારે આજુબાજુમા ક્યાંય પાણી ન જોયું, ત્યારે તે એક વૃક્ષ ઉપર ચઢી અને જલાશય જોવા લાગી. થોડેક દૂર તેણે એક સરોવર જોયું. તરત જ તે વૃક્ષ પરથી ઉતરીને, દોડતી સરોવર ઉપર ગઈ અને તેમાંથી એક કમળનું પાંદડું તોડીને, તેનો પડીયો બનાવ્યો અને પછી તેમાં પાણી ભરીને તે પતિ પાસે આવી.

રાણીને પગે ચાલવાનો આ પહેલો જ પ્રસંગ છે. તે બે દિવસની ભૂખી છે, પગમાં કાંટા વાગવાથી અસહ્ય પીડા અનુભવી રહી છે, પરન્તુ આ બધાની બીલકુલ દરકાર ન કરતાં, તે પતિને માટે દોડીને પાણી લઈ આવી જો આજની સ્ત્રીઓ જેવી તારા હોત, તો પ્રાયઃ તેઓ આ સઘળાં દુઃખો સહન કરવા તૈયાર ન થાત. કદાચ તૈયાર થઈ તો વનના મધ્ય ભાગમાં પતિની આ દશા જોઈને દિગ્મૂઢ બની કર્ત્તવ્યવિમુખ બની જાત. પરન્તુ તારાએ આવી સ્થિતીમાં પણ ધીરજ અને દૃઢતા ન છોડી.

રાણીએ પાણી લાવીને, પતિના મુખ પર છાંટયું. શીતળ જળના છંટકાવથી રાજાની મૂર્છા ઉતરી અને આંખો ખૂલી. રાજાની આંખો ખૂલતાં જ રાણીએ કહ્યું—નાથ, પાણી પીઓ. રાજાએ પાણી પીધું, તૃષા દૂર થતાં અને શાંતિ મળતાં રાજાએ પૂછયું-પ્રિયે! આ નિર્જન વનમાં આ પાણી તું ક્યાથી લાવી? આ વખતે આ પાણીએ તો મને અમૃત જેટલો લાભ આપ્યો છે.

તારા—પ્રભુ, હું તે અહીં નજીકના એક સરોવરમાંથી લાવી છું.

હરિશ્ચંદ્ર—પ્રિયે, હું તને સાથે લાવતો ન હતો પણ હવે મને લાગે છે, કે જો તું સાથે ન હોત, તો મારા દુ:ખનો પાર ન રહેત, તું મારા માટે અદ્વિતીય સુખદાયક સિદ્ધ થઇ છે.

તારા—સ્વામિન્, મારી પાસે સુખ છે, ત્યારે જ હું સુખદાયક છું ને?

હરિશ્ચંદ્ર—હા, જો તારી પાસે સુખ ન હોત, તો તું સુખદાયક કેમ બની શકત?

તારા—પ્રભો, આપ દુ:ખથી ગભગાઇ જાઓ છો. એટલે આપની પાસે જે દુ:ખ છે તે આપ મને આપો અને મારી પાસે જે સુખ છે, તે આપ લઇ લો.

હરિશ્ચંદ્ર—એ કેમ બની શકે? સુખ-દુ:ખ એ કોઇ પદાર્થ તો નથી, કે જે બદલાવી શકાય. મને તો એ આશ્ચર્ય થાય છે કે, તું આ દશામા પણ તને પોતાને સુખી માને છે. સુખને દુ:ખથી બદલવાનો ઉપાય કયો છે, તેની કુંચી કઇ છે, તે બતાવ અને એ પણ બતાવ કે તું આવું કષ્ટ સહન કરતી, પોતાને સુખી કેવી રીતે માની રહી છે તથા તને દુ:ખથી ગભરામણુ કેમ થતી નથી?

તારા—નાથ, જે વખતે આપે રાજ્યદાન કર્યાના સમાચાર સંભળાવ્યા, તે વખતે દુ:ખ મને કચરવા માટે આવ્યું હતું. આપ જ વિચારો કે, આ સમાચાર સાંભળવાથી, કેવા કેવા શૂરવીરો પણ દુ:ખિત થાય છે. દુ:ખ મને કચરવા માટે તો આવ્યું, પરન્તુ મેં જાણ્યું કે આ મારો શત્રુ છે શત્રુને ઓળખી લેવાથી, બધા તેનાથી સાવધાન રહે છે અને તેને જીતવાનો ઉપાય કરે છે. એ પ્રમાણે મેં દુ:ખરૂપી શત્રુને—જેને હું ત્યાસુધી જાણુતી પણ ન હતી, તેને—જીતીને કેદ કરી લીધો. જો હું તેનાથી ભય પામત, અર્થાત્ પરાજિત બનત, તો તો તે મને કચરી જ નાખત, પરન્તુ હું તેનાથી ભયભીત ન થઈ હવે, જ્યારથી મેં તેને કેદ કરી લીધો છે, ત્યારથી તે શત્રુને બદલે મારા

ઉપર ઉપકાર કરી રહેલ છે અને મને એવું એવું કામ કરવાનું તે શીખવી રહ્યો છે, કે જે કરવાનુ હું જાણુતી ન હતી.

રાણીની વાત સાંભળીને રાજા અત્યંત પ્રસન્ન થયો અને રાણીને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે, હું સમજતો હતો કે, તું રાજ્યાદિ છોડી જવાથી તેમજ આ પ્રમાણે ભૂખી રહીને જગલમાં ચાલવાથી દુઃખી બનશે, પરન્તુ તું તો આ વખતે પણ તને પોતાને સુખી બતાવી રહેલ છે.

તારા—પ્રભો, હું દુઃખી તો ત્યારે જ થાઉં કે, જ્યારે આપનું રાજ્ય ગયું હોય, આપનું રાજ્ય ગયું નથી બલ્કે કૃત્રિમ રાજ્યને બદલે અલૌકિક અને સત્યરાજ્ય પ્રાપ્ત થયું છે.

હરિશ્ચંદ્ર—તારા, આ તો તું અતિશયોક્તિ ભરી વાત કહે છે.

તારા—નહિ, નાથ! હું આપને બતાવું છુ, કે આપનું તે રાજ્ય કૃત્રિમ શાથી હતું અને આ વખતનુ રાજ્ય અકૃત્રિમ શાથી છે! આપ જ્યાં સોનાના તે સિંહાસન પર બેસતા હતા, જે ચાલ્યા જવાનો હમેશાં ભય રહ્યા કરતો હતો અને આપ ઘાસના એ સિંહાસન ઉપર બેઠા છો, કે જેની બાબતમાં કોઇ પણ પ્રકારનો ભય નથી. કદાચ આપ એમ કહેશો કે, રાજાઓ ઘાસના આસન ઉપર બેસતા નથી અને સિંહાસન ઉપર જ બેસે છે; પરન્તુ તે રાજાઓ ઘાસના આસનની ઉત્કૃષ્ટતાને જાણુતા નથી. આપે એ સોનાના સિંહાસનની અપેક્ષાએ આ ઘાસના આસનને મોટું માન્યું, તેથી જ તેને ત્યાગીને આને અપનાવ્યું છે.

હરિશ્ચંદ્ર—આ તો તેં બરાબર કહ્યું.

તારા—સ્વામી, તે રાજ્યમાં આપના મસ્તક ઉપર જે ચામર ઢોળવામાં આવતું તે ચામર ત્યાંસુધી જ આપને પવન આપતું જ્યાંસુધી તેને ઢોળવામાં આવતું પણ ચામર ઢોળવાનું બંધ થતાં જ પવન પણ આવતો બંધ થઇ જતો.

પરન્તુ આ કુદરતી પવન ચામરની એવી ગરજ સારે છે કે, સતત ચાલ્યા જ કરે છે અને એના જ આપેલા પવનથી હું, આપ અને આખો સંસાર જીવી રહ્યો છે. તે ચામર તો માત્ર આપને જ પવન આપતો હતો અને તે ન હોવાથી સંસારનું કામ ચાલી શકતું હતું, પરન્તુ આ ચામર તો બધાને પવન આપે છે અને તેના આપેલા પવન વગર કોઇ જીવિત રહી શકતું નથી. એ રીતે એ કૃત્રિમ ચામરની અપેક્ષાએ આ અકૃત્રિમ ચામર વિશેષ આનંદપ્રદ છે.

પ્રભો, તે રાજ્યમાં આપના માથા ઉપર જે છત્ર રહેતુ હતું, તે તો આડંબરરૂપ હતું, સાચું છત્ર ન હતું. એ ઉપરાંત, તે છત્ર માત્ર આપના જ પર છાયા કરતું હતું, પરન્તુ આ વૃક્ષરૂપી છત્ર આડંબર-રહિત અને બધા ઉપર છાયા કરનાર છે આ છત્રની છાયા વિના તો મનુષ્ય, પશુ, પક્ષી આદિ તમામને દુઃખ થઇ શકે છે.

આપના તે રાજ્યમાં, સઘળા જીવો આપનાથી ભય પામતા, તે રાજ્ય ક્રોધ, અહંકાર આદિ પેદા કરનાર હતું; પરન્તુ આ રાજ્યમાં ક્રોધ, અહંકાર, વૈર આદિનું નામ નિશાન પણ નથી. આ રાજ્ય પ્રેમનું છે. જુઓ, આ હરણ આપની તરફ કેવી આંખો ફાડીને પ્રેમથી જોઈ રહ્યું છે! આપ જ્યારે તે રાજ્યના માલીક હતા, ત્યારે કદીપણ હરણ આ પ્રમાણે નિર્ભય રીતે આપના રાજસિંહાસન પાસે આવતું હતું ?

નાથ, તે રાજ્યમાં ગવૈયાઓ આપને કૃત્રિમ ગાયન સંભળાવતા હતા, બંદીજનો આપની અતિશયોક્તિભરી પ્રશંસા કરતા હતા, પરન્તુ આ રાજ્યમાં પક્ષીઓ આપને અકૃત્રિમ રાગ સંભળાવે છે. હવે આપ જ કહો કે, આ રાજ્યની સરસાઇ તે રાજ્ય કેવીરીતે કરી શકે? એ રાજ્યમાં જો કેટલાક માણસો આપના હિતચિંતક હતા, આપના ઉપર પ્રેમ દર્શાવતા હતા, તો કેટલાક માણસો આપના અહિતચિંતક અને આપની ઇર્ષ્યા કરનારા પણ હશે; પરન્તુ આ રાજ્યમાં તો આપની ઇર્ષ્યા કરનારા કોઇ નથી

રાણીની વાત સાંભળીને, રાજા તેણીની બુદ્ધિ તથા તેણીના ધૈર્ય

પર પ્રસન્ન થઇ ગયો. તે કહેવા લાગ્યો—તારા, તેં તો આ દશામાં પણ મને એક રાજ્યથી પણ એક મહાન્ રાજ્યનો માલીક બનાવ્યો. તું સ્ત્રી નહિ પણ એક શકિત છે. તેં મને શકિત આપી, ત્યારે જ હું તે રાજ્યને ત્યાગીને, આ રાજ્યને પ્રાપ્ત કરી શકયો છું. ખરીરીતે તો તેં મારા દુઃખની ગાંસડી લઇ લીધી. હવે મને દુઃખ નથી રહ્યું, એટલે હવે ચાલો જઇએ. રસ્તો તો ચાલવાથી જ કપાશે.

રોહિતને લઇને, રાજા-રાણી પુનઃ ચાલવા લાગ્યા. પિતાને મૂર્છિત બનીને પડી જવાથી અને માતા પિતાને વાત કરતાં જોઇને, બાળક રોહિત ભૂખ્યો હોવા છતા પણ શાતચિત્તે બેઠો હતો પરન્તુ બાળક પોતાની ભૂખ ક્યાંસુધી દબાવી શકે ? વનના ખાટાં-તૂરાં ફળોથી તેને તૃપ્તિ થઈ ન હતી; એટલે તે ફરીથી માતા-પિતા પાસે ખાવાનું માંગવા લાગ્યો.

જે દેવે, રાજાને સત્યથી ચૂકાવવાનો નિશ્ચય કર્યો હતો, તે વિશ્વામિત્રે રાજ્ય લઇ લેવાથી અને હરિશ્ચંદ્રને રાજ્યમાથી કાઢી મૂકવાથી એમ વિચારીને પ્રસન્ન થયો હતો કે, હવે હરિશ્ચંદ્ર સત્યનુ પાલન નહીં કરી શકે. પરન્તુ સત્યપાલનને માટે રાજાને આ પ્રમાણે દુઃખ સહતો જોઇ, તે આશ્ચર્યચકિત બની ગયો આ વખતે તેણે વિચાર્યું કે, પરીક્ષા તો હું લઉં ! આ વિચારથી તે એક ઘરડી સ્રીનુ રૂપ ધારણ કરી, માથા ઉપર લાડુનો થાળ મૂકી, હરિશ્ચંદ્ર અને તારાની સાથે થઇ ગયો. તે (દેવ) એક લાડુ હાથમાં લઈ, રોહિતને બતાવીને લલચાવતો હતો અને વિચારતો હતો કે, જોઇએ કે રોહિત, જે ભૂખથી વ્યાકુળ છે અને રાજા-રાણી જે પોતાના પુત્રની ભૂખથી દુઃખિત છે, તે લાડુ માંગે છે કે નહિ ? પોતાની સાથેની ઘરડી સ્ત્રી પોતાને લાડુ બતાવતી જોઇ, રોહિત પોનાની માતા સામે જોવા લાગ્યો. તારાએ રોહિતને કહ્યુ– બેટા, એવાં લાડુ તો તું હમેંશા ખાતો હતો અને હમણાં આગળ ચાલતાં બીજા પણ ખાઈશ.

માતા-પિતાનાં જ સંસ્કાર બાળકોમાં ઉતર્યા કરે છે. જેના માતા-પિતા પોતે માંગવાનું જાણતા નથી તેનાં બાળકો પણ પ્રાયઃ એવા જ થાય છે. એવા બાળકો, માગવાનું તો દૂર રહ્યું પણ કોઇ કાંઇ આપે તો પણ લેતા નથી. રોહિત બાળક છે. આજ બે દિવસથી ભૂખ્યો પણ છે, છતાં તેણે તે ઘરડી પાસે લાડુ ન માંગ્યો, તેમ તેણે પોતાની માતાને પણ ન કહ્યું કે તું માંગીને આપ.

ઘરડી-ડોસી, પોતાનો લાડુ વાળો હાથ રોહિતની સામે એવી રીતે લઇ જાય છે કે, જાણે તે તેને લાડુ આપી રહી હોય; પરન્તુ જેમ કોઇ તિરસ્કૃત વસ્તુ તરફ કોઇ નજર સરખી કરતું નથી, તેમ રોહિતે પણ માતાની વાત સાંભળ્યા પછી તે તરફ જોયું નહિ. હરિશ્ચંદ્ર કે તારાએ પણ તે ઘરડી-ડોસી-ને કહ્યું નહિ કે, તું મારા ભૂખ્યા બાળકને એક લાડુ આપ. તારા મનમાં ને મનમાં એમ અવશ્ય કહે છે કે, આ ઘરડી-ડોસી-રોહિતને આ-શ્વાસન આપવા માટે ઠીક આવી તેના આવવાંથી મારા બાળકનો માર્ગ પણ સુગમ બની ગયો અને તે પોતાના ભૂખના દુઃખને કેટલેક અંશે ભૂલી ગયો.

રોહિત, રાજા અને રાણીની આવી દૃઢતા જોઇ, ઘરડી ડોસીના સ્વરૂપ-ધારી દેવ નિરાશ બની, પોતાનું મુખ ફેરવી બીજી તરફ ચાલવા લાગ્યો.

રાજા, રાણી અને રોહિત કાશીમાં ગંગા તટે પહોંચ્યા. ગંગાનો જળપ્રવાહ જોઈ તેને અપૂર્વ આનંદ થયો. અને એ પ્રવાહ સાથે પોતાની તુલનાં કરતાં પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યા કે, "હે પ્રભો ! અમારો પ્રવાહ પણ ગંગાના પ્રવાહની જેમ સદૈવ નિર્મળ અને અસ્ખલિત રાખજે."

ગંગાના પ્રવાહને જોઇ રાજા કહેવા લાગ્યો કેઃ—"હે ગંગે ! તું હિમાલયમાંથી નીકળીને સમુદ્રમાં જઇ રહી છે, નથી તો તું કોઇના પાછા વળવાથી પાછી વળતી કે, નથી તું કોઇના સ્ખલિત કરવાથી સ્ખલિત થતી બલકે, જે કોઇ તારા પ્રવાહને રોકે છે, તેનો તું સતત

વિરોધ કરે છે. તારો પ્રવાહ શાંત છે, તેની વચ્ચે ક્યાંય પણ વિષમતા નથી. તારી જ માફક હું પણ સંસારરૂપી હિમાલયમાંથી નીકળીને, પરમાત્મારૂપી સમુદ્રમાં જવા ઇચ્છું છું. જેમ તારા જળની ધારા પાછી ફરતી નથી, તેમ મારે પણ મારા સત્યની ધારા પાછી ફરવા ન દેવી જોઈએ અને એ ધારામાં વિઘ્ન કરનાર અસત્યનો નિરંતર વિરોધ કરતાં, સમવેગથી ધારાને ચલાવવી જોઇએ; અત્યારસુધી તો હું મારા કર્ત્તવ્ય ઉપર સ્થિર રહ્યો છું અને આશા છે કે, આગળ પણ દૃઢ રહીશ.

ગંગે ! તું જે પ્રદેશમાં થઇને નીકળી છે તે પ્રદેશોને જલધારાદ્વારા આનંદિત કરતી અને ત્યાંનાં લોકોને સુખી કરતી નીકળી છે. હું પણ અયોધ્યાથી કાશીમાં આવ્યો છું; પરન્તુ ત્યાંના લોકોને હું શી શાન્તિ આપી શકીશ. તે કહી શકતો નથી"

અહીં રાણી કહે છે—"હે ગંગે ! તારૂં નામ પણ સ્ત્રીવાચક છે. અને હું પણ સ્ત્રીઓમાંની એક છું. હું હવે મારી તથા તારી તુલના કરૂં છું.

જે પ્રમાણે તું હિમાલયથી નીકળીને સમુદ્રમાં જાય છે, તે જ પ્રમાણે અમે સ્ત્રીઓ પણ પિયરને છોડીને, સાસરે જઇએ છીએ. જેમ તું તારા એક સમુદ્રને છોડીને બીજામાં જવાનો વિચાર કરતી નથી, તેમ અમે પણ એક સાસરીને છોડીને, બીજામાં જવાનો વિચાર કરતી નથી. જેવી રીતે તું સમુદ્રમાં જઇને મળી જાય છે, તેવી જ રીતે અમે સાસરીયામાં જઇને મળી જઇએ છીએ. જેમ તું તારા ઉત્પત્તિ-સ્થાન ઉપર તો કલકલ કરે છે, પરન્તુ સમુદ્રમાં પહોંચીને શાંત અને ગંભીર બની જાય છે, તેમ અમે પણ પિયરમાં તો કલકલ (કલ્લોલ) કરીએ છીએ, પરન્તુ સાસરામાં શાંત અને ગંભીર બની જઇએ છીએ. જેવી જ રીતે તારી એક ધારા હોવાથી તું પવિત્ર કહેવાય છે તેવી જ રીતે અમારામાં પણ જેઓ પોતાની એક ધારા રાખે છે, તેઓ પવિત્ર

કહેવાય છે. જે પ્રમાણે તું નિઃસ્વાર્થભાવે સમુદ્રમાં જાય છે, તે જ પ્રમાણે અમે પણ નિઃસ્વાર્થભાવે સાસરે જઈએ છીએ. જેમ તું અવિરામ વહેતી અને એ પ્રવાહમાં વિઘ્ન કરનારનો વિરોધ કરતી રહે છે, તેમ અમે પણ પતિસેવા તથા તેમના હિતચિંતનમાં મશગૂલ રહેતી અને તેમાં વિઘ્ન કરનારા વિષયોનો વિરોધ કરીએ છીએ. જેમ તું તારા પ્રવાહને રોકનારા પહાડોને તોડી પાડે છે, તે જ પ્રમાણે અમે પણ અમારા પતિહિતના પ્રવાહને રોકનારાં સુખોને તોડી પાડીએ છીએ. ગંગે! હવે કહે, કે એમ કરવું એ તેં અમે-સ્ત્રીઓ પાસેથી શીખ્યું છે કે અમે-સ્ત્રીઓએ તારી પાસેથી શીખ્યું !

ગંગે ! જો મેં કોઈ અહંકારની વાત કહી હોય, તો મને ક્ષમા કરે. ક્ષમા ઉપરાંત હું તારી પાસે એક બીજું માંગું છું. કે મારી જે ધારા આ વખતે ચાલી રહી છે, તે અંતસુધી એવીને એવી જ રહે."

આ પ્રમાણે પતિ-પત્નીએ ગંગા સાથે પોતાની તુલના કરી અને પછી તેઓ ત્યાંથી ઉઠીને ધર્મશાળામાં આવ્યા.

ધર્મશાળા બનાવવાનો હેતુ તો એ હોય છે કે, જે દીન-દુઃખી લોકો, કે જેમને માટે રહેવા માટે કોઈ સ્થાન હોતું નથી અને જેઓ પોતાનો બીજો કોઈ પ્રબંધ કરી શકતા નથી, તેમને જ તેમાં રહેવા દેવામાં આવે; પરન્તુ આજકાલ સાંભળવામાં આવે છે કે, પ્રાયઃ કોઈ મોટા માણસના આગમનથી કે તેના આગમનની સૂચના મળવાથી, ધર્મશાળામાંથી ગરીબોને કાઢી મુકવામાં આવે છે અને ધનવાનોને માટે આખી ધર્મશાળા અથવા તેનો અમુક ભાગ સુરક્ષિત રાખવામાં આવે છે, પરન્તુ જે ધર્મશાળાઓમાં આવું બને છે, તે ધર્મશાળાઓ વસ્તુતઃ ધર્મશાળા નથી, બલકે ધનવાનોની વિલાસશાળા છે.



# પ્રકરણ ૧૭ મું

## કા શી માં

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु, लक्ष्मीःसमविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा, न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

નીતિનિપુણ મનુષ્યની ભલે કોઈ નિંદા કરે કે, સ્તુતિ કરે; લક્ષ્મી આવે અથવા સ્વેચ્છાનુસાર ચાલી જાય. ભલે આજે જ મૃત્યુ થઇ જાય અથવા યુગાન્તરે મૃત્યુ થાય, પરન્તુ ધીરપુરૂષો ન્યાયમાર્ગથી એક પગલું પણ ખસતા નથી.

ઉપર જે શ્લોક કહ્યો છે, તે જ પ્રમાણે હરિશ્ચંદ્ર, તારા અને રોહિત બે દિવસથી ભૂખ્યા હોવા છતાં, તથા પાસે એક પૈસો ન હોવા છતાં પણ, કોઇની પાસે ભીખ માંગવાનો અથવા અનુચિત રીતે પોતાની ક્ષુધા મટાડવાનો વિચાર સરખો પણ કરતા નથી. આ પ્રમાણે કષ્ટ સહન કરીને પણ નીતિને ન છોડવાથી જ, અનેક યુગ વીતી જવા છતાં પણ લોકો હરિશ્ચંદ્ર અને તારાની પ્રશંસા કરે છે તથા તેમના ચરિત્રનું પઠન-શ્રવણ કરે છે.

રોહિતને લઇને રાજા-રાણી ધર્મશાળામાં આવ્યા. ધર્મશાળાના વ્યવસ્થાપક, દીનવેશધારી રાજા રાણીને જોઇ આશ્ચર્યચકિત બન્યો અને વિચારવા લાગ્યો કે, આ ધર્મશાળામાં અનેક સ્ત્રી-પુરૂષો, ધનવાન અને નિર્ધન આવ્યા, પરન્તુ આવા સુંદર અદ્યાપિ કોઈ જોવામાં આવ્યા નથી. શું સૌંદર્ય જ મનુષ્ય સ્વરૂપ ધારણ કરીને નથી આવ્યું ને? એમ વિચારી તેણે રાજાને પૂછ્યું કે, આપ કોણ છો અને અહીં શા કામ માટે પધાર્યા છો?

રાજા—અમે ગરીબ મજુરો છીએ. આજીવિકા મેળવવા માટે

અહીં આવ્યા છીએ અને આ ધર્મશાળામાં રહેવા ઇચ્છીએ છીએ. અમને થોડીક જગ્યા આપો તો અમે અહીં રહી શકીએ !

વ્યવસ્થાપક–તમને જેટલી જગ્યાની જરૂર હોય તેટલી ખુશીથી લઈ લો.

હરિશ્ચંદ્ર––અમે ગરીબ છીએ; એટલા માટે અમે વધારે જગ્યા પર અમારો હક્ક કરવા ઇચ્છતા નથી. અમને તો એક નાનકડી ઓરડી આપો અને તેનું ભાડું કહો.

વ્યવસ્થાપક—ભાડું અહીં તો કોઇ પાસેથી લેવામા આવતું નથી, તેમ કોઇ ભાડુ આપીને રહેનાર પણ આવતુ નથી આ તો ધર્મશાળા અહીં ગરીબોને રહેવા માટે જગ્યા પણ આપવામાં આવે છે અને ભોજન પણ આપવામાં આવે છે.

રાજા—જો એમ છે અને અમને આ ધર્મશાળમાં ભાડે કોઇ જગ્યા મળી શકતી નથી, તો પછી અમે કોઇ બીજી જગ્યા શોધી લઇશું; ભાડું આપ્યા વગર તો અમે રહી શકીએ નહિ

વ્યવસ્થાપક—તમે જ્યારે ગરીબ છો, તો પછી ભાડું ક્યાંથી આપશો? અને જો ભાડું આપીને રહેશો, તો શું અહીંનું ભોજન પણ નહિ લો.

હરિશ્ચંદ્ર—હું અહિંનું ધર્માદા અર્થે મળતું ભોજન પણ નહીં લઇ શકું, ભાડું આપ્યા વગર રહી પણ નહિ શકું. હું જેવી રીતે મારૂં ઉદરપોષણ કરીશ, તેવી જ રીતે ભાડું પણ આપીશ.

વ્યવસ્થાપક—એમ કેમ ?

રાજા—એટલા માટે કે હું ગરીબ છું, પરન્તુ ભિખારી નથી.

વ્યવસ્થાપક—શું ? તમારા સ્ત્રી-પુત્ર પણ અહીં નહિ જમે ?

રાજા—નહિ

વ્યવસ્થાપક—પુત્ર તો હાલ બાળક છે, તેને ભોજન કરવા દેવામાં શી હરકત છે ?

રાજા—એક સમયની ભિક્ષાનું અથવા ધર્માદાનું અન્ન પણ સંસ્કારોમાં પરિવર્તન કરી નાંખે છે.

. રાજાની વાત સાંભળી, વ્યવસ્થાપક ઘણો જ પ્રસન્ન થયો. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો, કે જો કે આ છે તો ગરીબ, પરન્તુ છે કોઈ નીતિજ્ઞ અને સરળ પુરૂષ તેઓને પોતાની ધર્મશાળામાંથી જવા દેવાનું તેને ઉચિત ન લાગ્યું અને એક નાનું સરખું મકાન બતાવીને તેનું ભાડું પણ કહી દીધું. સ્ત્રી-પુત્ર સહિત રાજા, તે નાની ઓરડીમાં ગયો. રાજાએ તારાને કહ્યું—તમે જ્યાંસુધી આ ઓરડીને વાળી ચોળીને સાફ કરો, ત્યાંસુધીમાં હું નગરમાં ઉદ્યોગ કરીને કાંઇક ભોજન-સામગ્રી લઇ આવું ?

જે રાજાને ત્યાં હંમેશાં હજારો મજુરો કામ કર્યા કરતા હતા, તે જ રાજા, મજુરોના ટોળામાં મળી જઇને, મજુરી કરી રહ્યો છે અને જે રાણી હંમેશાં હજારો દાસ–દાસીઓ પર આજ્ઞા કરતી હતી, તે જ આજે પોતાના હાથથી ઝાડું કાઢી રહી છે. જો કે બનેય જણા એ કામ કરી રહ્યા છે, કે જે કરવાનો આજસુધીમાં પ્રસંગ આવ્યો ન હતો, તો પણ બંનેય પ્રસન્ન છે અને વિચારી રહ્યા છે કે, અમે સત્યને માટે તપસ્યા કરી રહ્યા છીએ.

વાત વાતમાં રાણીએ કોટડી વાળી-ચોળીને સાફ કરી દીધી અને આજુબાજુની દુકાનેથી ભોજન બનાવવા માટે ભાડેથી વાસણ પણ લઈ આવી. આ પ્રમાણે કર્યા પછી તે વિચારવા લાગી કે, પતિ નગરમાં ઉદ્યોગ કરીને ભોજન સામગ્રી લેવા ગયા છે, પરન્તુ તેઓ આ વખતે મજુરી સિવાય બીજું શું કરશે ? તેઓ મજુરી કરીને લાવશે, ત્યારે હું ભોજન બનાવીને આપીશ, એમાં મારી વિશેષતા શું ? તેઓ બે દિવ-સના ભૂખ્યા છે, છતાં પણ મજુરી કરવા ગયા છે અને તેઓ મજુરી કરીને લાવે ત્યારે હું બનાવું ત્યાંસુધી તેઓ ભૂખ્યા રહે ! વળી જ્યાં-સુધી પતિ મજુરી કરીને કાંઈ લાવે ત્યાંસુધી મારે અહીંઆ એમ ને એમ બેસી રહેવાનું ! તો પછી જ્યારે તેઓ મજુરી કરવા ગયા છે, તો મને મજુરી કરવામાં શી હરકત છે ! હું તો તેમની અર્ધાંગના છું

અત્યાર સુધી તેઓ રાજા હતા, ત્યારે હું રાણી હતી. હવે તેઓ મજુર છે, તો હું પણ મજુરણ છું. મારૂં સ્ત્રીત્વ ત્યારે જ સાર્થક છે, કે જ્યારે હું તેમને આવતા વેંત જ ભોજન પીરસી દઉં.

આ પ્રમાણે વિચાર કરીને, રાણી પાડોશમાંની સ્ત્રીઓની પાસે જઇને કહેવા લાગી કે, આપ લોકોને ત્યાં જો કાંઈ મજુરીનું કામ હોય તો કૃપા કરીને મને બતાવો તારા તથા રોહિતના રૂપસૌંદર્યને જોઇને અને તેની વાત સાંભળીને, તે સ્ત્રીઓનું હૃદય ભરાઇ આવ્યું. તેઓ પરસ્પર કહેવા લાગી કે, આ છે તો કોઇ સરળ સ્ત્રી, પરન્તુ લાગે છે તો દુઃખી તેમાંની એક સ્ત્રીએ રાણીને પૂછયું કે, તમે કોણ છો અને શું શું કામ કરી શકો છો ?

રાણી—હું મજુરણ છું. દળવું, ખાંડવું, વાસણ માંજવાં, કપડાં ધોવાં વગેરે બધું કામ જાણું છું અને દરેક કામ સારૂં તથા ઘણી જલ્દીથી કરી શકું છું.

તારાની આ હકીકતે, તે સ્ત્રીઓના હૃદયમાં વધારે કરૂણા ઉત્પન્ન કરી. તેઓ કહેવા લાગી કે, તમે મજુરણ તો નથી જણાતા, પણ હા, કદાચ દુઃખના માર્યા ભલે મજુરી કરવા નીકળ્યા હો. તમને મજુરી કરાવવી એ અમને ઉચિત નથી લાગતું એટલે અમે તમને જે જોઇએ તે આપીએ છીએ.

રાણી—આપની દૃષ્ટિમાં જો હું સન્માનને યોગ્ય છું, તો આપ મને ભિખારણ ન બનાવો અને કોઈ મજુરીનું કામ આપવાની કૃપા કરો. જો કોઇ કામ ન હોય તો ના કહો, જેથી મને મોડું ન થાય. કેમ કે હું પોતે પણ ખી છું તથા બાળક પણ ભૂખ્યું છે. મોડું કરવાથી અમને ભોજન બનાવવામાં પણ વિલંબ થશે, તેનું પરિણામ એ આવશે કે અમારે વધારે વખત સુધી ભૂખ સહન કરવી પડશે. હું મજુરી કર્યા વગર તો આપ લોકોની પાસેથી કાંઇ પણ લઈ શકું નહિ !

સ્ત્રીઓએ જ્યારે સમજી લીધું કે, આ એમને એમ કાંઈ નહિ લે ત્યારે તેઓએ તારાને કાંઇક કામ આપ્યું. તારાએ એ કામને એટલું ત્વરાએ અને કુશલતાપૂર્વક કર્યું કે, સઘળી સ્ત્રીઓ તારાની કાર્ય કુશલતા ઉપર મુગ્ધ બની ગઇ, તેઓએ તારાને મજુરી આપી. મજુરી લઇને તારાએ ભોજન બનાવવાની સામગ્રી ખરીદી અને જલદીથી ભોજન બનાવીને રોહિતને પીરસ્યું. હંમેશ મુજબ રોહિત, માતાને કહેવા લાગ્યો, કે તું પણ ભોજન કર; પરન્તુ તારાએ તેને સમજાવ્યો કે, તારા પિતા આવી જશે એટલે હું પણ ભોજન કરીશ. તારાના સમજાવવા-ફોસલાવવાથી રોહિતે ભોજન કર્યું.

રોહિતને ભોજન કરાવીને, રાણી બારણામાં બેસી, પતિની રાહ જોવા લાગી. બીજી તરફ રાજા પણ મજુરી મળતાં જ, ભોજન બનાવવાની સામગ્રી ખરીદીને, 'સ્ત્રી અને બાળક ભૂખ્યા છે' એ વિચાર કરતો સ્વસ્થાને આવ્યો. રાજાનું આગમન થતાં જ રાણીએ કહ્યું—નાથ, ભોજન કરો. રાજા આશ્ચર્યથી પૂછવા લાગ્યો કે, ભોજન બનાવવાની સામગ્રી લઇને તો હું હમણાં જ ચાલ્યો આવું છું; તમે ભોજન ક્યાંથી બનાવ્યું?

રાણી—પ્રભો, એ વાત આપ ભોજન કર્યા પછી પૂછો. હાં, હું આપને એ વિશ્વાસ આપું છું કે, આ ભોજન ન્યાયોપાર્જિત છે અન્યાયોપાર્જિત નથી.

રાણીએ વિશ્વાસ આપવાથી, રાજાએ ભોજન કર્યું. રાજાએ થોડુંક ભોજન કરીને રાણીને પૂછ્યું—પ્રિયે, હવે કહો કે આ ભોજન બનાવવાની સામગ્રી તમે ક્યાંથી અને કેવી રીતે મેળવી? મને આશ્ચર્ય થાય છે કે, તમે આટલા જ વખતમા સામગ્રી કેવી રીતે મેળવી લીધી કે જેથી ભોજન બનાવી નાંખ્યું!

રાણી—પ્રભો, આપ આ ભોજન બનાવવાની સામાગ્રી ક્યાંથી લાવ્યા છો?

રાજા—એ તો હું મજુરી કરીને લાવ્યો છું.

રાણી—મજુરની સ્ત્રી પણ મજુરણ જ હોય છે. આપ જ્યારે મજુરી કરવા ગયા હતા, તો પછી શું મને મજુરી કરવામાં કાંઇ શરમ આવે ખરી ! જેવી રીતે આપ મજુરી કરીને લાવ્યા છો, તેવી જ રીતે હું પણ મજુરી કરીને લાવી છું. આપને જ્યારે અન્યાયવૃત્તિ પ્રિય નથી, તો મને તે શું પ્રિય હોઈ શકે ? જેમ આપ અન્યાયવૃત્તિથી ભોજન-સામગ્રી લાવ્યા નથી, તેમ હું પણ અન્યાયવૃત્તિથી લાવી નથી. આપની લાવેલી ભોજનસામગ્રી બાકી રહેશે. ગૃહસ્થીનું કર્ત્તવ્ય છે કે, અલ્પસંચય કરે, તો આપણે ત્યાં પણ થોડામાં થોડી એક બે ટંકની ભોજનસામગ્રી તો બાકી રહેવી જોઇએ, સ્વામી ! હવે આપણને કોઇ જાતનું કષ્ટ નહિ થાય. શું આપ અને હું ઉભય મળીને, પોતાનું પેટ ભરવા માટે પણ કમાઇ નહિ શકીએ ?

રાણીની વાત સાંભળીને રાજાને સંતોષ થયો. તે આશ્ચર્યપૂર્વક કહેવા લાગ્યો—તારા, તમે તો ગજબ કર્યો. તમારા જેવી સ્ત્રી મેળવીને હું કૃતાર્થ થયો.

જે રાજા અને રાણી, થોડાં જ દિવસો પહેલાં; રાજ્યવૈભવમાં સારાં સારાં ભોજનોમાં અને મહેલોના નિવાસમાં સુખી હતા, તે અત્યારે ગરીબીપૂર્ણ જીવનમાં લૂખાં-સૂકાં ભોજનમાં અને ધર્મશાળાની એક નાની ઓરડીમાં જ સુખ માને છે. જેનાં કાર્યોમા હજારો મજુરો કામે લાગતા હતા, તે પોતે જ આજે મજુરી કરે છે અને એમ મજુરી કરતાં છતાં પણ પોતે પોતાને સુખી સમજે છે. આ ગરીબીને દૂર કરવા માટે, કોઈ અન્યાયપૂર્ણ કામ કરવાની કદી સ્વપ્નમાં પણ તેઓ ઇચ્છા રાખતા નથી. એટલા માટે નીતિકારોએ કહ્યું છે કે, ધીર મનુષ્ય ભલે ગમે તેવી પરિસ્થિતિમાં હોય, તો પણ તેઓ કદી પણ ન્યાયમાર્ગ છોડતા નથી અસ્તુ.

રાજા અને રાણી, આ પ્રમાણે મજુરી કરીને સુખપૂર્વક દિવસો વીતાવવા લાગ્યા. રાણી, પોતાના ગૃહકાર્યથી નિવૃત્ત થઈને પાડોશીના ઘરમાં મજુરી કરવા જતી અને રાજા વહેલી સવારે જઇને મજુરોના

દળમાં મળી જતો. રાજા અને રાણીને જોઈને લોકો આશ્ચર્ય પામતા અને વિચારતા કે આ કોણ છે? પરન્તુ ન તો કોઇ તેમને ઓળખી શકયા કે, ન તો તેમણે કોઇને પોતાની ઓળખાણ આપી. પોતાના દળમાં એક નવા મજુરને જોઇ મજુર લોકો પણ અંદરો અંદર આશ્ચર્ય પામી ગુપ્ત વાત કરતા હતા કે, આ વિચિત્ર મજુર કોણ છે? તેનું લલાટ કેટલું ભવ્ય છે, હાથ કેવા લાંબા છે, છાતી કેટલી પહોળી છે અને શરીર કેટલું સુંદર અને સુડોળ છે! આ કોઈ દેવ તો નથી, કે જે મજુરના વેશમાં આપણા સાથે કાંઇ પ્રપંચ કરવા આવ્યો હોય? આ મજુરીનું સઘળું કામ જાણે છે, પણ તેની પાસે મજુરી કરવાનાં કાંઇ ઓજાર નથી. મજુરોમાંથી એક મજુરે સાહસ કરીને રાજાને પૂછ્યું કે, મહાશય, અમે તમારી ઓળખાણ મેળવવા માંગીએ છીએ.

રાજા—ભાઈ, જેવા મજુર તમે છો, તેવો જ મજુર હું પણ છું. મજુરોની વધારે ઓળખાણ શી? આપણે બધાએ તો આપણી મજુરીના કાર્યનું ધ્યાન રાખીને, પરસ્પર હળીમળીને રહેવું જોઇએ.

રાજાનો આ જવાબ સાંભળીને તેને બીજું કાંઇ પૂછવાનું કોઇને સાહસ જ ન થયું.

રાજાને, જે માણસ પોતાને ત્યાં મજુરી પર લઇ જતો, તે પણ તેના કાર્યથી પ્રસન્ન રહેતો. મજુરીના જેટલાં જેટલાં કામો હોય, તે બધાં રાજા જાણતો હતો. પહેલાનાં માણસો પોતાનાં સંતાનોને એટલા માટે તમામ કાર્યો શીખવતા હતા કે, કોઇપણ વખતે કે ગમે તેવી સ્થિતિમાં પણ તેઓ ભૂખે ન મરે.

મજુરો સાથે રાજાને સારો પ્રેમ થઇ ગયો. રાજા તેમને સારી શીખામણ આપતો તેમ જ શક્તિ અનુસાર તેમને સહાય પણ કરતો. આ પ્રમાણે બધા મજુરો તેના અનુયાયી બની ગયા અને મહારાજા હરિશ્ચંદ્રનું આ મજુરો પર એક નાનું સરખું રાજ્ય થઇ ગયું,



# પ્રકરણ ૧૮ મું

## ઋણ-ચિંતા

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभंगेऽप्यसुकरं ।
त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः ॥
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां ।
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १ ॥

સત્પુરૂષોને માટે આ તલવારની ધાર જેવું કઠણ વ્રત કોણે બતાવ્યું છે! જેઓ પ્રાણ જતાં પણ મલિન અને પાપકર્મ કરતાં નથી; પણ ન્યાયોપાર્જિત આજીવિકા જ જેમને પ્રિય છે, તેઓ દુષ્ટોથી, અથવા અલ્પ ધનવાળા સજ્જનોથી પણ યાચના કરવાનું તો જાણતા જ નથી. જ્યારે આપત્તિ માથે આવી પડે છે, ત્યારે તેઓ ગભરાતા નથી, પણ હંમેશાં ઉચ્ચ પદનો જ વિચાર કરે છે અને ઉચ્ચતાના જ અનુગામી બને છે.

એક તો આજે એવા લોકો છે કે, જેઓ કરજ લઇને આપવાની શક્તિ હોવા છતા પણ આપતા નથી—અથવા તો એમ કહી દે છે કે, અમે તો લીધું જ નથી અથવા દેવાળું કાઢે છે—અને એક હરિશ્ચંદ્ર છે કે જેણે વિશ્વામિત્ર પાસેથી કરજ લીધું નથી, પણ માત્ર જીભથી દક્ષિણા આપવાનું વચન આપ્યું છે; તો પણ તેને આપવાની ચિંતા છે. આ તફાવતનું કારણ એ છે કે, આજના લોકોએ તો અન્યાયવૃત્તિને પોતાનું સાધન માની લીધું છે, પરન્તુ હરિશ્ચંદ્રને ન્યાયવૃત્તિ જ પ્રિય હતી.

મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા જો કે મજુરી કરે છે, છતાં આનંદપૂર્વક દિવસો વ્યતીત કરે છે. ભોજનાદિમાં તેમને કોઇ જાતનું દુઃખ થતું નથી; પરન્તુ વિશ્વામિત્રનું ઋણ તેમને જંપવા દેતું

નથી. તેની પાસે એક હજાર સુવર્ણમહોરોને બદલે એક પૈસો પણ નથી. જ્યારે આજના મનુષ્યો, પાસે હોવા છતાં પણ લીધેલું ઋણ આપવાનો ઇન્કાર કરે છે; ત્યારે હરિશ્ચંદ્ર પોતાની પાસે કાંઇ પણ ન હોવા છતાં, પણ ઋણમુક્ત બનવા માટે ચિંતાતુર છે. જો તે ધારત, તો પોતાના વચનદાનની રકમ આપવાનો ઇન્કાર કરી દેત, પરન્તુ તે સત્યવાદી હતો. સત્યવાદી માણસ, મોઢે કહેલી વાત પૂરી ન કરવાનું જાણતા જ નથી. એટલા માટે તેને આ કરજની પૂરી ચિંતા છે. જો કે, કરજની ચિંતા રાજા અને રાણી બંનેને છે. પણ રાણીએ પોતાની ચિંતા દબાવી રાખી છે, જ્યારે રાજાની ચિંતા તેની આકૃતિ પર પણ પોતાનો પ્રભાવ દર્શાવે છે. આ ચિંતાથી તે હમેશાં વ્યાકુળ રહે છે. એક દિવસે આ ચિંતાગ્રસ્ત દશામાં રાજાને નિદ્રા આવી ગઈ. થોડીક વાર પછી તે નિદ્રામાંથી એકદમ ચોંકીને જાગી ઉઠ્યો અને ફરી ચિંતા-સાગરમાં નિમગ્ન થઈ ગયો. પતિને આ પ્રમાણે ચોંકેલા જોઇ, રાણીએ તેને ચોંકવાનું કારણ પૂછ્યું, હરિશ્ચંદ્ર કહેવા લાગ્યો–પ્રિયે, વિશ્વામિત્રનું કરજ મારા માથે લદાયેલું છે. તે ભાર મને કોઇ વખતે શાન્તિ લેવા દેતો નથી.

જ્ઞાની સમક્ષ જ્યારે કોઇ પોતાનું દુઃખ કહેવા લાગે છે, ત્યારે જ્ઞાની, તે દુઃખીના દુઃખને સાન્ત્વન અને ધૈર્ય આપીને ઓછું કરી દે છે, પરન્તુ મૂર્ખ લોકો તે દુઃખને ઊલટું વધારે છે. ઘણા લોકો એવા પણ સાંભળવામાં આવે છે કે, કોઇ પોતાની દુઃખકથા તેમને કહેતું હોય, તે પ્રત્યે સહાનુભૂતિ આપવાનું તો દૂર રહ્યું, પણ પોતે જ પોતાનું દુઃખ રડવા લાગે છે અથવા બિનજરૂરી ઉપદેશ દેવા માંડે છે. પણ તારા બુદ્ધિ-માન હતી, તેણીએ એવે વખતે પતિને ધૈર્ય આપવાનું જ ઉચિત માન્યું.

પતિની વાત સાંભળીને, તારા કહેવા લાગી—નાથ, આપ કરજની ચિંતા શા માટે કરો છો? જેવું કરજ આપના માથે છે, તેવું જ કરજ મારા માથે પણ છે, તો પછી આપ એકલા ચિંતા કેમ કરો છો? કોઇને કોઈ પ્રકારે આપણે ઋણથી પણ મુક્ત થઇ જઇશું.

હરિશ્ચંદ્ર—પણ ઋણથી કેવી રીતે મુક્ત થઈ શકીએ ? આપણી આવક તો માત્ર બહુ થોડી છે, કે જેમાંથી આપણો ફક્ત નિર્વાહ જ થઇ શકે. પછી એક હજાર સુવર્ણમહોરો ક્યાંથી આવશે કે જેથી ઋણ ચૂકવી શકાય ?

તારા—સ્વામી, આપ જ્યારે અયોધ્યાથી ચાલ્યા હતા, ત્યારે આપની પાસે ખાવા વાસ્તે કાંઇપણ ન હતું તેમ એ આશા પણ ન હતી કે, કાશીમાં આપણને કાંઇ મળી જશે. છતાં અહીં આપનું કામ કેવી રીતે ચાલી રહ્યું છે કે આપ પણ ભોજન કરો છો અને—ગૃહસ્થ-ઓના કર્ત્તવ્યનું પાલન કરતાં થકાં—અતિથિસત્કાર પણ કરો છો !

રાજા—ઉદ્યોગથી.

તારા—જે ઉદ્યોગથી ખાવાનું મળી રહ્યું છે તે ઉદ્યોગથી ઋણ પણ અપાશે આપ ચિંતા કેમ કરી રહ્યા છો.

રાજા—એ તો હું પહેલાં જ કહી ચૂકયો છું કે, ઉદ્યોગદ્વારા આપણી જે આવક છે તે એટલી નથી કે, જેમાંથી જીવનનિર્વાહ પણ ચાલી શકે અને ઋણમુક્ત પણ બની શકાય. પછી શા આધારે ચિંતા ન કરૂં ?

તારા—પ્રભો ! જો આપણી દાનત સાચી છે, જો આપણે સત્ય પર અટલ છીએ, જો આપણને કરજ ચૂકવવાની સાચી ચિતા છે, તો અવસ્ય ઋણ ચૂકવાઇ જશે, આપ ધીરજ રાખો. જેઓ કરજ ચુકવવામાં ઉદાસીન છે, તેમનું જ કરજ ચૂકવાતું નથી આપ તે માટે ચિંતાતુર છો, એટલે આપ તો જરૂર ઋણમુક્ત થઇ જશો.

રાણીની વાત સાંભળીને, રાજાને ધીરજ મળી. કેટલાંક દિવસો સુધી તો રાજા-રાણી એ રીતે પોતાનાં કાર્યમાં પ્રવૃત્ત રહ્યા, પરન્તુ મુદતના થોડાક દિવસો બાકી રહેતાં રાજાને પુનઃ ઋણની ચિંતાએ ઘેરી લીધી. આજે રાજાએ વિચાર્યું કે, કોઇપણ ભોગે ઋણમુક્ત બનવું જોઇએ. તે દિવસે તે મજુરી કરવા ન ગયો અને પોતે કોઇને ત્યાં

નોકર રહીને, તે બદલ ઋણુની મહેરો લેવાના વિચારથી બજારમાં ગયો. ત્યાં તે એક મોટી દુકાન પર જઇને ઉભો રહ્યો અને દુકાનના એક ચાકરને કહ્યું કે, મારે શેઠને કાંઈક કહેવાનું છે. ગરીબવેશધારી રાજાને પહેલાં તો તે ચાકરે કાંઇ મચક ન આપી, પણ રાજાએ વધારે વિનય-વિવેક કરવાથી તેણે શેઠને કહ્યું કે, એક મજુર આપની સાથે કાંઇ વાત કરવા માગે છે.

જે મજુરોની કમાઇ ઉપર ધનવાનોનાં જીવન નિર્ભર છે, જે શ્રમજીવીઓ પોતે નાના રહીને પણ બીજાને મોટા બનાવે છે, તે જ શ્રમજીવીઓની વાતને તેમના જ વડે મોટા બનેલાં લોકો પ્રાયઃ સાંભળતા જ નથી. તેઓ તે શ્રમજીવીઓ પ્રતિ તિરસ્કારભરી દૃષ્ટિએ જુએ , તેમના દુઃખ ઉપર કોઇ ધ્યાન આપતું નથી; બલકે વધારે કહેવા-સાંભળવાથી તેમની સાથે તેઓ અસભ્યતાભર્યો વ્યવહાર સુદ્ધાં કરી નાખતાં સંભળાય છે. તેઓ ધનના મદમાં અંધ બની જાય છે. એવા જ મનુષ્યોને ઉદ્દેશીને એક ઉર્દુ કવિ કહે છે કેઃ—

नशा दौलतका बद अतबारको जिस आन चढ़ा,
सर पे शैतान के एक और शैतान चढ़ा ॥

અર્થાત્—અનુભવશૂન્ય અને ક્ષુદ્રહૃદય મનુષ્ય ઉપર જે ક્ષણે સંપત્તિનો નશો (ઘેન) ચડી જાય, એ વખતે સમજો કે શેતાનના માથા ઉપર એક બીજો શેતાન ચડી ગયો.

જે અવિવેકી મનુષ્ય, સંપત્તિ મેળવીને ધનાંધ બની જાય છે, તે એ શ્રમજીવીઓની અપેક્ષા કયારે કરે છે કે જેઓએ તેને માટે બનાવ્યો છે, અને જેઓ પોતે ગરીબ રહીને, દુઃખ વેઠીને, ફાટયાં-તૂટયા કપડાં પહેરીને પણ તેને ધનવાન બનાવે છે તથા સારી સારી ભોજન સામગ્રી તથા સારાંસારાં કપડાં આપે છે! જો કે તે સર્વથા અનુચિત છે કેમકે ગરીબો પર દયા ન કરવી, પોતાના ઉપકારીને ઉપકાર ન માનવો, એ

મનુષ્યોચિત કાર્ય નથી, પરન્તુ ધનના મદમાં તેને પોતાના કર્ત્તવ્યનું ધ્યાન રહેતું નથી ધનનો નાશ થવાથી જ્યારે તે પણ તે જ શ્રેણીમાં આવી જાય છે, ત્યારે તેને પોતાની ભૂલ માલુમ પડી હોય, કે ગમે તે હોય પણ તે શ્રમજીવીઓ સાથે સારી રીતે પ્રેમ દર્શાવવા લાગે છે, પરન્તુ તે પહેલા જ જો તે ધનવાન આ વાતને સમજી લે, તો આવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ તેને માટે કેમ આવે? અસ્તુ

મજુરવેશધારી રાજા વાતચીત કરવાનું એ ધનાંધ શેઠને ક્યાં ઉચિત લાગતું હતું? તેણે રાજા તરફ જોઇને પોતાના કાર્યકર્ત્તાઓને કહી દીધુ કે, આને કોઇ મજુરીનું કામ હોય તો આપી દ્યો.

રાજા—હું મજુર તો છુ જ અને મજુરી કરવાનો મારો ધંધો જ છે. પરન્તુ આ વખતે હું મજુરીને માટે આવ્યો નથી. હું આપની સાથે એક એવી વાત કરવા ઇચ્છું કે, જેમાં આપને પણ લાભ છે અને મારો પણ લાભ છે.

શેઠે વિચાર્યું કે આ મજૂર મારા લાભની શી વાત બતાવી શકે તેમ છે અને એની સાથે વાત કરવામાં મારો સમય તથા મારી પ્રતિષ્ઠા શા માટે ગૂમાવવી પડે! એમ ધારી તેણે રાજાને ધૂત્કારી કાઢયો. ત્યાંથી નિરાશ થઇ, રાજા બીજી દુકાને ગયો પરન્તુ ત્યાં પણ તે જ-દશા થઈ એ પ્રમાણે રાજા અનેક દુકાનો ઉપર ગયો, પરન્તુ કોઇએ પણ તેની વાત ન સાંભળી જેમ હીરાની પરીક્ષા ન હોવાને લીધે, ભીલડી તેની ઉપેક્ષા કરીને ચળકતાં કાચને વધુ મહત્ત્વ આપે છે, તેમ દીનવેશ ધારી રાજાની પણ કોઇ પરીક્ષા ન કરી શક્યુ અને તેને બધી જગ્યાએથી નિરાશ થવું પડ્યું.

આ પ્રમાણે કેટલાક શેઠોથી અપમાનિત થવા છતાં પણ, રાજા નિરાશાને દબાવી ઉદ્યોગ કરતો રહ્યો. એક શેઠને રાજાએ કહ્યું કે, હું આપને આપના લાભની વાત કહુ છું, ત્યારે તે શેઠે તેની વાત સાંભળવાનો સ્વીકાર કર્યો. રાજાએ કહ્યું—હું લખવા-વાંચવાનુ તોલવાનું ખરીદવાનું કામ જાણું છું. એટલું જ નહિ પણ એક ચતુર સૈનિકની

માફક દુકાનનું રક્ષણ પણ કરી શકું છું. હું દેવાદાર છું એટલે આપ મારું દેવુ ચુકવીને, મને આપને ત્યાં નોકર તરીકે રાખી લો અને જ્યાંસુધી હું આપના દેવામાથી મુક્ત ન થાઉં, ત્યાં સુધી આપ મારી પાસેથી કામ લો. મારો પગાર દેવા પેટે જમે કરતા રહો, હું આપની પાસેથી ખર્ચ માટે પણ કાંઇ નહિ લઉં.

શેઠ—પછી ખાઈશ શું?

રાજા—મારી સ્ત્રી મજુરી કરે છે. તેની મજુરીમાંથી નિર્વાહ થઇ જશે.

શેઠ—તારે કેટલું કરજ છે?

રાજા—એક હજાર મહોરો.

શેઠ—એક હજાર મહોરો! શું જુગાર રમ્યો હતો?

રાજા—નહિ.

શેઠ—તો પછી આ સ્થિતિમાં તારે આટલું બધું કરજ શાથી થયું? શું કોઇ બીજા વ્યસનની તને આદત છે?

રાજા—હું વ્યસનની પાસે પણ જતો નથી. મારે એક બ્રાહ્મણને દક્ષિણા આપવાની છે; એ જ કરજ છે.

શેઠ—તારે જેટલો પગાર નહિ થાય, તેથી અધિક તો એક હજાર સોનામહોરોનું વ્યાજ થઇ જશે. આ પ્રમાણે તો અમારી મહોરો તારાથી કોઇદિવસ પૂરી નહિ થઇ શકે. આ સિવાય તારો વિશ્વાસ શો? હજાર મહોરો તને આપી દઇએ અને તું ભાગી જાય, તો શું અમે તને શોધવા ફરીએ?

રાજા—આપ વિશ્વાસ રાખો, હું કદાપિ ભાગી જઇશ નહિ.

શેઠ—મારે વિશ્વાસ મૂકીને મૂર્ખ બનવું નથી. એક હજાર સોનામહોરોની દક્ષિણા આપનાર અને દુકાન સંબંધી બધું કામ જાણનાર માણસ આ વેશમા કદાપિ રહી ન શકે. ચાલ્યો જા અહીંથી. નકામી વાતો કરીને મારો સમય ન બગાડ. તારી આ ઠગાઇ અહીં ચાલી નહીં શકે.

રાજા—શેઠ મહાશય, આપ મને નોકર રાખીને જુઓ તો ખરા કે, હું આપની દુકાનને કેવી ઉન્નત સ્થિતિમાં મૂકું છું!

શેઠ—પહેલાં તારી ઉન્નતિ તો કરી લે, પછી મારી દુકાનની ઉન્નતિ કરજે. તારું પેટ તો ભરાતું નથી અને મારી દુકાનની ઉન્નતિ કરવા તું આવ્યો છે?

આ શેઠનો પણ આવો શુષ્ક અને અપમાનજનક ઉત્તર સાંભળી, રાજા નિરાશ થઇ ગયો. તે પોતાના સ્થાને આવ્યો અને તારાને કહેવા લાગ્યો કે, આજ મેં મારી મજુરી પણ ખોઈ, સ્થળે સ્થળે અપમાનિત પણ થયો પરન્તુ કોઇએ મારી પૂરી વાત પણ ન સાંભળી તેમ કાર્ય પણ સિદ્ધ ન થયું. હવે શું કરૂં અને કઈ રીતે કરજમાંથી મુક્તિ મેળવું?

તારા—નાથ, વિપત્તિ વખતે એવું જ બને છે. જો એમ ન થાય અને કોઇ, કોઇ જાતની સહાયતા આપે અથવા વાત પૂછવા સાંભળવા લાગે તો પછી તે વિપત્તિ જ શાની? સ્વામી, વિપત્તિને સમયે તો કેવળ ધૈર્ય જ ધારણ કરવું પડે છે. જે સત્યને માટે આપણે આ દુ:ખ સહન કરી રહ્યા છીએ, તે જ સત્ય આપણને આ ચિંતામાંથી મુક્ત કરશે

તારાએ જો કે હરિશ્ચંદ્રને ઘણું ધૈર્ય આપ્યું પરન્તુ તેને શાન્તિ ન મળી. કરજની ચિંતાએ તેના શરીરને દુર્બળ અને કાન્તિને ક્ષીણ બનાવી દીધી કરજ વસુલ કરી આપવાની મુદ્દતનો દિવસ જેમ જેમ નજીક આવતો જતો હતો, તેમ તેમ રાજાનું ભોજન-પાણી પણ છૂટતું જતું હતું; એમ કરતાં રાજાની એ દશા થઈ કે તે ચાલવા ફરવા માટે પણ અશક્ત બની ગયો.

મનુષ્યને માટે ચિંતા જેટલી દુ:ખદાયક બને છે, એટલું બીજું કોઇપણ કષ્ટ દુ:ખદાયક બનતું નથી. ચિંતા અંદરને અંદર જ મનુષ્યને ભસ્મ કરી દે છે. કોઇ કવિએ કહ્યું છે કે—

चिंता ज्वाळ शरीर वन, दव लागी न बुझाय,
बाहर धुंआ न नीसरे, अंदर हि जल जाय।
अंदर हि जल जाय, जरे ज्यों कांचकी भट्टी,
रक्त मांस जरि जाय, रहे पिंजरकी टट्टी।

कह 'गिरधर' कविराय, सुनोरे सज्जन मिन्ता,
वे नर कैसे जियें, जिन्हें तन व्यापी चिन्ता ॥

કરજની ચિંતાથી વ્યાકુળ બનેલો રાજા, અનેક પ્રકારના ઉપાયોનો વિચાર કરે છે, છતાં બધી તરફ તેને નિરાશા ને નિરાશા જ દેખાય છે. આ વખતે આશાનું એવું કોઇ તંતુ દેખાતું નથી કે જેને લીધે તે આ ચિંતાને ક્ષણભરને માટે પણ ભૂલે. ચિંતાથી અધિકાધિક આતુર બનીને તે પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યો કે, હે ! પ્રભો, જે સત્યને માટે મેં રાજપાટ છોડયું, હું મજુર તથા રાણી મજુરણ બની અનેક પ્રકારનાં કષ્ટો સહ્યાં, તે સત્ય શું આ થોડા કરજને માટે ચાલ્યું જશે ? સત્ય જતાં પહેલાં, જો મૃત્યુ થઇ જાય તો અતિ શ્રેષ્ઠ છે, પરન્તુ સત્ય ન જવું જોઇએ.

પતિની આ દુઃખાવસ્થા, રાણીથી જોઇ શકાતી ન હતી. તે પતિને ધૈર્ય પણ આપતી જાય છે અને વિચારે છે કે, જો પતિના વચનની રક્ષા મારો પ્રાણ આપવાથી થતી હોય તો હું એ માટે પણ તૈયાર છું

જ્યાં, આજની સ્ત્રીઓ માત્ર થોડાં જ આભુષણોને માટે, પતિના વચનની રક્ષાનું ધ્યાન રાખતી નથી, થોડાં જ આભૂષણો આપી દેવાથી પતિના વચનની રક્ષા થતી હોય, તો એને માટે પણ તૈયાર થતી નથી; ત્યાં રાણી પોતાનો પ્રાણ આપીને પણ પતિની વચનની રક્ષા કરવા માટે તૈયાર થાય છે. જો આજની સ્ત્રીઓ તારાનો આદર્શ સામે રાખે, તો સર્વસ્વ આપવા માટે તૈયાર થઇ જાય, જેમ દેવકીએ વસુદેવના વચનની રક્ષાને માટે પોતાનો પુત્ર આપી દીધો હતો અને કૌશલ્યાએ પતિના વચનની રક્ષાને માટે રામને સહર્ષ વનમાં જવા દીધા હતા. અસ્તુ.

રાજાને તો ઋણની ચિંતા છે અને તારાને રાજાની ચિંતા છે. તે વિચારે છે કે, મેં જે પતિને સઘળાં સુખો તૃણુની જેમ તજી દીધાં, જે પતિનુ મુખચંદ્ર જોઇને હું મજુરી કરવા છતાં પણ ચંદ્રિકાની જેમ પ્રસન્ન રહેતી હતી, એ પતિની તો આ દશા છે; હવે હું શું કરૂં ? આ ચિંતાને લીધે રાણીની આંખોમાંથી અવિરલ અશ્રુધાર વહેવા લાગી.

આજે મુદતનો છેલ્લો દિવસ છે. રાજા એ જ ચિંતામાં વ્યાકુળ પડ્યો છે કે આજના દિવસે કરજ કઇ રીતે ચૂકવી દેવાય? આંખોમાંથી આંસુઓ પડી રહ્યાં છે અને બંનેય આ પ્રમાણે ઉદાસ છે; જાણે કે શરીરમાં જીવ જ ન હોય. એ જ વખતે વિશ્વામિત્ર આવીને ધર્મશાળાના દ્વાર પર હરિશ્ચંદ્રને માટે પૂછવા લાગ્યા. તારા અને હરિશ્ચંદ્રની વ્યાકુળતા, વિશ્વામિત્રનો અવાજ સાંભળીને વધારે વધી ગઈ. તેઓ વિચારવા લાગ્યા કે, મુદત પૂરી થવાથી વિશ્વામિત્ર આવ્યા છે; હવે તેમનું કરજ ક્યાંથી ચૂકાવી દેવાય. રાજા કરજ ચૂકાવવાનો ઇન્કાર તો કરી ન શકે અને પાસે કાંઇ છે નહિ એટલે તે વિચારે છે કે, હવે તેમને શો ઉત્તર આપું? આ ભયને લીધે તેની જીભ સૂકાઈ ગઇ.

રાજા અને રાણી જે કોટડીમાં રહેતા હતા, તેના દ્વાર પર વિશ્વામિત્ર આવીને ઉભા રહ્યા. તેઓ પોતાની ક્રોધપૂર્ણ વાણીથી કહેવા લાગ્યા—ક્યાં છે હરિશ્ચંદ્ર?

હરિશ્ચંદ્ર આ પ્રમાણે વિકળ અને વિશ્વામિત્રને દ્વાર પર ઉભેલા જોઈ, તારા ધીરજપૂર્વક બહાર નીકળી. તેણે હાથજોડીને વિશ્વામિત્રને પ્રણામ કર્યાં અને કહ્યું—આપે મોટી કૃપા કરી કે આપ પધાર્યા. કહો શી આજ્ઞા છે?

વિશ્વામિત્ર ક્રોધિત બનીને કહેવા લાગ્યા—શું તું જાણતી નથી, કે હું શા માટે આવ્યો છું? તારો પતિ ક્યાં છે? તેને કહે કે, મારૂં કરજ ચૂકવી આપે.

તારા—મહારાજ, આપનું કરજ જરૂર આપવાનું છે. આપ મહાજન છો અને અમે કરજદાર છીએ, પરન્તુ જો અમારી પાસે કાંઇ હોત અને આપવાની શક્તિ ધરાવત, તો જ્યારે રાજ્ય આપવામાં પણ ઢીલ ન કરી, તો પછી દક્ષિણાનું કરજ આપવામાં ઢીલ શા માટે કરત? આ વખતે આપ ક્ષમા કરો અને કૃપા કરીને થોડીક મુદત વધારે આપો. જો અમે જીવતાં રહીશું તો આપનું કરજ આપીશું જ, પણ જો આપે અમને ક્રોધથી ભસ્મ જ કરી દીધા તો એથી ન તો આપનું કરજ પણ વસૂલ થશે કે ન તો અમે કરજમુક્ત પણ થઇ શકશું!

વિશ્વામિત્ર, પોતાની આંખો લાલચોળ કરીને કહેવા લાગ્યા—તમારા લોકોનું આ કામ છે? આ પ્રમાણે ઠગાઇ કરવાથી જ તમે દુઃખી થયા છો! શું એટલા માટે જ તે ઠગ પોતે છુપાઈ ગયો અને તને મોકલી છે?

તારા—આપ આપનો ક્રોધ શાંત પાડો અને વિચારો કે, જે વખતે અમે અયોધ્યાથી ચાલ્યા હતા, એ વખતે અમારી પાસે એક ટંક ખાવા જેટલું પણ અન્ન ન હતું તો પછી અમે અમારાં દિવસો કેટલાં કષ્ટથી વિતાવ્યાં હશે? અમારો ને તમારો રાજ્ય દેવા-લેવામાં ગાઢ સંબંધ છે, એ માટે આપને અમારા દુઃખસમાચાર પૂછીને સહાનુભૂતિ પ્રકટ કરવી જોઇતી હતી. એ સંબંધથી નહિ, તો આપ મહાજન છો અને અમે કરજદાર છીએ, એ સંબંધથી પણ આપને અમારી કુશળતા પૂછવી ઉચિત હતી; પરન્તુ આપ તો વધારે કોપાયમાન થઇ રહ્યા છો. જો અમારી પાસે કરજ આપવા યોગ્ય કોઇ વસ્તુ હોત અને પછી અમે કરજ ન આપત, ત્યારે તો આપને ક્રોધ થવો ઉચિત હતો, પણ જ્યારે અમારી પાસે એવી કોઇ ચીજ જ નથી કે, જેથી અમે કરજ ચૂકવી શકીએ, ત્યારે આપ વિના કારણ કેમ ક્રોધાયમાન બની રહ્યા છો?

વિશ્વામિત્ર—હુ તમારી પાસે કરજ માંગવા આવ્યો છું, જ્ઞાન શીખવા માટે નહિ. જો તમારી પાસે તે વખતે કાંઈ ન હતું અને આ વખતે પણ કાંઇ નથી, તે હુ શું કરૂં? આ બાબત પહેલી જ વિચારી લેવી હતી; પણ ત્યારે તો હઠાગ્રહી બનીને રાજ્ય પણ આપી દીધું અને દક્ષિણા પણ આપવાનું કબુલ્યું અને હવે જ્યારે દક્ષિણાની મુદ્દત પુરી થતાં, હું દક્ષિણાની મહોરો લેવા આવ્યો, ત્યારે તે તો છૂપાઇ ગયો અને તું આ પ્રમાણે જવાબ આપે છે. જો તમારી પાસે આપવા માટે કાંઇ નથી, તો તારા પતિને કહે કે, તે અભિમાન છોડીને તેનો અપરાધ કબુલ કરી લે. અપરાધ કબુલ કરી લેવાથી હું દક્ષિણા પણ છોડી દઇશ અને રાજ્ય પણ પાછું આપી દઇશ.

આજના જેવી સ્ત્રીઓ હોત, તો પોતાના પતિને કહેત કે, હવે તો કષ્ટ-સહનશીલતાની હદ થઇ ગઇ, હવે ક્યાંસુધી સત્ય-સત્ય કર્યા કરશો. સામાન્ય અપરાધ કબુલ કરી લેવાથી આ કરજની ચિંતામાંથી છુટાય છે અને રાજ્ય પણ મળે છે. પરન્તુ તારા સત્યપાલન અને પતિવચનની રક્ષાને માટે કોણ જાણે કેટલું સાહસ રાખે છે કે આટલાં દુઃખો સહવાં છતાં પણ તે પતિના કાર્યને અનુચિત પણ કહેતી નથી કે પતિને એમ પણ કહેવા ઇચ્છતી નથી કે તમે અપરાધ કબુલ કરી લો.

વિશ્વામિત્રની વાત સાંભળીને, તારા કહેવા લાગી—મહારાજ, આપ બીજું બધું કહો, પણ સત્ય છોડવા માટે કદાપિ ન કહો. જે સત્યને માટે અમે આટલા કષ્ટો સહન કર્યાં અને રહી રહ્યા છીએ, તે સત્યને અંત સમય સુધી પણ અમે છોડી શકતા નથી. અમને જેટલો સત્યનો લોભ છે, તેટલો રાજ્યસુખનો લોભ નથી. એ તો કોઈ લોભી માણસથી ભલે થઇ જાય કે થોડા લોભને માટે સત્ય છોડી દે, પણ અમારાથી તેમ કદી બની શકશે નહિ.

વિશ્વામિત્ર—હા, હજુ અભિમાન બાકી છે ? તો પછી, એમ કેમ કહે છે કે અમારી પાસે કાંઈ નથી ? ભલે કાંઇ હોય કે ન હોય, સત્ય છોડો કે ન છોડો પણ અમારી દક્ષિણા આપી દો. બસ ! હું ચાલ્યો જાઉં. હું તો સમજતો હતો કે, હરિશ્ચંદ્ર જ હઠાગ્રહી છે, તું બુદ્ધિમાન હઇશ, પરન્તુ તું તો એનાથી પણ વધારે હઠ કરનારી જણાય છે !

તારા—મહારાજ, અમે કરજ આપવાનો તો ઇન્કાર કરતા નથી, અમારી પ્રાર્થના કેવળ એ જ છે કે, અમે આ વખતે કરજ આપવામા અસમર્થ છીએ. અમારી પાસે આ વખતે કરજ ચૂકવવાની કાંઈ સગવડ નથી. આપ બુદ્ધિમાન છો, અનુભવી છો અને અમારા મહાજન છો, એટલા માટે હું આપને પૂછું છું કે, આપ જ કોઈ ઉપાય બતાવો કે, જેથી અમે આપનું કરજ ચૂકાવી શકીએ ! જો આપ ઉપાય બતાવો અને પછી અમે એ ઉપાય વડે આપનું કરજ ન ચૂકવી આપીએ તો અમે જરૂર અપરાધી છીએ.

વિશ્વામિત્ર—ઉપાય પણ તું જ પૂછીશ ? તારા પતિને તું એવી સુખ આપનારી છે કે તેને બોલવાનું પણ કષ્ટ નહિ આપે ! ઠીક, લો ઉપાય હું બતાવું છું, પણ શું તે ઉપાયને ક્રિયામાં લાવીશ ?

તારા—મહારાજ, આપ જે ઉપાય બતાવશો, તે ન્યાયોચિત જ હશે, એટલે અમે કદાપિ તેમ કરવામાં પાછા નહિ હઠીએ.

વિશ્વામિત્ર—હું એ ઉપાય બતાવું છું કે, તમે બજારમાં વેચાઓ અને મારૂં ઋણ ચૂકવી આપો.

આ વાત સાંભળીને, સાધારણ મનુષ્યને ક્રોધ આવવો સ્વાભાવિક હતો. બીજી સ્ત્રી હોત તો કહેત કે જેની પાસેથી લેવામાં આવે છે, તેને પણ વેચાઈને આપવામાં આવતું નથી. તો મારા પતિએ તો તમને વચનદાન જ દીધું છે, એટલે જ્યારે મળશે ત્યારે આપીશું. વેચાઇએ શા માટે ? પણ તારાને મન 'લીધેલું' આપવું અને વચનદાન આપવું એ બંને સમાન હતા.' તેને કોઇપણ રીતે કરજ આપવાનું જ હતું, એટલા માટે વિશ્વામિત્રની વાતથી તેને દુઃખ કે ક્રોધને બદલે પ્રસન્નતા થઈ. તે કહેવા લાગી—મહારાજ, આપે ઠીક ઉપાય બતાવ્યો. આ ઉપાય અત્યારસુધી મારી બુદ્ધિમાં આવ્યો જ ન હતો, નહિતો આપને આટલો ક્રોધ કરવાનું અને બીજું કાંઈ કહેવા સાંભળવાનું કષ્ટ જ ઉઠાવવું ન પડત. આપે કરજ ચુકાવવાનો ઉપાય બતાવી દીધો છે, એટલે આજે અમે આપના કરજથી અવશ્ય મુક્ત બની જઇશું. આપે આ ઉપાય બતાવવાની મોટી કૃપા કરી છે. હું આપને આ કૃપાને માટે ધન્યવાદ આપું છું. હવે અમે ઋણમુક્ત પણ થઈ જઇશું અને આપ આપનું લેણું પણ મેળવી શકશો. આપ થોભો, હું આજના દિવસે જ ઋણ ચૂકાવી આપું છું.

તારાની વાત સાંભળીને, વિશ્વામિત્ર આશ્ચર્યમગ્ન બની ગયા અને વિચારવા લાગ્યા કે, આ સ્ત્રી નહિ પણ શક્તિ છે કે જે પતિનું ઋણ ચૂકાવવા માટે વેચાવા માટે પણ તૈયાર થઇ ગઇ. ધન્ય છે તેને અને તેના પતિને, કે જેને આવી સ્ત્રી પ્રાપ્ત થઇ છે.

# પ્રકરણ ૧૯ મું

## આત્મવિક્રય

સંસારમાં ત્રણ પ્રકારના મનુષ્યો છે. એક તો તેઓ કે, જેઓ કાંઇ લીધા વગર જ આપે છે અર્થાત્ દાન તરીકે આપે છે; પરન્તુ કરજદાર નથી. બીજા તેઓ છે કે, જેઓ કોઇનું લઇને આપે છે અને ત્રીજા એવા છે કે જેઓ કોઇપણ પ્રકારે આપતા જ નથી, અર્થાત્ દાન પણ આપતા નથી, તેમ લીધેલું કરજ પણ આપતા નથી. આ ત્રણે પ્રકારના મનુષ્યો ક્રમશઃ ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ માનવામાં આવે છે. લીધા વગર આપવામાં તો વિશેષતા છે, પરન્તુ લઇને આપવામાં કાંઈ વિશેષતા નથી. છતાં પણ સંસારમાં એવા માણસો પણ નીકળી આવશે કે, જેઓ લઈને આપે નહિ એવા મનુષ્યોની ગણના ઉત્તમમાં પણ થતી નથી કે મધ્યમમાં પણ થતી નથી.

કોઈની પાસેથી કરજ લઇને તેને ચૂકવવું, એ પણ જ્યારે મધ્યમ દરજ્જાની વાત છે અર્થાત્ ઠીક છે, તો વગર લીધે આપવું અથવા માત્ર વચનથી આપવાનું કહીને અનેક કષ્ટો સહન કરીને પણ આપવું, એ કેટલી વિશેષતાની વાત છે, તે વાચકો વિચારી શકે છે; પરન્તુ ભારતવર્ષમાં એવાં અનેક ઉદાહરણો છે કે, પોતાના વચનની રક્ષાને માટે, પોતાના સંતાન સુદ્ધાંને પણ મૃત્યુના મુખમાં આપી દીધા હોય. રાજ્યથી વંચિત રાખીને, પોતાના પ્રિય-પુત્રને વનમાં મોકલી દીધા હોય અને એ રીતે આત્મવિક્રયદ્વારા વચનનું પાલન કર્યું હોય! અસ્તુ.

વિશ્વામિત્રને દ્વાર ઉપર બેસાડીને, તારા, જ્યાં મહારાજા પડ્યા પડ્યા પોતાના ભાગ્યને અવગણી રહ્યા હતા, ત્યાં આવી તારાએ તેમને કહ્યું—નાથ, ઉઠો! હવે ચિંતા જેવી કાંઇ બાબત નથી. ઋણમુક્ત બન-

વાનો ઉપાય વિશ્વામિત્રે બતાવી દીધો છે. આપ મને બજારમાં વેચીને ઋણ ચુકાવી આપો. આમ કરવાથી આપણે ઋણની ચિંતાથી પણ મુક્ત બની જઇશું, આપણું સત્ય પણ રહેશે અને વિશ્વામિત્રને દક્ષિણા પણ મળી જશે.

તારાની વાત સાંભળીને હરિશ્ચંદ્ર આશ્ચર્યમિશ્રિત દુઃખથી કહેવા લાગ્યો—શું હું તને વેચી આપું! શું આજે મારી દશા એવી થઇ ગઇ છે, કે મારે સ્ત્રી વેચવી પડે? હાય! હાય! સ્ત્રી વેચનાર પુરૂષ કહેવડાવવા કરતાં તો મૃત્યુ જ શ્રેષ્ઠ છે! તું સ્ત્રી હોવા છતાં પણ મારાથી અનેક રીતે શ્રેષ્ઠ છે. જે પોતાના પતિના વચનની રક્ષાને માટે પોતે જ વેચાવા માટે તૈયાર થઇ, પણ હું પુરૂષ હોવા છતાં પણ, મારા કર્ત્તવ્યપાલનમાં અસમર્થ છું. હે ઇશ્વર! હવે કોણ કહી શકે છે. કે તું અને સત્ય નથી? જો એમ ન હોત, તો આજે તારા, ક્યા વિશ્વાસ ઉપર વેચાવા માટે તૈયાર થાત?

રાજા, પોતે જ આ પ્રમાણે દુઃખસાગરમાં નિમગ્ન છે, ઉપરાંત વિશ્વામિત્ર કઠોર વાક્ય સંભળાવી રહ્યા છે. તેઓ કહી રહ્યા છે કે—અરે! ગર્વીષ્ટ રાજા, તારો ગર્વ શું હજુ ગયો નથી? શું હવે સ્ત્રીને વેચીશ? જો, હું તારી જીવનનૌકા કેવી રીતે દુઃખના સાગરમા ધકેલી દઉં છું; ત્યારે જ તને ખબર પડશે કે, આશ્રમની અપ્સરાઓને છોડી દેવામાં અને પછી હઠ કરવાનું કેવું માઠું ફળ ભોગવવું પડે છે!

તારા હરિશ્ચંદ્રને કહે છે—સ્વામી, આપ ચિંતા ન કરો. હું કોઈ બીજા કારણે વેચાતી નથી, પણ સત્યપાલનને માટે વેચાઉં છું. સત્યપાલનને વખતે આ પ્રકારની ચિંતા કરવી એ વીર પુરૂષોનું કામ નથી. સૂર્ય નમતો જાય છે, માટે હવે વિલંબ ન કરતા જલ્દી પેલી બજારમાં ચાલો કે, જ્યા દાસ-દાસીઓને વેચવા-લેવાનું કામ ચાલે છે તે બજારમાં મને વેચીને, વિશ્વામિત્રને એક હજાર સોનામહેરો આપી દો અને આનંદથી પ્રફુલ્લ બનો કે, યથાસમયે જે મેં ઋણ ચૂકવી

આપ્યું, આ વખતે આપ શોક ન કરો. શોક જેવી કોઇ બાબત નથી, પણ પ્રસન્નતાની બાબત છે કે, આપણું સત્ય નહિ જાય.

રાણી, જો કે એ જ સત્યનાપાલનની વાત કરી રહી છે કે, જેને માટે રાજાએ પોતે પણ આટલાં દુઃખો સહ્યાં છે, પરન્તુ ફરીપણ દુઃખના માર્યા રાજાનું લોહી સૂકાઇ જાય છે. તેણે રાણીની વાતનો કશો પણ જવાબ ન આપ્યો. પતિને શોકમગ્ન અને નિરુત્તર ઉભો રહેલો જોઇ રાણીએ વિચાર્યું કે, પતિ પોતે તો મને વેચાઇ જવાની સ્વીકૃતિ આપી શકશે નહિ, તેમ ચાલવા માટે પણ આગળ નહીં થાય. આ તરફ દિવસ આથમતો જાય છે. જો સૂર્યાસ્ત પહેલાં કરજ ન ચૂકાવ્યું, તો સત્યભ્રષ્ટ પણ થઇશું અને વેચાવાનો જે લાભ થવો જોઇએ, તે પણ નહીં થાય.

આ પ્રમાણે વિચાર કરી, રાણીએ પોતાની પાસે વધેલી ભોજન-સામગ્રીમાંથી કોટડી તથા વાસણોનું ભાડું ચૂકવાને, જેની જેની જે જે વસ્તુઓ હતી, તે તેને સોંપી દીધી અને અહીંતહીંથી થોડુંક ઘાસ એકઠું કરીને માથાપર *મૂકી પતિને કહેવા લાગી—સ્વામી! ચાલો આ શોક કરવાનો સમય નથી; પણ સત્યપાલનનો સમય છે. સૂર્ય અસ્તાચળ તરફ જઇ રહ્યો છે. જો સૂર્યાસ્ત પહેલાં ઋણ ચૂકવી દેવામાં ન આવ્યું, તો આપ પ્રતિજ્ઞાભ્રષ્ટ બની જશો.

તારાને વેચાવા માટે તૈયાર થએલી જોઇ, હરિશ્ચંદ્રનો જીવ સૂકાવા લાગ્યો. તે પોતાના મુખથી કાંઇપણ બોલી ન શકયો. વિશ્વામિત્ર પણ, તારાને વેચાવા માટે તત્પર થએલી જોઇ, અવાક્ બની ગયા. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે, સમજતો હતો કે હું યોગી છું, મારામાં તપનું અતિશય બળ છે, મારાં તપોબળથી હું ધારું તેને નીચો બનાવી

* વેચવામાં આવનાર દાસ-દાસી, પોતાના માથે થોડુંક ઘાસ મૂકતા હતા, એ તેમનું નિશાન માનવામાં આવતું હતું.—સંપાદક

શકું છું પરન્તુ આ મારો ભ્રમ હતો. આ જોગો ગૃહસ્થી છે, તેમણે પોતાના સત્યબળથી મને પણ નીચો બતાવી દીધો, પહેલાં તો હરિશ્ચંદ્રે જ રાજ્ય આપીને મારું માનભંગ કર્યું અને અત્યારે દક્ષિણાને માટે વેચાઇને તારા, મારા રહ્યા-સહ્યા અભિમાનને પણ નષ્ટભ્રષ્ટ કરી રહી છે.

તારા સમજી ગઇ કે, દુઃખમગ્ન પતિ, મારા ચાલ્યા પહેલાં કદાપિ નહિ ઊઠે; એટલે તે રોહિતને ખોળામાં લઇ, બજાર તરફ ચાલવા લાગી. તારાને જતી જોઇને, વિવશ બની હરિશ્ચંદ્ર પણ સાથે ચાલવા લાગ્યા. આગળ આગળ પુત્રને લઇને તારા, તેની પાછળ હરિશ્ચંદ્ર અને તેની પાછળ વિશ્વામિત્ર ચાલતાં ચાલતાં, જે બજારમા દાસદાસીઓ વેચાતાં હતાં ત્યા આવી પહોચ્યા.

દાસ–દાસીઓના ક્રયવિક્રયની પ્રથા ભારતમાં પણ એક સમયે પ્રચલિત હતી, છતાં જે અન્ય દેશોમાં આ પ્રથા ખૂબ જોર ઉપર હતી, તે વખતે ઇતિહાસથી જણાય છે કે, ભારતમાં આ પ્રથા સદંતર નાબુદ થઇ ચૂકી હતી. ભારતમાં જો કે દાસ–દાસીના ક્રયવિક્રયની પ્રથા અવશ્ય હતી, પણ 'દાસ–વાણિજ્ય'ના વિષયમાં લેખકોએ, યૂરોપના દાસો સાથે કરવામાં આવતા તિરસ્કૃત અને અમાનુષિક વ્યવહારનું જે વર્ણન કર્યું છે, તેવા કલંકથી ભારત સદા બચવા જ પામ્યું છે. ભારત સનાતન સહૃદયી દેશ છે તેણે, યૂરોપમાં દાસો ઉપર જેવાં અત્યાચારો થતાં હતા, તેવાં કદીપણ થવા દીધાં નથી. ઇતિહાસકારો કહે છે કે, ઇંગ્લાંડમાં તો ઓગણીસમી સદી સુધી આ પ્રથા બરાબર ચાલુ હતી. અને અત્યારે પણ ત્યાંના રહેવાસીઓ પ્રતિજ્ઞાબદ્ધ મજુરોના રૂપમાં, આ પ્રથાને બરાબર માને છે. ભારતમાં પણ કયાંક કયાંક દાસત્વ પ્રથા હજુ રહી છે, જેમકે રાજસ્થાનના રાજાઓના દાસો, કદી દાસત્વથી મુક્ત થતા નથી તો પણ દાસનો વેપાર થતો નથી અને આ બાકી રહેલી પ્રથાનો પણ ક્રમશઃ અંત આવતો જાય છે, અસ્તુ.

રાણીએ વિચાર્યું કે, પતિ તો દુઃખવશ મને વેચી નહિ શકે, માટે હું પોતે જ મને પોતાને વેચું. તે બજારમાં અવાજ દઈને કહેવા લાગી—ભાઈઓ! હું દાસી છું, ઘરના બધાં કામો હું કરી શકું છું, એટલે જેને દાસીની આવશ્યકતા હોય, તે મને ખરીદી શકે છે.

રાણીનું રૂપ જોઈ, લોકો આશ્ચર્ય પામવા લાગ્યા કે, આ દાસી તો વિચિત્ર પ્રકારની છે. આ બજારમાં અત્યાર સુધીમાં આવી સુંદર અને સુડોળ શરીરવાળી દાસી, કદી વેચાવા માટે આવી નથી તેની સુકુમારતા અને તેના રૂપલાવણ્યથી સ્પષ્ટ જણાય છે કે, આ કોઈ ભદ્ર મહિલા છે. પરન્તુ દુઃખને લીધે વેચાઈ રહી છે. એ લોકોમાંથી એકે તારને પૂછ્યું કે તું કોણ છે, ક્યાં રહે છે અને કેમ વેચાય છે?

તારા—હું પહેલાં જ કહી ચૂકી છું કે, હુ દાસી છું. દાસીનો વધારે પરિચય શો હોય? હા, જો તમે ધારો તો હું શું કામ કરી શકું છું, તે જરૂર પૂછી શકો છો.

'તમારૂં મૂલ્ય શું છે.' તે માણસે પૂછ્યું.

તારા—આ ઋષિ (વિશ્વામિત્ર) જે ઉભા છે, તેમની હું અને મારા પતિ કરજદાર છીએ તેમને એક હજાર સોનામહોરો આપવાની છે. જે કોઈ તેમનું એક હજાર સોનામહોરોનું દેણુ ચૂકવી આપે તે માણસની સાથે હું દાસીપણું કરવા માટે આવવા તૈયાર છુ.

તારાનું મૂલ્ય સાંભળીને, લોકો ભડકીને પરસ્પર કહેવા લાગ્યા કે, એક હજાર સોનામહોરો આપી, આવી કોમલાંગી-દાસી ખરીદીને શુ કરીએ? જે પોતે જ આટલી કોમળ છે, તે આપણું કામ શું કરશે?

તે લોકોમાં તો કોઈ વિશ્વામિત્રને કહેવા લાગ્યા કે, તમે સાધુ છો! તમારે ધનની એવી શી જરૂર છે કે, આને વેચવા માટે વિવશ બનાવો છો? કોઈ હરિશ્ચંદ્રને માટે પણ કહે છે, કે આ કેવો પુરુષ છે કે જે પોતાની સામે પોતાની જ સ્ત્રીને વેચાતી જુએ છે અને કોઈ તારાને માટે પણ કહેવા લાગ્યા કે, કોણ જાણે આ સ્ત્રી પોતે જ કેવી હશે, કે

તેનો પતિ પોતાની હાજરીમાં જ તેણીને વેંચી દે છે! આ પ્રમાણે ત્રણે-યને માટે કટુશબ્દ કહી કહીને સઘળા લોકો ચાલવા લાગ્યા. કોઇએ પણ તારાને ખરીદવાનો વિચાર સરખો ન કર્યો.

જે જગ્યા પર તારા વેચવા માટે ઉભી હતી, ત્યાં એક વૃદ્ધ અને અનુભવી બ્રાહ્મણ ઉભો રહીને બધી વાતો સાંભળી રહ્યો હતો. તારાની વાતો અને તેના લજ્જાદિ ગુણોથી તેણે અનુમાન કર્યું કે, આ કોઇ દુઃખી વિદ્વાન સ્ત્રી છે, કે જે પોતે પોતાને વેચી રહી છે. તેનાં લક્ષણો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે ગુણવતી અને સચ્ચારિત્રશીલા છે, જે લોકો આ સ્ત્રીની અપેક્ષાએ એક હજાર સુવર્ણમુદ્રાઓ વધારે સમજે છે, તેઓ મૂર્ખ છે.

આ પ્રમાણે વિચાર કરી, વૃદ્ધ બ્રાહ્મણ તારાની પાસે જઇને કહેવા લાગ્યો—ભદ્રે, તમારાં લક્ષણો ઉપરથી જણાય છે કે, તમે કોઇ મોટા ઘરની સ્ત્રી છો અને દુઃખનાં માર્યાં તમે પોતાને વેચીને, તેમનું ઋણ ચૂકવી રહ્યા છો, પરન્તુ કૃપા કરી એટલું કહેશો કે, આ કરજ કઇ બાબતનું આપવાનું છે?

તારા—દક્ષિણાનું કરજ છે.

બ્રાહ્મણ—આપનું નામ-ગોત્ર આદિ શું છે?

તારા—એ માટે તો હું કહી જ ચૂકી છું કે, હું દાસી છું, દાસીના નામ ગોત્રાદિનું શું પૂછવું?

બ્રાહ્મણ—જો કે તમારા સદ્ગુણોને લીધે, તમારા એક એક ગુણ ઉપર હજાર હજાર સોનામહોરો આપવી, એ વધારે નથી. પરન્તુ હું, તમે કહેલી એક હજાર સોનામહોરો આપવામાં પણ અસમર્થ છું. મારી પાસે માત્ર પાંચસો સોનામહોરો છે. જો તમે તમારા બદલામાં પાંચસો સોનામહોરો અપાવવાનો સ્વીકાર કરો, તો હું આપવા માટે તૈયાર છું.

બ્રાહ્મણની વાત સાંભળીને, તારા વિચારવા લાગી કે, હવે શું કરવું? આપવાની તો એક હજાર સોનામહોરો છે અને આ બ્રાહ્મણ

પાંચસો જ આપે છે આનંદની વાત છે કે, જ્યાં કોઇએ મને એક પૈસામાં પણ ખરીદવાની ઇચ્છા કરી ન હતી, ત્યાં આ બ્રાહ્મણે મારી કિંમત પાંચસો મહોરોની તો કરી આ મહોરોથી જો કે બધું કરજ તો ચૂકવી નહિ શકાય, પણ વિશ્વામિત્રને અર્ધી દક્ષિણા મળી જવાથી, તેઓ જરૂર શાંત થઇ જશે પાંચસો મહોરો મળી જવાથી, તેઓ બાકીની મહોરો માટે પતિને થોડોક વધારે સમય આપશે, એટલા સમયમાં પતિ તેમની બાકીની મહોરો ચૂકવી આપશે. અને થોડાક દિવસોમાં મને પણ છોડાવી લેશે. એમનો ભાગ્યરવિ આ વખતે વિપત્તિના વાદળમાં છુપાયલો છે, જે હમંશાને માટે છુપાયલો નહીં રહે.

આ પ્રમાણે વિચાર કરી, તારાએ હરિશ્ચંદ્રને કહ્યું—સ્વામી, આ બ્રાહ્મણ પાંચસો મહોરો આપે છે. ઋણ ચુકાવવા માટે તો, જો કે આટલી મહોરો પૂરતી નથી, તો પણ અર્ધું ઋણ અવશ્ય ચૂકવાશે. હવે આપ જેવી આજ્ઞા આપો, તેમ કરૂં.

વિશ્વામિત્રે તારાની વાત સાંભળીને વિચાર્યું કે, આને વેચીને પાંચસો મહોરો તો લઇ લેવી ઠીક છે. પાંચસો મહોરો જે બાકી રહેશે. તેને માટે પણ હું હમણાં જ રાજાને દબાણ કરીશ. રાજા પાસે હવે તો સ્ત્રી પણ નથી કે, જેને વેચીને બાકીનું ઋણ આપે. આ પ્રમાણે તે દુઃખથી ગભરાઇને, પોતાનો અપરાધ કબુલ કરી લેશે. બસ ! વાત પૂરી થઈ જશે. આ ઉપરાંત આ રાણી અત્યાર સુધી તેને ધીરજ આપતી રહી છે ! તેના વેચાઇ ગયા પછી તેને ધૈર્ય આપનાર કોઇ નહીં રહે. સ્થિતિનું દુઃખ, સ્ત્રીવિયોગનું દુઃખ અને મારા કરજનું દુઃખ એ વગેરે દુઃખોથી તે વ્યગ્ર બની, તે અવશ્ય અપરાધ કબુલ કરી લેશે.

હરિશ્ચંદ્ર તો દુઃખના આવેશમાં તારાની વાતનો કાંઇ ઉત્તર આપી ન શકયો, પણ તે વચમાં જ વિશ્વામિત્ર કહેવા લાગ્યા—તેને શું પૂછે છે ? પાંચસો મહોરો આપતો હોય તો પાંચસો અપાવ, જેથી મને કાંઇ સંતોષ તો થાય.

વિશ્વામિત્રની આ વાતે, હરિશ્ચંદ્રના દુઃખિત હૃદયમાં તીરનું કામ કર્યું. તે મનમા ને મનમાં કહેવા લાગ્યો—હાય ! માથા પર કરજ હોવું, એ પણ કેટલાં દુઃખની વાત છે ! જો આજે હુ કરજદાર ન હોત તો તારાને આ પ્રમાણે વેચવાની અને વિશ્વામિત્રના વાગ્બાણ સાંભળવાની શી જરૂર પડત ? જેમના ઉપર બીજાઓનુ કરજ છે, એવા સાંસારિક માણસો ખરેખર ખુબ જ દુર્ભાગી છે. અને જેમના ઉપર કોઇનુ કરજ નથી, એ લોકો મહાભાગ્યવાન્ છે. આટલા અનુભવ પછી હું કહું છું કે, કરજ જેવું બીજું કોઇ દુઃખ નથી. છતાં કરજ એઓને જ માટે દુઃખદાતા છે કે, જેઓ તેને વસુલ કરવા ઇચ્છે છે અને પોતાના સત્યનું પાલન કરવા માગે છે. જેઓ બીજાનુ કરજ ડુબાડનાર છે, તેઓને માટે તો કરજ હોવુ કે ન હોવુ, એ બને સમાન છે.

વિશ્વામિત્રની વાત સાંભળીને, તારા પોતાના પતિને કહેવા લાગી–નાથ, ઋષિને આટલી મહોર મળી જવાથી કાંઇક સંતોષ થશે, એટલા માટે આપ મને વેચવાની આજ્ઞા આપો.

થોડાક દિવસો પહેલાં, જે બીજાઓને દાસત્વથી મુકત કરાવતો હતો, જે મનુષ્યવ્યાપાર કરનારને શિક્ષા આપવાનો પ્રબંધ કરતો હતો, જે પોતે બીજાઓની પરતંત્રતા દૂર કરતો હતો, તે જ દાનવીર મહારાજા હરિશ્ચંદ્રના હૃદયની, પોતાની જ સ્ત્રીને વેચાતી જોઇ, જે દશા થઈ હશે, તેનુ વર્ણન કરવું અશકય છે.

રાણીએ ઘણું સમજાવવા છતાં પણ, રાજા સ્વમુખે તો કાંઈ બોલી શકયો નહિ, પણ ડોક હલાવીને, તેણે રાણી વેચવાની અનુમતિ આપી દીધી. રાણીએ બ્રાહ્મણને કહ્યું—મહારાજ, પાંચસો મહોરો જ આપો. બ્રાહ્મણે પાંચસો મહોરો રાજાને ગણી દીધી, તે લઇને રાજાએ ચૂપચાપ વિશ્વામિત્રને સોંપી દીધી. મહોરો ગણીને, બ્રાહ્મણે તારાને કહ્યું કે—'દાસી ચાલો' આ સાભળતાંજ હરિશ્ચંદ્રને વજ્રઘાત સમુ દુઃખ થયું. જે રાણી હજારો સેવિકાઓથી સેવા પામતી તે આજ બીજાને ઘેર

દાસી બનીને જઇ રહી છે, આ દુઃખથી હરિશ્ચંદ્ર મૂર્છા ખાઇને નીચે પડી ગયો. તેને આ દુઃખ અસહ્ય થઇ પડયું કે, આજથી રાણી દાસી કહેવાશે આ વખતે તેના હૃદયને જે દુ.ખ થઈ રહ્યું છે, તે માત્ર અનુમાનથી જ જાણી શકાય.

પતિને મૂર્છિત બની પડી જતાં જોઇ, રાણી ગભરાઇ ગઇ અને મનમાં કહેવા લાગી કે, અત્યારસુધી તો હું તેમને ધીરજ આપતી હતી, તેમના દુઃખને કોઇ પ્રકારે ઓછું કરતી હતી, પણ હવે તેમની શી દશા થશે? તેઓ તો અત્યારથી જ આ પ્રમાણે અધીર બની બેઠા છે, હવે શું કરું ? પતિને સમજાવવા માટે બ્રાહ્મણની આજ્ઞા મેળવીને, રાણીએ હરિશ્ચંદ્રના મુખ ઉપર કપડા વડે હવા નાંખી અને તેમને જાગૃત કરીને બેસાડ્યા. હરિશ્ચંદ્રને કાંઈ સચેત થએલ જોઇ રાણી કહેવા લાગી—નાથ, આ સમય દુઃખ કરીને મૂર્છિત થવાનો નથી, પણ આ સમય સત્ય પાળવાનો છે. સૂર્ય અસ્ત થવા જાય છે અને હજુ અર્ધું કરજ બાકી છે. જો બાકીના કરજને માટે વિશ્વામિત્રે મુદત ન આપી અને ઋણ ચુકાવ્યા પહેલાં સૂર્ય અસ્ત પામ્યો, તો આપ સત્યથી પતિત થશો. સત્યપાલનને વખતે મૂર્છિત થવાથી કામ ચાલતું નથી, માટે હૃદયને વજ્ર સમાન દૃઢ બનાવવુ જોઇએ. આપ તો મારા જવાથી જ આ પ્રમાણે દુઃખી થઇ રહ્યા છો, પણ હુ તો આપનાથી જુદી પણ થાઉં છું અને પારકા ઘરની દાસી પણ બની રહી છુ. જો હું પણ આપની જ માફક દુ.ખિત બની જાઉં તો પછી સત્યપાલન શી રીતે થઇ શકશે? નાથ, જે સત્યને માટે આપે રાજપાટ છોડયું, જે સત્યને માટે આપ ભૂખ-તૃષાદિ દુ.ખ સહ્યા, મજુરી કરી, જે સત્યના માટે વિશ્વામિત્રના મર્મભેદી વચનો સાભળ્યા, જે સત્યને માટે હુ વેચાઈ છું, તે સત્યને શુ આપ ગુમાવવા ઇચ્છો છો ? સત્યને જવા દેવુ એ વિરોચિત અને ક્ષત્રિયોચિત કાર્ય નથી. આ વખતે આપને પ્રસન્ન થવુ જોઇએ કે, મને જે કરજની ચિંતા હતી, જે કરજને કારણે સત્ય ચાલ્યા જવાનો

સંદેહ હતો, તે કરજમાંથી અર્ધું કરજ ચુકવાઇ ગયું. આપ કોઇ જાતની ચિંતા કે દુઃખ ન કરો. તેમ મારા માટે એમ પણ ન ધારો કે આ રાણી હતી તે હવે દાસી બની ગઇ. હું હંમેશથી દાસી છું, આજથી નહિ સ્ત્રીઓ જન્મથી જ દાસી હોય છે. જે સ્ત્રી કોઈની દાસી ન રહેતાં સ્વતંત્ર રહે છે, તે પતિત ગણવામાં આવે છે. એ સિવાય, હું કોઈ બીજા કારણે દાસી બની નથી પણ સત્યપાલનને માટે દાસી બની છું. આ તો બ્રાહ્મણે મને ખરીદી છે, પણ આ વખતે જો કોઇ ચાંડાલ પણ મારુ મૂલ્ય આપત, તો હું પ્રસન્નતાપૂર્વક તેની પણ દાસી બનવાનું કબૂલ કરત. પોતાના સત્ય અને ધર્મની ફરતાં ભલે બ્રાહ્મણની દાસી હોઉં, કે ચાંડાલની દાસી હોઉં એ બંને બરાબર જ છે. મુખ્ય કાર્ય સત્યને ન જવા દેવાનું છે, દાસી બનવું એ તો ગૌણ કાર્ય છે, જે સંયોગો પર આધાર રાખે છે! આપ પુરૂષ છો, ક્ષત્રિય છો અને સૂર્યવંશમાં જન્મ ધારણ કર્યો છે. આટલાં કષ્ટો તો આપે સહન કરી લીધાં, હવે કષ્ટોથી અધીર બનીને સત્યપાલનથી વંચિત રહેવું, એ આપના માટે શોભારૂપ નથી. આપ સત્ય પર વિશ્વાસ તથા ધૈર્ય રાખો અને પ્રસન્નતાપૂર્વક મને આશીર્વાદ આપી વિદાય આપો. મારા ભાગ્યમાં જો આપની સેવા કરવાનું લખ્યું હશે, તો હું ફરી આપના દર્શન કરીશ.

રાણીના આ શબ્દોએ, રાજાના મૃતવત્ શરીરમાં વીજળી પ્રકાટાવી દીધી. તે સત્યનું સ્મરણ કરીને દુઃખને ભૂલી ગયો અને ઉઠીને ઉભો થયો. તેણે રાણીને કહ્યું—તારા! મારા સત્યની રક્ષા તેં જ કરી છે. જો તું ન હોત, તો હું ક્યારનો સત્યથી ભ્રષ્ટ બની ગયો હોત. તું જે કહેતી હતી કે, અર્ધું કરજ મારા ઉપર છે અને હું અર્ધું દુઃખ વેહેંચી લઇશ, તે તેં સત્ય કરી બતાવ્યું. હવે બાકીના કરજની કાંઇ ચિંતા નથી, તેં કરજ ચુકાવવનો માર્ગ મને બતાવી દીધો છે. હવે હું તને પ્રસન્નતાપૂર્વક વિદાય આપું છું અને આશીર્વાદ આપું છું કે, જે સત્યને માટે તેં આટલાં દુઃખો વેઠયાં છે, તે સત્ય તારૂં રક્ષણ કરે.

તારા—નાથ, આપને ધન્ય છે. હવે આપ આ પુત્રને સંભાળો હું વેચાઇ છુ, આ વેચાયો નથી.

પુત્રને પતિના હાથમાં સોંપી, પતિને પ્રણામ કરી, રાણી જેવી ચાલવા લાગી કે, તુરત જ રોહિત બૂમ પાડી ઉઠયો અને દોડીને માતા સાથે લપેટાઇને કહેવા લાગ્યો—મા, તમે ક્યાં જાઓ છો? હું તમારી જ સાથે આવીશ. મને છોડીને જાઓ નહિ. હું તમારો રોહિત છું.

પુત્રના આ શબ્દો, માતાના હૃદયમા કેવા ભાવો ઉત્પન્ન કરી શકે છે, એ વાત બધા જાણે છે. તારાના હૃદયમાં પણ એવાં જ ભાવો પેદા થયા, પણ તેણે ધૈર્ય ધારણ કરીને કહ્યું—બેટા, હું આ બ્રાહ્મણ મહારાજની સેવા કરવા જાઉ છું, તું તારા પિતાની પાસે રહીને તેમની સેવા કરજે.

રોહિત—મા, હું પિતાની સેવા કરવાનું જાણતો નથી. હું તો તેમને પ્રણામ કરવાનુ જાણું છુ, તો પ્રણામ કરી લઉં છું. હું તમારી સેવા કરીશ અને જ્યારે તમે પિતાની સેવા કરવાનું શીખવી દેશો, ત્યારે પિતાની સેવા કરીશ.

તારાએ જ્યારે જોયું કે, રોહિત કોઇરીતે પણ પતિની પાસે નહીં રહે અને કદાચ રહ્યો, તો પતિને તેના પાલન-પોષણમાં કષ્ટ થશે. ત્યારે તેણે બ્રાહ્મણને પ્રાર્થના કરી કે, મહારાજ ! આ બાળક મને છોડતું નથી. જો આપ આજ્ઞા આપો તો હું તેને પણ સાથે લઇ લઉં.

બ્રાહ્મણ—હું ઘરમાં એકલો નથી, પણ મારે ત્યાં પુત્ર, પુત્રવધૂ વગેરે પણ છે. મેં તમને તેઓને પૂછીને ખરીદ્યા નથી, એટલે એ બાબતની ચિંતા છે કે, તે લોકો આ બાબતમા કોણ જાણે શું કહે ! હવે આ બાળકને પણ જો સાથે લઇશ, તો તે હઠ કરે, રોવે વગેરે માટે તેને સમજાવવા-પટાવવામાં તથા તેને ખાવા—પીવડાવવામા તારો ઘણો સમય વ્યર્થ જાય અને તું કામ કરી ન શકે. એ સિવાય હું તને પણ ખાવા આપું અને તેને પણ ખાવા આપું; આ પ્રમાણે બે

માણસોનાં ભોજનનું ખર્ચ શા માટે સહન કરૂં !

બ્રાહ્મણની છેલ્લી વાત સાંભળીને, રાજા મનમાં ને મનમાં કહેવા લાગ્યો—સત્ય ! તું ઠીક કસોટી કરી રહ્યું છે. જે બાળકને લીધે બીજા સેંકડો લોકો ભોજન કરતા હતા, આજ તે જ બાળકનું ભોજન પણ ભારરૂપ બની ગયું છે !

બ્રાહ્મણની વાતના જવાબમાં રાણી કહેવા લાગી—મહારાજ, આ બાળક ખુબ વિનયવંત છે. હઠ કરવી કે રોવું, એ તો એ જાણતો જ નથી. આપ પોતે બુદ્ધિમાન છો, એનાં લક્ષણો ઉપરથી જ જણાય છે કે, આ બાળક કેટલું ભાગ્યશાળી છે. એને માટે હું આપની પાસેથી જુદું ભોજન લઇશ નહિ. આપ મારા માટે જે ખાવાનું આપશો, તેમાંથી ખાઇને આ બાળક પણ આપનું કાંઇ કામ કરશે. કૃપા કરીને આપ આને લઇને ચાલવાની આજ્ઞા આપો.

બ્રાહ્મણે જોયું કે, જ્યારે આ સ્ત્રી બાળકને માટે બીજું ભોજન નહિ લે, બલ્કે પોતાના જ ભોજનમાંથી ખવડાવશે અને આ છોકરો ભોજન લીધા વગર જ મારૂં કામ કરશે, તો પછી સાથે લઇને આ-વવાનું કહેવામાં શી હરકત છે ? આ પ્રમાણે વિચાર કરીને, બ્રાહ્મણે રાણીને આજ્ઞા આપી કે, તુ તેને સાથે લઇને આવી શકે છે. બ્રાહ્મણની સંમતિ મળવાથી, પુત્રને લઇને બ્રાહ્મણની સાથે ચાલવા લાગી. જ્યાંસુધી તેણી દૃષ્ટિ મર્યાદાથી દૂર ન થઇ ત્યાંસુધી રાજા ઊભો ઊભો રાણીની તરફ જોઈ રહ્યો, પરન્તુ રાણીએ પાછું વાળીને રાજા તરફ એટલા માટે ન જોયું કે, રાજાને તેથી અધિક દુઃખ થાય.

જતી વખતે, રાણીએ મનમાં ને મનમાં એટલું અવશ્ય કીધું કે, હે! સંસારની સ્ત્રીઓ ! મારી દશાથી તમે કાંઇક બોધ ગ્રહણ કરો. હું એ જ તારા છું કે, જે થોડાક દિવસો પહેલાં એક વિશાળ રાજ્યના મહારાજાની રાણી હતી. મેં પતિના વચનની રક્ષાને ખાતર જ રાજ્ય-સુખ ત્યાગીને કષ્ટ વેઠયાં છે અને અત્યારે દાસત્વનો સ્વીકાર કર્યો છે.

એટલું જ નહિ, પણ જો એથી પણ વધારે દુઃખ પડે તો સહન કરીશ. આજે જો હું રાજ્યસુખને કારણે ગૃહસ્થીનાં કાર્યો ન જાણતી હોત અથવા જાણીને પણ કરવામાં લજ્જા કે આળસ કરત, તો મારા પતિને કદીપણ સહાય કરી ન શકત. તમે પણ ધન-વૈભવના મદમાં સ્ત્રી ઉચિત કાર્યોમાં કદી પણ લજ્જા કે આળસ ન કરો, નહિ તો તમારું જીવન તો દુઃખમય થશે જ, પણ તમે સત્યનું પાલન પણ નહિ કરી શકો. એ ઉપરાંત પતિના સત્યની રક્ષાને માટે, પોતાનાં પ્રાણ સુદ્ધાં પણ આપવામાં સંકોચ ન કરો. તમે, જો આ વાત ધ્યાનમા રાખશો, તો તમારા ધર્મનું પણ પાલન કરી શકશો અને સંસારમા અક્ષય કીર્ત્તિ પણ મેળવી શકશો. અસ્તુ.

રાણીએ, જો કે રાજાને થોડું ઘણું ધૈર્ય આપ્યું હતું અને રાજાએ ધૈર્ય ધારણ પણ કર્યું હતું, પરન્તુ રાણી આંખથી દૂર થતાં જ, રાજાનું ધૈર્ય છૂટી ગયું. રાણીને દાસી બનવું પડયું, એ દુઃખથી તે મુંઝાઈ ગયો અને મૂર્છિત બનીને નીચે પડી ગયો. પુત્રનો વિયોગ પણ તેને અસહ્ય થઇ પડ્યો. તે જમીન ઉપર પડીને, જેમ જળથી બહાર મુકાએલી માછલી તરફડે, તેમ તરફડવા લાગ્યો.

વિશ્વામિત્રે રાજાની આ દુઃખાવસ્થાનો લાભ લેવાનું ઉચિત માન્યું. તેનું અનુમાન હતું કે, જો આ વખતે હું રાજા પાસે કરજનું દબાણ કરી, તેને કાંઇક કટુ શબ્દો સંભળાવીશ અને બીજી તરફ અપરાધ કબૂલ કરવાથી થતા લાભનો લોભ બતાવીશ, તો સંભવ છે કે તે પોતાનો અપરાધ કબૂલ કરી લે. આ પ્રમાણે વિચાર કરી, વિશ્વામિત્ર પોતાના વાગ્બાણ દ્વારા હરિશ્ચંદ્રના દુઃખિત હૃદયને વધારે ઘાયલ કરવા લાગ્યો. તેઓ કહેવા લાગ્યા—અરે ! નિર્લજ્જ ! સૂર્ય અસ્ત થવા લાગ્યો છે, તને બાકીનું કરજ આપવાની ચિંતા નથી ? જો સ્ત્રી–પુત્ર આટલા પ્રિય હતાં, જો તું દક્ષિણા આપી શકતો ન હતો, તો પછી તેં કયા બળ ઉપર હઠ કરી હતી? હવે કાંતો તું મારી બાકી રહેલી સુવર્ણમુદ્રા-

ઓ સૂર્યાસ્ત પહેલાં આપી દે, અથવા તારી હઠ છોડીને અપરાધ કબૂલ કરી લે. અપરાધ કબૂલ કરતો હોય, તો હું આ પાંચસો મહોરો પણ પાછી આપી દઉં, કે જેથી તુ રાણીને પાછી છોડાવી લે અને બાકીની પાંચસો મહોરો હું જતી કરૂં છું તથા તારૂં રાજ્ય પણ તને પાછું સોંપું છું.

વિશ્વામિત્રે આ વાતો કોઇ બીજા જ હેતુએ કીધી હતી, પણ તેનું ફળ તો કાંઇ બીજું જ આવ્યુ. વિશ્વામિત્ર એમ ધારતા હતા કે, મારી આ વાતોથી રાજા સત્ય છોડવાનો સ્વીકાર કરશે, પરન્તુ વિશ્વામિત્રની આ વાતોએ, ઊલટું રાજાને એક પ્રકારની શક્તિ આપી. તે, રાણીની છેલ્લી શિખામણને યાદ કરી ઉભો થઇ ગયો અને વિશ્વામિત્રને કહેવા લાગ્યો—આપ મરજીમાં આવે તેટલાં કટુ વચનો કહો, પરન્તુ સત્ય છોડવાનું કદાપિ ન કહો—

परित्यजेच्च त्रैलोक्यं राज्यं देवेषु वा पुनः ।
यद्वाप्यधिकमेतेभ्यो न तु सत्यं कथञ्चन ॥
त्यजेच्च पृथिवी गन्धमापश्च रसमात्मनः ।
ज्योतिस्तथा त्यजेद्रूपं वायुःस्पर्शगुणं त्यजेत् ॥
प्रभां समुत्सृजेदर्को धूमकेतुस्तथोष्मतां ।
त्यजेच्छब्दं तथाकाशं सोमः शीतांशुतां त्यजेत् ॥
विक्रमं वृत्रहा जह्यात् धर्मं जह्याच्च धर्मराट् ।
नत्वहं सत्यमुत्स्रष्टुं व्यवसेयं कथञ्चन ॥
} મહાભારત

અર્થાત્—ત્રૈલોક્યના રાજ્ય ઉપર લાત મારવી, સ્વર્ગ—સામ્રાજ્યનો પરિત્યાગ કરવો, તેમ જ એથી પણ વધીને કોઈ વસ્તુ હોય, તો તેનો પણ પરિત્યાગ કરવો મને સ્વીકાર્ય છે, પરન્તુ સત્યથી વેગળા થવુ એ મને કદાપિ સ્વીકાર્ય થઈ શકે નહિ. પૃથ્વી, પાણી, વાયુ, જ્યોતિ, સૂર્ય, અગ્નિ, ચંદ્રમા એ બધાં પોતાના ગુણ તથા પોતાની પ્રકૃતિને ભલે છોડી દે; પરન્તુ હું સત્યને કોઇપણ રીતે છોડી શકું નહિ.

મહારાજ, જે સત્યને માટે મેં રાજ્ય આપવામાં પણ સંકોચ ન કર્યો, જે સત્યને માટે સ્ત્રી-પુત્ર સહિત મેં વનના દુઃખો વેઠયાં, જે સત્યને માટે હું મજુર તથા રાણી મજુરણ બની, જે સત્યને માટે મારી સ્ત્રી બજારમા દાસી બનીને વેચાઈ અને હું ઉભો ઉભો જોઇ રહ્યો, તે સત્યને હવે શું માત્ર પાંચસો સોનામહોરોના માટે ભયભીત બનીને છોડી દઈશ ? આટલુ કષ્ટ તો ભોગવ્યું અને હવે થોડા કષ્ટને માટે, શુ હું મારુ સત્ય તજી દઇશ ? ઋષિજી, આપ થોભો. હું આજ સૂર્યાસ્ત પહેલાં જ કરજ ચૂકવી આપીશ કઈ રીતે ચુકવીશ, એ માટે રાણી મને માર્ગ બતાવી ગઇ છે, હું તે જ માર્ગનો આશ્રય લઇશ.

વિશ્વામિત્રને આ પ્રમાણે જવાબ આપીને, મહારાજા હરિશ્ચંદ્ર રાણીએ ફેંકી દીધેલાં ઘાસને પોતાના માથા પર મૂકી બજારમાં ફરી-ફરીને બોલવા લાગ્યો કે—હું દાસ છું, કોઇ મને ખરીદી લો. વિશાળ શરીરવાળા અને સુસ્વરૂપવાન દાસને વેચાતો જોઈ, જેવું આશ્ચર્ય રાણીને વેચાતી જોઈ બજારના લોકોને થયું હતું તેવું જ આશ્ચર્ય આ વખતે પણ થયું. તે લોકોએ રાણીને જેવા પ્રશ્નો પૂછયાં હતા, તેવાં જ પ્રશ્નો રાજાને પણ પૂછયા પરન્તુ રાજાએ પણ એ ઉત્તર આપ્યો કે, હુ દાસ છું, મારી જાતપાત, મારા નિવાસસ્થાન ઇત્યાદિ બાબતમાં પૂછવાનું શું ? હા. એ વાત હું અવશ્ય જણાવું છું કે, સંસારમાં પુરૂષોને યોગ્ય જેટલા જેટલા કામો હોય છે, તે બધા હું જાણું છું.

જો કે, રાજાએ બધું કામ જાણવા તથા કરવાનું કબૂલ કર્યું, પરન્તુ પાચસો સોનામહોરો આપીને તેને ખરીદી લેવાનું કોઇને પણ ઉચિત ન લાગ્યું. વધારે મૂલ્ય બતાવવાથી બધા લોકો એક પછી એક વિમુખ થઇને ચાલ્યા ગયા.

દાસ–દાસીના વ્યવસાયના બજારમાં આ લોકોના આવતા પહેલાં એક ભંગી ઉભો હતો. તે રાણી વેચાયાની હાલત જોઈ ચૂકયો હતો અને રાજા તથાવિશ્વામિત્ર વચ્ચે જે વાતચીત થઇ હતી તે પણ સાભળી ચૂકયો હતો. તે મનમાં ને મનમાં વિચારતો હતો કે, કેવાં સુંદર દાસ-દાસીઓ,

વેચાય છે! પરન્તુ શું આ માણસ મારે ત્યા આવવાનું કબૂલ કરશે? આ વિચારથી તે રાણીના વેચાણ વખતે કાંઈ બોલ્યો ન હતો. તેમ અત્યારે પણ આજ વિચારથી તે મૌન સેવી રહ્યો છે.

કાંઈપણ મૂલ્ય કહ્યા વગર આ પ્રમાણે લોકોને ચાલ્યા ગએલા જોઈ રાજાને ભારે નિરાશા થઇ તે ચિંતા કરવા લાગ્યો કે, શું મને કોઇ નહિ ખરીદે ? શું આજે સૂર્યાસ્ત પહેલાં હું મારૂં કરજ ચૂકવી નહિ શકું ? જો એમ થયુ તો આ કલંકને સંગ્રહવા માટે મને ક્યાંય સ્થાન પણ નહિ મળે.

ભંગી ઉભો ઉભો તે લોકોની મૂર્ખતાને ધિક્કારતો હતો, કે જેઓ એનું મૂલ્ય અધિક બતાવવાથી ચાલ્યા ગયા હતા. તે ભંગીએ વાતનું નિરાકરણ કરી ન શક્યો કે, આ દાસ મારી સાથે આવશે કે નહિ ? આવે કે ન આવે, પણ હું તો મારા તરફથી પૂછી લઉં; એવી હિંમત દાખવીને ભંગી રાજા પાસે આવી કહેવા લાગ્યો—મહાશય, હું ભંગી છું. મારે ત્યાં સ્મશાનના રખવાળનું કામ છે. જો તમે મારે ત્યાં આવવાનું કબૂલ કરો, તો હુ તમને ખરીદી લઉં.

ભંગીની વાત સાંભળીને, રાજાને રાણીની વાતનું સ્મરણ થઇ આવ્યું. જે વાત તેણીએ જતી વખતે રાજાને કહી હતી. રાજા મનમાં કહેવા લાગ્યો કે, રાણી મને કહેતી જ હતી, કે જો કદાચ મને ભંગી ખરીદત તો હું તેને ત્યાં પણ ચાલી જાત. જ્યારે તે ભંગીનો દાસત્વ સ્વીકારવા તૈયાર હતી, તો પછી મને ભંગીનું દાસત્વ સ્વીકારવામાં શી હરકત છે ? હું સત્યના હાથમાં વેચાઈ રહ્યો છું, ભંગીના હાથમાં નહિ.

આ પ્રમાણે વિચાર કરી, રાજાએ ભંગીને કહ્યું કે, મને આપનું દાસત્વ સ્વીકારવામાં કોઇ જાતની હરકત નથી. આપ જે આજ્ઞા આપશો તેનું હું પાલન કરીશ. આપ મને ખરીદી લો અને મારૂં મૂલ્ય આ ઋષિને ચૂકવી આપો.

રાજાને ભંગીના હાથમાં વેચાતો જોઇ, વિશ્વામિત્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેની આ છેલ્લી આશા પણ નિરાશામાં ફેરવાઇ ગઇ.

રાજાનું મૂલ્ય કોઇએ ન કરવાથી, વિશ્વામિત્ર વિચારતા હતા કે, હવે સૂર્યાસ્ત થવાને થોડોક જ વખત બાકી છે. રાજાને કોઈ ખરીદતું નથી, એટલે વ્યાકુળ બનીને તે પોતાનો અપરાધ કબૂલ કરી લેશે. પરન્તુ જ્યારે રાજા ભંગીનું દાસત્વ સ્વીકારવા પણ તૈયાર થયો, ત્યારે તો વિશ્વામિત્રની બધી આશા માટીમાં મળી ગઈ. તેમણે એક વાર વધારે પ્રયત્ન કરવા ઉચિત માન્યું. તેઓ રાજાને કહેવા લાગ્યા—શું ભંગીના હાથમાં વેચાઇશ ?

રાજા—મારે એ જોવાનું નથી કે, હું કોને ત્યાં વેચાઇ રહ્યો છું. હું તો એ જ જોઉં છું કે, આપના કરજથી હું મુકત થઇ રહ્યો છું એ સિવાય—

विद्याविनयसम्पन्ने, ब्राह्मणे गवि हस्तिनि ।
शूनि चैव श्वपाके च, पण्डिताः समदर्शिनः ॥ } ગીતા

અર્થાત્—જે પંડિત અથવા જ્ઞાની છે, તેની દૃષ્ટિ વિદ્યા અને વિનય યુકત બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરો તથા ચંડાલ ઉપર એક સરખી જ રહે છે.

એ મુજબ બ્રાહ્મણ હોય કે ચંડાલ હોય, પણ સત્યપાલનને માટે મારે મન એ બંને સમાન છે.

વિશ્વામિત્ર—જો, હરિશ્ચંદ્ર! હજુ કાંઇ બગડયું નથી. હજુ પણ સમજી જા અને તારી હઠ છોડી અપરાધ કબૂલ કરી લે. તો આ બધી વિપત્તિઓથી છૂટકારો મળશે અને તારૂં રાજ્ય પણ તને પાછું મળશે.

રાજા—બસ, મહારાજ! ક્ષમા કરો આપ જેવાની મહેરબાનીથી જ સત્ય પાલનનો આ સુવર્ણ અવસર મને મળ્યો છે. એવો અવસર ગૂમાવી દેવાની મૂર્ખતા મારાથી કદાપિ નહિ થાય.

રાજાનો આ ઉત્તર સાંભળીને, વિશ્વામિત્ર ક્રોધ કરતાં બોલ્યા-ઠીક, લાવ સોનામહોરો અત્યારે તને ખબર પડતી નથી, પરન્તુ આગળ તને ખબર પડશે કે હઠનુ પરિણામ કેવું ભયંકર આવે છે !

વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્રની વાતો ઉપરથી ભંગી સમજી ગયો કે આ દાસ કોઈ સભ્ય પુરૂષ છે. પરન્તુ કોઇ ખાસ કારણથી પોતે પોતાને વેચી રહ્યો છે. વિશ્વમિત્ર 'લાવ' કહ્યું કે તરત જ તે પણ આવેશમાં આવી ગયો. તેણે વિશ્વામિત્રને પાંચસો સોનામહોરો આપીને રાજાને પૂછ્યું, કે વધારે આપું? જો વધારે પણ અપાવવા ઇચ્છતા હો, તો વધારે આપવા પણ તૈયાર છું. હરિશ્ચદ્રે કહ્યું બસ, એટલી જ.

વિશ્વામિત્રે જ્યારે મહોરો ગણી લીધી ત્યારે રાજાએ હાથ જોડીને વિશ્વામિત્ર પ્રત્યે કહ્યું—મહારાજ, હવે તો હું આપના કરજથી મુક્ત થયો, હવે કૃપા કરી આશીર્વાદ આપો. હું, આપના પાસે એ આશીર્વાદ માગું છું કે, અયોધ્યાની પ્રજાને દુઃખ ન પડે

વિશ્વામિત્ર, રાજ્ય લીધું તે વખતથી, ઉપરથી તો ક્રોધ બતાવી રહ્યા હતા, પરન્તુ હૃદયથી તો તે રાજાની પ્રશંસા કરીને તેને ધન્યવાદ જ આપી રહ્યા હતા. હરિશ્ચંદ્રની આ વાતે તો, તેમના હૃદયને વધારે નમ્ર બનાવી દીધું. તેઓ મનમાં ને મનમાં કહેવા લાગ્યા—હરિશ્ચંદ્ર, તને ધન્ય છે. તેં ભંગીનું દાસત્વ સ્વીકાર્યું, પરન્તુ સત્ય છોડવાનું ન સ્વીકાર્યું, તને જેટલા ધન્યવાદ આપું તેટલા ઓછાં છે.

વિશ્વામિત્રનું ઋણ ચૂકાઇ જવાથી, રાજાને જેમ માથાનો ભાર ઉતરે અને જેટલી પ્રસન્નતા થાય, તેટલી જ પ્રસન્નતા થઇ. તેણે પરમાત્માને ધન્યવાદ આપ્યો કે, તારી જ કૃપાથી હું સત્યપાલનમાં અટલ રહી શક્યો છું.

હરિશ્ચંદ્ર ઋણમુક્ત થતાં જ સૂર્ય અસ્ત થઇ ગયો. સંધ્યાની લાલી ચારે તરફ એવી રીતે ફેલાઈ ગઇ કે, જાણે હરિશ્ચંદ્રની કીર્ત્તિએ પોતાનો રંગ ફેલાવ્યો ન હોય! એ વખતે પશ્ચાત્તાપ કરતાં કરતાં વિશ્વામિત્ર એક બાજુ ચાલ્યા ગયા અને મહારાજા હરિશ્ચંદ્ર પ્રસન્ન ચિત્તે પોતાના માલીકની સાથે બીજી તરફ ચાલ્યા ગયા.

# પ્રકરણ ૨૦ મું

## બ્રાહ્મણની દાસી તારા

દુનિયામાં જેટલાં જેટલાં સારા કામો છે, તે ભલે કષ્ટસાધ્ય હોય, પરન્તુ તેનું ભાવી પરિણામ સારૂં જ હોય છે. શુભ કાર્ય કરવામાં જે કષ્ટ પડે છે, તે કષ્ટ નહિ, પણ તે શુભ કાર્ય સફળ થવાની તપશ્ચર્યા છે. કષ્ટ સહ્યાં વગર, શુભ કાર્ય કદાપિ સફળ થતું નથી. તપ કરવું, દાન દેવું, સત્ય પાળવું ઇત્યાદિ કાર્ય કરવામાં જો કષ્ટોનો ભય રાખવામાં આવે, તો કર્તા એ કાર્યો કદી પણ કરી શકતો નથી. હવે જો કોઇ એમ કહે, કે કષ્ટ પાપથી થાય છે, ધર્મથી નહિ, એટલે જે કાર્ય કરવામાં કષ્ટ પડે, તે પાપ છે, તો એવું કહેનાર માણસ આ વિષયથી તદ્દન અજ્ઞાત છે, એમ જ સમજવું જોઇએ, તેને એ ઉપરથી વિચારી લેવું જોઇએ કે, જો સત્કાર્ય વગર કષ્ટ સફળ થતું હોય, તો પછી સંસારમાં ખોટાં કાર્યો બાકી જ કેમ રહે? કોણ એવો મૂર્ખ હોય કે, જે સરળતાપૂર્વક થનાર સત્કાર્યોને જેને (પોતાનો આત્મા ઉચિત બતાવીને કરવાની આજ્ઞા આપે છે) છોડી, ત્યાગ-કષ્ટસહન કરવા માટે પાપ કરે? કોણ એવો હશે કે, જે સુખ આપનારાં સારાં કામોને ન કરતાં, દુઃખ આપનારા ખરાબ કામો કરે? આ ઉપરાંત જો દુઃખ થાય, તે માટે સત્કાર્યને પાપ વહેવામાં આવે, તો જે કાર્યોમાં દુઃખ થતું નથી પણ સુખ થાય છે, તેમાં ધર્મ માનવો પડશે પરંતુ આ વાર્તા નથી. સંસારમા ખોટાં કાર્યો પણ સુખની આશાથી કરવામાં આવે છે અને લોકો એ કાર્યોમાં પણ સુખ માને છે. જેમ કે વ્યભિચાર કરવો, જુઠું બોલવું, ચોરી કરવી વગેરે દુષ્કાર્યોને સઘળાં ખોટાં કાર્યો કહે છે,

છતાં તેવાં કાર્યો કરનાર તેમાં સુખ માને છે. જો તેમાં સુખ ન માને, તો તે કરે જ કેમ? કારણ કે, સંસારમાં પ્રત્યેક પ્રાણી જે કાંઇ કરે છે, તે સુખને માટે જ કરે છે. એ જુદી વાત છે કે, તે ભ્રમને લીધે દુઃખના કારણને સુખ અને સુખના કારણને દુઃખ માનતો હોય; પરંતુ તેની ઇચ્છા સુખની જ માત્ર રહે છે. જેમ યોગીજનો યોગમાં સુખ માને છે, તેમ ભોગીજનો ભોગમાં સુખ માને છે. જે કામ કરવામાં કામ કરનાર પોતે પોતાને સુખી માનતો હોય, તે કામ સર્વથા સારૂં જ હોય છે એમ પણ નથી, અથવા તો તે કેવળ ખોટું જ હોય છે એમ પણ નથી. એ જ પ્રમાણે જે કાર્ય કરતી વખતે કર્ત્તાને દુઃખ થતું હોય, તે કામ પણ સર્વથા સારૂં જ હોય છે કે સર્વથા ખોટું જ હોય છે એમ પણ નથી. કાર્યનું સારાપણું કે ખોટાપણું તેનાં ફળ ઉપર આધાર રાખે છે. કાર્ય કરતી વખતે થનાર સુખ-દુઃખને જોઇને અથવા અનુમાનથી કાર્યનું સારાપણું કે ખોટાપણું કહી શકાતું નથી. જેમ દુરાચાર કરતી વખતે, તે કરનાર તેમાં સુખ માને છે, પરન્તુ તેનું ફળ આ લોકમાં જ શરીરની દુર્બળતા, હૃદયની મલીનતા વગેરે રૂપમાં પ્રાપ્ત થાય છે અને પરલોકમાં પણ તે શિક્ષા પામે છે. એ જ પ્રમાણે યોગસાધનમાં, સાધના વખતે કષ્ટ થાય છે, પરંતુ તેનું ફળ આ લોક અને પરલોક બંનેય જગ્યાએ લાભદાયક છે. સાધના પછી સાધક પોતે પોતાને આ લોકમાં જ સુખી માને છે. તાત્પર્ય એ છે કે, કાર્ય કરતી વખતે થનાર સુખ-દુઃખથી એમ ન કહી શકાય કે, આ કાર્ય ધર્મ છે કે પાપ, પરન્તુ તેનાં ફળના દુઃખ-સુખ ઉપરથી આ વાતનો નિર્ણય થઇ શકે છે.

હરિશ્ચંદ્ર અને તારાએ જે કાંઇ કર્યું છે, તે સુખની અભિલાષાથીઃ હવે આ સુખની અભિલાષામાં, તેઓ જે કાર્ય કરી રહ્યા છે, તેમાં જરૂર દુઃખ થઈ રહ્યું છે, પરન્તુ તેનું અંતિમ ફળ સુખ જ છે. હરિશ્ચંદ્રને દુઃખ થઇ રહ્યું છે, એથી સત્યપાલનનું અને રાજ્ય આપવાનું કાર્ય, તથા તારાનું પતિસેવાનું કાર્ય, એ પાપ કહી શકાતું નથી. એ

દુઃખ તો, સત્યપાલનમા એક જાતના કાંટા રૂપ છે કે, જેમ ગુલાબનાં ફુલ મેળવવામા હાથ ઉપર કાંટા વાગે છે. હવે, જો કોઇ માણુસ કાંટા વાગવાના કારણે, ગુલાબનાં ફુલો, કે જેમાં સુગંધી અને કોમળતાનો ગુણ છે, તેને દુર્ગંધયુક્ત અને કઠોર કહે, તો તે કઈ રીતે ઉચિત કહી શકાય? એ જ પ્રમાણે કષ્ટ થવાને કારણે, સત્ય દાન અને પતિસેવા, કે જેનું ફળ સારૂં છે, તેને પાપ કેમ માની શકાય? જો તે પાપ જ હોય, તો પછી હરિશ્ચંદ્રને પુનઃ તેનું રાજ્ય મળવું અને ઇન્દ્રાદિ દેવતાઓની પ્રાર્થના તથા પ્રશંસા કરવી ઇત્યાદિ સુખ, ક્યા ધર્મનું ફળ કહેવાય? એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સત્કાર્ય ભલે કષ્ટસાધ્ય હોય, પણ તેનું ફળ સુખ આપનારૂં છે, એટલે સત્કાર્ય એ ધર્મ છે અને દુષ્કાર્યો કરવામાં ભલે સુખ મળતું હોય, તો પણ તેનું ફળ દુઃખ આપનાર હોવાથી તે પાપ છે.

હરિશ્ચંદ્ર અને તારા, સત્યરૂપી ગુલાબનાં પુષ્પોને માટે જ દુઃખરૂપી કાંટા સહન કરી રહ્યાં છે. એટલા માટે તેમણે સહર્ષ રાજ્ય છોડી દીધું, મજુરી કરવામાં પણ તેમને કંઇ શરમ ન થઇ અને વેચાવામાં પણ પ્રસન્ન જ રહ્યા. તેમનું ધ્યેય તો સત્યપાલન છે. સત્યપાલનમાં તેમને ગમે તેટલા દુઃખો પડે, પણ તેઓ તેને સહન કરવા માટે તૈયાર છે.

બ્રાહ્મણને ત્યાં વેચાએલી તારા, રોહિતને લઇને તેને ઘેર આવી. બ્રાહ્મણે પોતાની સ્ત્રી, પુત્રવધૂ વગેરેને તારા બતાવીને કહ્યું કે, "હું આ દાસી લાવ્યો છું."

બ્રાહ્મણના ઘરની સ્ત્રીઓ, તારાનું રુપ–સૌંદર્ય જોઇને આશ્ચર્યમાં પડી ગઇ કે, જેની આકૃતિ જ ખાનદાનસૂચક છે, તે દાસી કેમ બની? તેઓએ આ બાબતમા બ્રાહ્મણને પૂછ્યું પરન્તુ બ્રાહ્મણે જવાબ આપ્યો કે, હું પોતે જ આ વાતથી અજાણ છું. જે પ્રશ્ન તમારા હૃદયમાં ઉઠયો છે, તે જ પ્રશ્ન મારા હૃદયમાં પણ ઉઠયો હતો અને મેં તેણીને

પૂછ્યું પણ હતું, પરન્તુ તેણે પોતાની ઓળખાણ ન આપી ઓળખાણ આપે કે ન આપે, પણ તેની આકૃતિ ઉપરથી તે આપણા ઘર માટે ઉપયોગી લાગી, તેથી લઇ આવ્યો છું. તેણીના લક્ષણો ઉપરથી જણાય છે કે, તે ગુણવતી છે. તેની પાસે ગૃહકાર્ય કરાવજો અને જો જો, કે તે વિશ્વાસ કરવા યોગ્ય છે કે નથી!

બ્રાહ્મણે તારાને રહેવા માટે એક નાની સરખી ઓરડી ખોલી બતાવી અને પથારી માટે એક નાનકડી શેતરંજી આપી. ઘેર પહોંચતાં પહોંચતાં રાત્રિ થઇ ચૂકી હતી, એટલે બ્રાહ્મણે દયા કરીને, તે રાત્રે તારાને કાંઇ કામ ન બતાવ્યું અને તેને સૂઇ જવાની આજ્ઞા આપી તે નાની ઓરડીમાં તારાએ, બ્રાહ્મણની આપેલી શેતરંજી પાથરીને રોહિતને સુવડાવી દીધો, અને પોતે પણ પતિવિયોગ અને તેનાં દુઃખની ચિન્તા કરતી પડી રહી. તે વિચાર કરવા લાગી કે, ધર્મશાળાની જેવી કોટડીમાં હું રહેતી હતી, તેવી જ કોટડી અહીં પણ છે. ત્યાં તો હું જમીન ઉપર જ સૂઈ રહેતી હતી, પરન્તુ અહીં તો શેતરંજી પણ છે. જે રોહિત હંમેશાં મારી પાસે સૂતો હતો, તે પણ મારી પાસે જ છે. સૂર્ય પણ તે જ છે, ચંદ્ર પણ તે જ છે, ગ્રહ, તારા, આકાશ, પૃથ્વી વગેરે પણ તે જ છે અને હું પણ તે જ છું પરન્તુ પતિ વગર આ બધાં સારાં લાગતાં નથી. હું ધર્મશાળા કરતાં અહીં કોઇ પ્રકારના દુઃખમાં નથી, પરન્તુ ત્યા નાથ હતા, તેમનું મુખચંદ્ર જોયા કરતી હતી, તે સુખ હતું, જે અહીં નથી. હું મારા કરજથી મુક્ત બનીને તો ચાલી આવી, પરન્તુ સ્વામી ઉપર કોણ જાણે કેવી વીતી હશે, મારા જેવી અભાગિની કોણ હશે કે, જે આવે વખતે પતિસેવાથી વંચિત થઇ છે. અત્યારસુધી તો હું પતિની સેવા કરતી હતી, તેમનાં ભોજનાદિની વ્યવસ્થા રાખતી હતી અને દુઃખથી ગભરાઇ જતાં તેમને ધૈર્ય આપતી હતી, પણ હવે તે કાર્ય કોણ કરશે?

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં, રાણી ગંભીર ચિંતાસાગરમાં

ડૂબી ગઇ. કેટલીકવાર સુધી તો તે આ પ્રમાણે ચિંતામગ્ન રહી, પરન્તુ થોડી વાર પછી તેને યાદ આવ્યું કે, પતિને હુ શિખામણ આપતી હતી, પરન્તુ મેં જ વિયોગરૂપી અગ્નિથી બળવું શરૂ કરી દીધું. હું જે સત્યનો પ્રભાવ જણાવીને પતિને ધીરજ આપતી હતી, શું તે સત્ય હવે તમને સહાય નહિ કરે ? એવું કદાપિ નહિ બને. એ ચોકકસ છે કે, સત્ય તેમને જરૂર સહાય કરશે. મને આ જાતની ચિંતા કરવાનું કશું કારણ નથી. અત્યારે પણ તે જ સત્ય અમારી રક્ષા કરવા સમર્થ છે. એ ઉપરાંત ચિંતા કરવાથી મને કાંઇ લાભ થવાનો નથી, પણ જરૂર નુકશાન થવાનું છે. આ રીતે ચિંતા કરવાથી શરીર તથા બળ ક્ષીણ થશે અને મને વેચાતી લેનારને મેં જ કાર્યો કરવાનો વિશ્વાસ આપ્યો છે, તે કાર્યોને હું કરી નહિ શકું. પરિણામે જે સત્યને માટે મેં આટલાં કષ્ટો સહ્યાં છે, તે સત્યથી હું ભ્રષ્ટ બની જઇશ.

આ પ્રમાણે હૃદયમાં ધીરજ ધારણ કરીને, તારા તે જ શેતરંજી પર સુઇ ગઇ. નિયમાનુસાર થોડીક ઊંઘ લઇને તે સૂર્યોદય પહેલાં જ ઊઠી ગઇ અને પરમાત્માનું સ્મરણ કરવા લાગી. તે કહેવા લાગી કે— હે પ્રભો, તારી જ કૃપાથી મારામાં આટલું ધૈર્ય છે કે, જેથી આ દુઃખો સહન કરી રહી છું. જો તારી સહાયતા ન હોત તો, આવાં દુઃખો વખતે ધીરજ છૂટી જવી એ સ્વાભાવિક હતી. હુ તને ધન્યવાદ આપું છું તેમ જ પ્રાર્થના કરૂં છુ કે, સત્યના પાલનમાં ગમે તેટલાં કષ્ટો આવો, પરન્તુ તે સઘળા સહન કરવાની મારામાં શક્તિ રહે.

પરમાત્માની પ્રાર્થના કરી, તારા બ્રાહ્મણના ઘર આગળ ગઇ. એ વખતે બ્રાહ્મણના ઘરનાં કમાડ ખુલ્યાં ન હતાં, હજુસુધી ત્યાં ઘરના બધાં માણસો સૂઇ જ રહ્યા હતા. તારાએ કમાડ ખખડાવવાથી તેમણે કમાડ ઉઘાડ્યાં. તારાને સામે ઉભેલી જોઇ, તે લોકો આશ્ચર્ય પામી કહેવા લાગ્યા—દાસી, તું અત્યારમાં જ આવી ગઇ ? તું આટલી બધી વહેલી ઊઠે છે ?

તારા—હું દાસી છું. મારી ફરજ છે કે, મારે મારા માલીકના ઉઠતાં પહેલાં ઉઠીને જે કાર્યો સૌથી પહેલાં કરવાનાં હોય તે કરી નાખું: તમે માલીક છો, આપની આશા રાખીને જો હું પણ મોડે સુધી સૂઈ રહું તો કામ કેમ ચાલે ?

તારાએ પહેલાં તો બ્રાહ્મણનું ઘર, પશુશાળા વગેરે વાળીને સાફ કર્યાં. પછી રાતનું બાકી રહેલું પાણી ગળીને બીજું પાણી લાવી અને પછી વાસણ માંજીને, રસોઇ બનાવવા લાગી. તારાની બનાવેલી રસોઇ ખાઇને, બ્રાહ્મણના ઘરનાં બધાં માણસો ઘણા ખુશી થયાં તેઓ કહેવા લાગ્યા કે, આ દાસી શું આપણે ત્યાં એક લક્ષ્મી આવી છે ! ઘરનું સઘળું કામ તેણે કેવી ચતુરાઇથી કર્યું છે અને રસોઈ પણ કેવી સરસ બનાવી છે ! રસોઈ બનાવવાની સામગ્રી તો જે રોજ વપરાય છે તે જ છે, છતાં આજની રસોઇમાં જે સ્વાદ આવ્યો છે, તે કદીપણ આવ્યો ન હતો.

રસોઈ આદિ કાર્યથી પરવારીને તથા પોતે પણ ખાઈ-પીને તારા બ્રાહ્મણની સ્ત્રીઓને આનંદ થાય તેવી બોધદાયક વાતો કરવા લાગી તથા ગાયન સંભળાવવા લાગી બ્રાહ્મણના ઘરની સ્ત્રીઓ તારાના ગાયન તથા તેની વાતો સાંભળીને ઘણી ખુશ થઇ અને તારાના વખાણ કરવા લાગી.

તારા, ઘરનું તમામ કામકાજ કુશળતાપૂર્વક કરતી હતી અને દરેક વસ્તુને સ્વચ્છ તથા વ્યવસ્થિત રાખતી હતી, પશુઓ સાથે પણ તે એવો પ્રેમ કરતી અને તેમની એવી વ્યવસ્થા કરતી કે, ઘી, દૂધની પણ વૃદ્ધિ થઇ ગઇ આ પ્રમાણે પોતાની કાર્ય-કુશળતાથી તારાએ બ્રાહ્મણને ત્યાંના બધા માણસોની સહાનુભૂતિ મેળવી લીધી.

તારાના કેટલાંક દિવસો એ જ પ્રમાણે શાંતિમાં વ્યતીત થયાં, પરન્તુ હજુ તેની પરીક્ષા થોડી ઘણી બાકી હતી હજુ પણ તેના પર વિપત્તિનું વાદળ ઝઝૂમી રહ્યું હતું.

બ્રાહ્મણનો યુવાન પુત્ર, તારાનું સૌંદર્ય, તેનું ચાતુર્ય ઉપર મુગ્ધ

બન્યો. તે વિચારવા લાગ્યો કે, દાસી વગર શણગારે આટલી બધી સુંદર દેખાય છે, તો શણગાર ધારણ કરતાં તો તેણી કેવી સુંદર દેખાય એટલે આ સ્ત્રીરત્નને મારે મેળવવું એ જ ઉચિત અને બુદ્ધિગમ્ય છે.

બ્રાહ્મણ પુત્રના હૃદયમાં તારાને પોતાની પ્રિયતમા બનાવવાની અભિલાષા દિનપ્રતિદિન વધવા લાગી. તે તારાની સાથે એ જ ઇચ્છાએ વાતચીત કરવા લાગ્યો તારા હજારો સ્ત્રી પુરૂષોને નીરખી ચૂકી હતી, એથી તો બ્રાહ્મણપુત્રની વિકાર દૃષ્ટિને જાણી ગઇ અને તેનાથી સાવધાન રહેવા લાગી. તે બ્રાહ્મણપુત્રની સાથે ન તો દૃષ્ટિ પણ મેળવતી કે, નતો તેની સાથે બીનજરુરી વાતચીત પણ કરતી. બ્રાહ્મણપુત્રે જ્યારે જોયું કે, આ દાસી મારી તરફ જોતી પણ નથી, તેમ વાતચીત પણ કરતી નથી. ત્યારે તે તારાને કાંઇક લોભ બતાવીને પોતાને સ્વાધીન બનાવવાનો ઉપાય વિચારવા લાગ્યો.

દુનિયામાં જે મનુષ્ય નિર્લોભી છે, જેની લોભવૃત્તિ શાંત છે, તે મનુષ્યને કોઇપણ તેના ધર્મ અને કર્ત્તવ્યથી પતિત કરી શકતો નથી. ધર્મથી હઠાવીને પાપમાં પ્રવૃત્ત કરનાર લોભ જ છે, પછી તે લોભ ભલે ગમે તે પ્રકારનો હોય. લોભને કારણે જ લોકો ધર્મથી પતિત થઇ જાય છે પરન્તુ જે તારાએ ધર્મને માટે રાજસુખ અને પતિસુખનો પણ લોભ ન કર્યો, તે થોડા લોભ માત્રથી આસક્ત કેમ બને? લોભને તો તેણે પહેલેથી જ જીતી લીધો હતો, એથી તે પોતાનાં પતિના સત્યની રક્ષા અને પોતાના કર્ત્તવ્યના પાલનમાં સમર્થ બની શકી હતી.

બ્રાહ્મણપુત્ર, એક સુંદર સાડી લાવીને તારાને આપીને કહેવા લાગ્યો કે, તમે આ સાડી પહેરો. આ જાડાં કપડાં તમારા શરીર ઉપર શોભતાં નથી. તારા, બ્રાહ્મણપુત્રની દૃષ્ટિને પહેલેથી જ જાણી ચૂકી હતી, એટલે તેણે સાડી પાછી આપતાં જવાબ આપ્યો કે, આપ આપની સ્ત્રીને આપો. હું દાસી છું, અમારે બારીક અને સુંદર કપડાં પહેરવા ઉચિત નથી, કારણ કે એથી આળસ પેદા થાય છે અને આળસથી

માલીકના કામમાં ખલેલ પહોંચે છે. અમારે તો જાડાં કપડાં પહેરવાં જ ઉચિત છે.

તારાનો જવાબ સાંભળીને, બ્રાહ્મણપુત્રને કાંઇક નિરાશા થઇ તે વિચારવા લાગ્યો કે, હું ધારતો હતો કે તે આ સાડી પર લલચાઇ જશે, પરન્તુ તેણીએ તો આ સાડીનો તિરસ્કાર કર્યો.

બ્રાહ્મણપુત્ર નિરાશ થવા છતાં પણ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે તે પ્રયત્ન કરવા લાગ્યો. તે કોઇ કોઇ વખત તારા કે રોહિતને સારાં સારાં પકવાન અને થોડાંક રૂપીઆ-પૈસા આપતો, પરન્તુ ન તો તે રોહિત પણ લેતો કે, ન તો તે તારા પણ લેતી. પકવાન વગેરેને માટે તારા તો કહી દેતી કે, અમારે પકવાનને બદલે સાધારણ અનાજ ખાવું એ જ ઉચિત છે, પકવાન આપની સ્ત્રીને ખવડાવો. તેમ જ જ્યારે તમારે ત્યાંથી મને ભોજન-વસ્ત્ર મળે જ છે, તો પછી રૂપિઆ-પૈસાની અમારે શી જરૂર છે ? આ તરફ રોહિત પણ કહી દેતો કે, મારૂં ભોજન માતાના જ ભોજનમાં મને મળી રહે છે, જ્યારે હું ભોજન પણ લઇ શકતો નથી તો પછી રૂપીઆ-પૈસા શી રીતે લઈ શકૂ ?

લોભ વડે તારાને પોતાના તાબે કરવાના ઉપાયમાં પણ જ્યારે બ્રાહ્મણપુત્ર નિષ્ફળ નીવડ્યો, ત્યારે તેણે ધર્મનો આશ્રય લીધો. તે એકાન્તમાં પુસ્તક ઉઘાડીને બેસી જતો અને તારાને કહેતો કે, દાસી આવ તને ધર્મ સંભળાવું.

દુષ્ટ માણસો, ધર્મને પણ દુરાચારની ઢાલ બનાવે છે. આવી અનેક ઘટનાઓ આજે પણ સાંભળવામાં આવે છે કે, જેમાં ધર્મના નામે કે ધર્મના ઓથા નીચે દુરાચારો સેવાયાં હોય. ભોળાં-ભદ્રિક મનુષ્યો ધર્મના વેશધારી માણસો પર વિશ્વાસ કરીને, તેમની કપટ-જાળમાં ફસાય છે, પરન્તુ કેવળ વેશ પર વિશ્વાસ મૂકી દેવો એ પણ બુદ્ધિમત્તા નથી, એને માટે તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

**तुलसी देखी सुवेश, भूलहिं मूढ न चतुर नर ।**
**सुंदर केकी पेख, वचन अमियसम अशन अहि ॥**

અર્થાત્—કેવળ સુંદર વેશને દેખી, મૂઢ લોકો ફસાય છે. ચતુર લોકો ફસાતા નથી. સારા વેશધારીઓમાં પણ કયા દુર્ગુણો હોઇ શકે છે, તે માટે મોરને જુઓ, મોર દેખાવમાં કેવો સુંદર હોય છે, તેની વાણી પણ અમૃતના જેવી હોય છે, પરન્તુ આ બધું હોવા છતાં, પણ તેનો ખોરાક સર્પનો છે. અર્થાત્ તે એટલાં કઠોર હૃદયવાળો છે કે, તે જીવિત સર્પને પણ ખાઇ જાય છે.

સારાંશ એ છે કે ધર્મ-વેશધારીનો પણ પરીક્ષા કર્યા વગર એકદમ અવિચારપૂર્વક વિશ્વાસ કરી લેવાથી, નુકશાન થવાનો સંભવ રહે છે. ક્યાંક ક્યાક એવી જાળમાં ફસાઇને મનુષ્ય ધર્મભ્રષ્ટ પણ બની જાય છે.

બ્રાહ્મણપુત્ર, તારાને ધર્મકથા સંભળાવવા માટે બોલાવતો, પરન્તુ તારા તેને કહી દેતી કે, જે ધર્મ ન જાણતા હોય તેને જ ધર્મ સાંભળવાની જરુર રહે છે. મારો ધર્મ તમારા લોકોની સેવા કરવાનો છે, જે હું સમજું છું તથા બજાવું છું મારે ધર્મ સાંભળવાની જરૂર નથી, તેમ મને એટલો વખત પણ નથી કે, હું ધર્મ સાંભળી શકું.

બ્રાહ્મણપુત્ર, જ્યારે આ ઉપાય વડે પણ તારાને પોતાની તરફ આકર્ષવામાં અસમર્થ બન્યો, ત્યારે તે કોઈ બીજો ઉપાય શોધવા લાગ્યો. તેણે વિચાર્યું કે સ્ત્રીનો પ્રેમ તેના પુત્ર ઉપર વધારે હોય છે. પુત્ર હોય તો તે બીજી કોઇ ચીજની દરકાર કરતી નથી. આ દાસીની પણ એવી જ સ્થિતિ છે. તેનો પણ પ્રેમ તેના પુત્ર ઉપર જ છે. તેનો અને મારો પ્રેમસંબંધ થવામાં આ પુત્ર જ વિઘ્નકર્ત્તા છે. માટે કોઇ રીતે તે દૂર થઇ જાય, તો હું મારા કામમાં જરૂર સફળતા મેળવી શકું.

પોતાની ઇચ્છામાં, રોહિતને વિઘ્નકર્ત્તા સમજીને, બ્રાહ્મણપુત્ર તેને દુઃખ આપવા લાગ્યો. તે કોઈ કોઇવાર તો રોહિતને એવું કામ કરવાનું કહેતો કે, જે કરવામાં રોહિતની શક્તિ બહારનુ કાર્ય હતું. કોઈ વખત

તે તેને અહીં તહીં રખડાવતો, કોઇવાર ધમકાવતો, કોઇવાર મારતો અને કોઇવાર તમાચો મારતો રોહિત, એક તો એવા જ તેજસ્વીનો બાળક-પુત્ર હતો, બીજું ભાગ્યશાલી હતો અને પરિસ્થિતિને સમજનાર હતો. એ જ કારણથી, તે બ્રાહ્મણપુત્રના અત્યાચારોને ચૂપચાપ સહન કરી લેતો, પરન્તુ તારાને પોતાના પુત્રપર બ્રાહ્મણપુત્રદ્વારા થતો અત્યાચાર જોઇને દુઃખ થતું. એક દિવસે તેણે બ્રાહ્મણપુત્રને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી કે, આ રોહિત હજુ બાળક છે. આપ તેને જે કામ બતાવો છો, તે કરવામાં તે અસમર્થ છે. એ ઉપરાંત આપને ત્યાં હું કામ કરવા માટે આવી છું, અને હું કામ કરું જ છું આ બાળક મારાં જ ભોજનમાંથી ભોજન ખાય છે. એને માટે હું ભોજન પણ જુદું લેતી નથી આવી સ્થિતિમાં આપે તેને કષ્ટ આપવુ ઉચિત નથી. એ વાત જુદી છે કે, રોહિત પોતાની ઇચ્છાથી પોતે કામ કરે, પરન્તુ આ પ્રમાણે તેના ઉપર અત્યાચાર કરવો, એ ન્યાયોચિત કાર્ય કહી ન શકાય ! કૃપા કરીને આપ તે બાળક ઉપર દયા રાખો અને તેને કષ્ટ ન આપો.

બ્રાહ્મણપુત્રે તારાની આ પ્રાર્થના ના જવાબમાં કહ્યું—હું જ્યારે સારૂં સારૂં ખાવાનું તથા સારાં સારાં કપડા વગેરે આપું છું, તને ધર્મ-કથા સાભળવા માટે બોલાવું છું, ત્યારે તો તુ અકકડ-અકકડ ફરે છે અને અત્યારે આમ કહે છે ?

તારા—આપ મને જે કાંઇ આપવા ઇચ્છતા હતા, તે આપની મહેરબાની હતી, છતાં મે તે ન લીધાં, તો તેમા મને જ નુકશાન થયું કે જેથી આપ ક્રોધાયમાન થાઓ છો ?

બ્રાહ્મણપુત્ર, તારાની આ વાતોથી વધારે ક્રોધિત થયો. તેણે પોતાના ઘરની સ્ત્રીઓને કહ્યું કે, દાસીને માટે જે ભોજન આપવામાં આવે, તે મને બતાવીને આપવું તે પોતે જ કહે છે કે વધારે ખાવાથી આળસ પેદા થાય છે, જેથી માલીકના કામમાં ખલેલ પહોંચે છે. એટલે તેને વધારે તેમ જ સારૂં ભોજન આપવું એ ઠીક નથી.

અત્યાર સુધી તારાને એક માણસ ખાય તેટલું ભોજન મળતું હતુ. અને તેમાં તે પુત્ર સહિત પોતાનો નિર્વાહ કરતી હતી. પરન્તુ બ્રાહ્મણપુત્ર હવે એટલું ભોજન આપવા લાગ્યો, કે જેથી એક માણસની ક્ષુધા પણ સંપૂર્ણરીતે મટી ન શકે, ભોજન લાવીને તારા, રોહિતને ખાવા બેસાડી દેતી, સ્વભાવ પ્રમાણે રોહિત પોતાની માને પણ ખાવાનું કહેતો, પરન્તુ તારા તેને સમજાવી દેતી કે, તું ખાઈ લે. પછી હું બધું ભોજન ખાઇ જઇશ. કોઇકોઇવાર જ્યારે રોહિત હઠ કરીને કહેતા કે, જો તમે નહીં ખાઓ તો હું પણ નહી ખાઉ, ત્યારે તારા નાનાં નાનાં કોળીયા (ગ્રાસ)થી ખાવા માંડતી. ધીરેધીરે રોહિત સમજવા લાગ્યો કે, મારી માતા મારા માટે ભૂખી રહે છે.

બ્રાહ્મણપુત્ર, તારાને ઓછું ભોજન આપીને પણ શાંત ન થયો. તે તેનાથી વધારે ને વધારે કામ લેવા લાગ્યો. એક દિવસે તેણે તારાને ગંગામાથી પાણી ભરી લાવી આપવાની આજ્ઞા આપી. તારા, માલિકના આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાનું તો જાણતી જ ન હતી. એથી તે ઘડો લઇને ગંગાતટે પાણી ભરવા ગઇ.

જે રાણીને, પીવા વાસ્તે પણ હાથે પાણી લેવું પડતું ન હતું તે જ રાણીને આજે જાતે જ પાણી ભરવા માટે નદીએ જવુ પડે છે. છતા તે એ બધું સત્યને માટે કરી રહી છે, તેથી તેને તેનું કિંચિત્ પણ દુઃખ નથી.



# પ્રકરણ ૨૧ મું

## ભંગીનો દાસ હરિશ્ચંદ્ર



દુનિયામાં સેવા જેવું બીજું કોઈ મુશ્કેલ કાર્ય નથી. જે મનુષ્ય પોતાના આત્માનું સારીરીતે દમન કરી શકે છે અને માલિકની મરજી મુજબ પોતાના સ્વભાવને રાખી શકે છે, તે જ સેવા ધર્મનું પાલન કરી શકે છે. બીજો નહિ. સેવાધર્મ કેટલો કઠણ છે કે—

> मौनान्मूकः प्रवचनपटुश्चाटुको जल्पको वा ।
> धृष्टः पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भः ॥
> क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ।
> सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ [ભર્તૃહરિ]

અર્થાત્—જો સેવક મૌન રહે છે તો માલિક તેને મૂંગો, બોલે છે તો બકવાદી, પાસે રહે છે તો ધીટ, દૂર રહે છે તો મૂર્ખ, સહન કરી લે છે તો ડરપોક અને સહન કરતો નથી તો તેને નીચ કુળનો કહે છે. મતલબ એ છે કે સેવાધર્મ બહુ જ કઠીન છે. યોગીઓને માટે પણ તે અગમ્ય છે.

સેવાના નામથી ગભરાઇને એક બીજો કવિ કહે છે—

> चाहे कुटी अति घने वनमें बनावे, चाहे बीना लोन कुटिस अन्न खावे ।
> चाहे कभी नर नये पटभी न पावे, 'सेवा' प्रभो पर न पर की करावे ॥

અયોધ્યા જેવા વિશાળ રાજ્યના માલીક મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા, આ વખતે કઠોર સેવાધર્મનું પાલન કરી રહ્યા છે. તેમના હૃદયમાં શા શા વિચારો હશે તે તો કહી શકાય નહિ, પરન્તુ જેની પાસે કદાચ હજારો સેવકો રહેતા હોય અને પછી તેને પોતાને જ સેવક બનવું પડે, એવી સ્થિતિમાં તેના હૃદયમાં કેવાં કેવા ભાવો

ઉત્પન્ન થાય, એ અનુમાનથી જાણી શકાય છે. પરન્તુ રાજા અને રાણીની આ સ્થિતિની બાબતેમા જે કષ્ટનું અનુમાન કરવામાં આવે, તે કષ્ટ તેમને તેવા રૂપના અનુભવમાં ન હતુ. તેઓ તો એમ જ સમજે છે કે, આ કષ્ટ સત્ય ચાલ્યા જવાથી કષ્ટ કરતા લાખ દરજાજે ઉત્તમ છે. અમને તો કષ્ટ ત્યારે જ થાય કે, જ્યારે અમારું સત્ય ન રહે. જ્યાસુધી અમારૂં સત્ય રહેલુ છે, ત્યાં સુધી અમને કોઇ જાતનું દુઃખ નથી. જેમ એક તપસ્વીને તપસ્યા કરતો જોઇ, બીજા લોકો તો સમજે છે કે, તેને કષ્ટ થઇ રહ્યું છે, તે કષ્ટ સહન કરી રહેલ છે, પરન્તુ તપસ્વીને પૂછવાથી તે તો એમ જ કહેશે કે, મને કોઇ જાતનું કષ્ટ નથી, હું તો તપશ્ચર્યા કરી રહ્યો છું. બરાબર આજ બાબત રાજા અને રાણીના સંબંધમાં પણ છે. જોનાર–સાભળનાર તો સમજે છે કે, તેમને કષ્ટ થઇ રહ્યુ છે, પરન્તુ તેઓ કહે છે કે, અમને કષ્ટ ત્યારે જ છે કે, જ્યારે અમારૂં સત્ય ન રહે. જ્યાંસુધી અમારામાં સત્ય છે, ત્યાંસુધી અમને કોઇ જાતનું દુઃખ નથી. અસ્તુ.

ભંગી મારફત વિશ્વામિત્રને પાંચસો સોનામહોરો અપાવીને અને વિશ્વામિત્રના ઋણથી મુક્ત બનીને, મહારાજા હરિશ્ચંદ્ર ભંગીની સાથે તેને ઘેર આવ્યો, તેના હૃદયમાં કોઇ પ્રકારની ગ્લાનિ કે સંકોચ પણ નથી. વિશ્વામિત્રના કરજથી મુક્ત બની જવાને લીધે, તેનું ચિત્ત પ્રસન્ન છે અને તે પરમાત્માને અનેક ધન્યવાદ આપે છે, કે તારી કૃપાથી મારૂં સત્ય રહી ગયું. તારાના હૃદયમાં જે વીરતા તથા ધીરતા હતી, તેણે મને શીખામણો આપી હતી, તે તારી જ કૃપા હતી. તારી જ કૃપાથી, તારા જેવી સ્ત્રી મળી, જેણે મને સત્ય પર સ્થિર રાખ્યો.

ઘેર આવીને, ભંગીએ પોતાની સ્ત્રીને કહ્યું, કે આ વિપત્તિમાં ઘેરાયેલો સત્યપુરૂષ આપણે ત્યાં આવ્યો છે. તેને નોકર ન સમજતાં, જે કાંઇ બને તે રીતે તેની સેવા કરજે અને તેની સાથે કદાપિ અનુચિત્ત વ્યવહાર ન થાય તે માટે ખાસ ધ્યાન રાખજે કોઇ કવિએ કહ્યું

ગવાથી, ભંગિયાણીએ ક્રોધાવેશમાં રાજાને ઘડો લઇને પાણી ભરી લાવ-વાની આજ્ઞા આપી. રાજા ઘણો જ ખુશી થયો કે, ક્રોધિત બનીને પણ માલીકિનીએ કામ તો બતાવ્યું. તે સહર્ષ ઘડો લઇને પાણી ભરવા ચાલ્યો અને એ જ પાણીના ઘાટ પર પહોચ્યો કે, જ્યાં બ્રાહ્મણપુત્ર મોકલેલી તારા, પાણી ભરવા આવી હતી.

સાચા પ્રેમીઓ ક્યારે ને ક્યારે, કોઈ ને કોઈ સ્થિતિમાં મળી જ જાય છે. જો હૃદયમા સાચો પ્રેમ હોય તો તે પ્રેમીઓ અવશ્ય મળી જાય છે. પરમાત્મા સાથે જેનો સાચો પ્રેમ છે, તેને પરમાત્મા ન મળે એ વાત અસંભવિત છે. સત્યપ્રેમીઓ પરમાત્માને મળે જ છે એમ નહિ, પણ મળીને તેમાં લીન બની જાય છે. સારાંશ એ કે જે વસ્તુથી સાચો અને નિષ્કામ પ્રેમ છે, તે વસ્તુ અવશ્ય મળી જાય છે. તે જ પ્રમાણે તે રાજા અને રાણી જેઓને એક બીજાની ખબર પણ ન હતી, કે ક્યાં છે, તેમ જ એ બાબતની આશા પણ ન હતી કે ફરી કોઈ દિવસ એક બીજાને જોઇ શકીશું, પરન્તુ આજે અનાયાસે જ પાણીના ઘાટ પર મળી ગયા.

પતિ-પત્નીએ એક બીજાને જોયાં પ્રેમીનું દર્શન થવાથી કેટલો આનંદ થાય છે, તે બાબત પ્રેમીઓ જ જાણે છે, બીજો ન કહી શકે. એ જ પ્રમાણે રાજા અને રાણીને પણ એકબીજાને જોઇને આનંદ થયો આ આનંદની સાથે જ, એ વિચારથી દુઃખ પણ થયું કે રાજા હતો અને જે રાણી હતી, તેમને આજે પાણી ભરવું પડે છે! છતા દર્શનના આનંદમાં આ દુઃખને દબાવી દીધુ.

પતિ-પત્નીએ એકબીજાના કુશળ વર્તમાન પૂછ્યાં. રાણીએ, રાજાને વિશ્વામિત્રનું બાકીનું કરજ કેવીરીતે ચૂકવ્યું, તે પૂછ્યું. રાજાએ ઉત્તર આપ્યો કે, તમારા બતાવેલા માર્ગપર ચાલીને, મેં બાકીનુ કરજ ચુકાવી દીધુ. તમે ધારો કે ભવિષ્ય જાણીને જ એમ કહ્યું હતું કે, સત્યને ખાતર હુ ભગીને ત્યા પણ વેચાઇ શકું છું. તમારા નિર્દેશાનુ-

સાર મેં ભંગીને ત્યાં વેચાઇને ઋણ ચૂકાવ્યું છે.

પતિ-પત્ની ઉભયના હૃદયમા અત્યંત આનંદ છે તેઓ આનંદનુ કારણ, પોતાના માલીકની આજ્ઞાનું પાલન માનીને પોતપોતાને ખરીદનાર માલીકની પ્રશંસા કરી રહ્યાં છે. રાજા વિચાર કરે છે કે, જો માલીકિની (ભંગિયાણી) મને પાણી ભરી લાવવાની આજ્ઞા ન આપત, તો રાણીને મળવાનો આનંદ મને કયાંથી પ્રાપ્ત થાત ? એ જ પ્રમાણે રાણી વિચાર કરે છે કે, જો બ્રાહ્મણે મને પાણી ભરવા ન મોકલત, તો આ પતિદર્શનનો આનંદ જે મને પ્રાપ્ત થયો છે તે કયાંથી પ્રાપ્ત થાત ? અને પતિની બાબતમાં તેમણે બાકીનુ ઋણ કેવી રીતે ચૂકાવ્યુ તથા તેઓ કયાં અને કેવી દશામા હશે, વગેરે બાબતની મને જે ચિંતાઓ હતી, તે કેવી રીતે દુર થાત ? આ બધો આનંદ પોતાના ખરીદદારની આજ્ઞાપાલનનુ જ ફળ છે.

હર્ષ અને શોકમગ્ન દંપતી થોડીકવાર સુધી આ પ્રમાણે વાતચીત કરતા રહ્યા. ત્યાર પછી તારાએ હરિશ્ચંદ્રને કહ્યું—નાથ, જો કે આપનાથી દૂર થવાની ઇચ્છા તો નથી, પરન્તુ જેમ આપ સ્વતંત્ર નથી, પણ પરતંત્ર છો, તે જ પ્રમાણે હું પણ પરતંત્ર છું. પાણી ભરવા આવ્યે મોડું થઈ ચૂકયું છે, એટલે હવે વધારે વાર કરવી એ માલીકને નુકશાન કરવા જેવું છે.

રાણીની વાતનું રાજાએ પણ સમર્થન કર્યું અને કહ્યું કે, ઠીક તમે પણ જાવ અને હું પણ જાઉ છું. જો જીવતા હઇશું, તો ફરી કોઇવાર મળશું જ.

રાજા અને રાણી બંનેએ પોતપોતાનો ઘડો પાણીથી ભર્યો. રાણી બ્રાહ્મણનો ઘડો લઇને આવી હતી, એટલે પાણીના ઘાટ પર ઉભેલી સ્ત્રીઓએ તો તેણીનો ઘડો ઉઠાવ્યો, પરન્તુ રાજા ભંગીનો ઘડો લઇને આવ્યો હતો, એથી તેનો ઘડો કોઇએ ન ઉપડાવ્યો. રાજાને પાણી ભરવાનો આ પહેલો જ દિવસ હતો. તેને ઘડો ઉપાડવાનો મહાવરો ન

હતો. તેણે રાણીને ઘડો ઉપડાવવા માટે કહ્યું, પણ રાણીએ જવાબ આપ્યો—નાથ, મને આપના પ્રત્યે કોઇ પ્રકારનો રોષ નથી, આપ મારા રોમેરોમમાં વસી રહ્યા છો, પરન્તુ હું બ્રાહ્મણનો ઘડો લઇને આવી છું અને આપ ભંગીનો ઘડો લઇને આવ્યા છો, એટલે હું માલીકની આજ્ઞા વગર આપને ઘડો ચડાવવામાં અસમર્થ છું. આપ આ ઘડો લઇને પાણીમાં ચાલ્યા જાવો. પાણીમાં વસ્તુ ભારે નથી જણાતી ત્યાં વાંકા વળીને આપ ઘડાને આપના ખંભા ઉપર રાખી લેજો.

રાણીની વાત સાંભળીને રાજા ઘણો જ પ્રસન્ન થયો. તે કહેવા લાગ્યો કે, જો આજ તું સેવા-ધર્મને છોડી મને ઘડો ચડાવી પણ દેત, તો મારા માટે ભવિષ્યનું કષ્ટ વળી પાછું બાકી રહી જાત, પરન્તુ આ યુક્તિ બતાવીને તેં આ વિષયમા હમેશને માટે મારો માર્ગ સરળ કરી આપ્યો છે અને તારો ધર્મ બચાવી લીધો છે.

પતિ-પત્ની પોતપોતાનો ઘડો ઉંચકીને ચાલ્યા ગયા. રાજાને આજે સ્વામિની મારફત કામ મળવાથી અને વિપત્તિને વખતે, ઘણા દિવસથી વિખુટી પડેલી પત્નીનું દર્શન થવાથી ખુબ પ્રસન્નતા છે. છતાં રાજાના સત્યની કસોટી થવાની હજુ બાકી છે; એટલા માટે તેની આ પ્રસન્નતા વધુ વખત સુધી ન રહી. જે દુષ્ટ દેવે રાજાને, સત્યથી વિચલિત કરવા માટે, આટલા કષ્ટોમાં નાખ્યો હતો, તેણે ઘડો લઇને ચાલતા રાજાને એક એવી ઠોકર લાગવાની વ્યવસ્થા કરી કે જે લાગતાં જ રાજા પડી ગયો અને ઘડો ફુટી ગયો ઘડો ફુટતાં જ, રાજાની બધી પ્રસન્નતા ચિંતામાં પ્રણમી ગઇ. તે વિચારવા લાગ્યો કે, માલિકિનીએ, મારી અનેક વખતની પ્રાર્થનાથી, ઘણા દિવસો પછી, પહેલી જ વાર આ કામ બતાવ્યું, પરન્તુ આજે જે તે કામ બગડી ગયું. આ અપરાધને લીધે, કોણ જાણે આજે તેણી શું યે કહેશે ! જે થવાનું હતું તે થયું મેં જાણી બુઝીને તો ઘડો ફોડ્યો નથી, છતાં પણ માલિકિની તેના અમૃતમય વચનદ્વારા જે કાંઇ કહે, તે સાંભળવુ જ પડશે.

રાજા, ખાલી હાથે ભંગીને ઘેર આવ્યો. ભંગિની રાજાને દેખતાં જ ક્રોધાયમાન બનીને કહેવા લાગી કે, આટલી બધી વાર કયાં થઈ અને પાણીનો ઘડો કયાં છે ?

રાજા—શેઠાણી ! માફ કરો આ અભાગી સેવક પાણીનો ઘડો લઇને, આવતો તો હતો ખૂબ સાવધાનીથી, પણ માર્ગમાં ઠેસ વાગવાથી ઘડા સાથે હું પડી ગયો, એથી ઘડો ફુટી ગયો.

ઘડો ફૂટ્યો સાંભળી ભંગિનીનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠ્યો, તેણે કર્કશ સ્વરે રાજાને અનેક કટુ વાકયો કહ્યાં, પરન્તુ રાજાએ તે સઘળું ચૂપચાપ સહન કર્યું.

ધર્મ પાલનને વખતે, જો માણસ માનાપમાનનો વિચાર કરે, તો તે ધર્મનું પાલન કરવામાં સમર્થ નથી બની શકતો ધર્મનું સંપૂર્ણ રીતે પાલન તે જ માણસ કરી શકે, કે જે કષ્ટ સહન કરવામાં ધીર અને વાત સાંભળવા માટે ગંભીર હોય તથા જેને માનાપમાનનો વિચાર સરખોયે ન હોય. જો હરિશ્ચંદ્ર સત્યપાલનને માટે માનાપમાનનો વિચાર કરત, તો તે અયોધ્યાને ન છોડત, ભંગીને ત્યાં ન વેચાત, અથવા ભંગિનીની વાતને સહન ન કરત અને કયારનોયે તે સત્યથી પતિત થઇ ગયો હોત પરન્તું ધૈર્યવાન પુરૂષ સુખ ને સુખ પણ માનતા નથી તેમ દુઃખ ને દુઃખ પણ માનતા નથી. તેઓ પ્રત્યેક દશામાં સમભાવ રાખે છે. તે માટે કહ્યું છે કેઃ—

क्वचिद्भूमौ शय्या, क्वचिदपि च पर्य्यंकशयनं ।
क्वचिच्छाकाहारः क्वचिदपि च शाल्योदनरुचिः ॥
क्वचिद् कंथाधारी क्वचिदपि च दिव्याम्बरधरो ।
मनस्वी कार्यार्थी, न गणयति दुःखं न च सुखम् ॥ [ભર્તૃહરિ]

અર્થાત્—કોઇવાર જમીનપર જ પડી રહે છે અને કોઇવાર સુંદર પલંગપર સૂવે છે. કદી શાકપાન ખાઇને ગુજરાન ચલાવે છે, તો

કદી રૂચિપૂર્વક સુંદર દાળ-ભાતનું ભોજન કરે છે. કદી ફાટેલું ગોદડુ ઓઢીને જ રહે છે અને કદી દિવ્ય સુંદર વસ્ત્ર ધારણ કરે છે. આ બધી દશાઓમાં કોઇ પણ મનસ્વી તથા કાર્યથી પુરૂષ સુખ કે દુઃખ નથી ગણતો, અર્થાત્ પ્રત્યેક દશામાં સમભાવ રાખે છે.

એ જ પ્રમાણે રાજાને માનાપમાન, દુઃખ-સુખ, વિયોગ-મીલન વગેરેનું લક્ષ નથી; તેને તો સત્યપાલનનુ જ લક્ષ છે તે તો એ જ વિચારે છે કે, ભલે ગમે તેટલી ગાળો સહન કરવી પડે, ગમે તેટલું અપમાનિત થવું પડે અને ગમે તેટલાં કષ્ટ ભોગવવાં પડે, પરન્તુ મારાથી સત્ય ન છૂટે. એ જ વિચારથી તે ભંગિનીના કટુ શબ્દો સહતો થકો પણ તેના તરફ કૃતજ્ઞતા બતાવે છે કે, ભંગિનીની આ કૃપાને લીધે જ આજે મને રાણીનું દર્શન થયું.

જે વખતે ભંગિની ક્રોધિત બનીને, રાજાને દુર્વાક્ય સંભળાવી રહી હતી, તે જ વખતે ભંગી પણ બહારથી આવી ગયો. રાજા પ્રત્યે, પોતાની સ્ત્રીનો આવો દુર્વ્યવહાર તેને અસહ્ય થઇ પડ્યો. તે લાકડી લઇને તેની સ્ત્રીને મારવા દોડ્યો અને કહેવા લાગ્યો કે, મેં તને આટલું સમજાવવા છતા પણતું ન સમજી, માટે હું તને ઘરમાથી જ કાઢી મૂકું છું.

શેઠાણી પર શેઠને ક્રોપિત થયેલા જોઇ, રાજા બનેની વચમા ઉભો રહીને કહેવા લાગ્યો—માલીક, આપ તેને કાંઇપણ ન કહેશો. હું આપની પાસે હમેશા કામ માગ્યા કરતો હતો, પરન્તુ આપે આજસુધી કોઇ દિવસ કામ ન બતાવ્યું. આજે તેમણે કૃપા કરીને મને કામ બતાવ્યું, તો તે કામને માટે જ્યાં હું ગયો હતો, ત્યા મને જે આનંદ મળ્યો, તેનુ હું કોઈ રીતે વર્ણન કરી શકુ તેમ નથી. હવે જો તે મારા પર ક્રોધાયમાન થયેલ છે, તો તેમાં તેમનો કાંઇ વાક નથી. જો હુ ઘડો ફોડીને ન આવ્યો, મેં સાવચેતી ન રાખી, તે માટે જો તે મને કાંઇ કહે, તો તેમાં અનુચિત જ શું છે ? આપ મારાપર દયા કરો અને મારી પ્રાર્થના સ્વીકારીને તેમને કાંઈ ન કહો.

ભંગી અને ભંગિણી, રાજાની વાત સાંભળીને આશ્ચર્યચકિત બની ગયા. ભગિણી વિચારવા લાગી કે, મેં તેને આટલી ગાળો આપી, આટલા કઠોર શબ્દો કહ્યા, છતાં પણ તે મારી પ્રશંસા જ કરી રહ્યો છે! આ તરફ ભંગી વિચારી રહ્યો છે કે, આ પોતાને ગાળો આપનારનો પણ પક્ષ કરી રહ્યો છે, કેવો વિચિત્ર માણસ છે!

રાજાનું કહેવું માનીને ભંગીએ પોતાની સ્ત્રીને મારવા-પીટવાનો વિચાર માંડી વાળ્યો અને રાજાની પ્રશંસા કરતો તેને કહેવા લાગ્યો— મહારાજ, આ દુષ્ટા આપને હમેશા દુર્વાક્ય કહ્યા કરે છે. બીજી તરફ આપ હમેશાં કામ પણ માગ્યા કરો છો. એટલે આપ તેની પાસે ન રહેતા, સ્મશાનભૂમીમાં ચાલ્યા જાવો. ત્યાં આપ તેની રખેવાળી કરતા રહેજો અને ત્યાં આવનાર મૃતક [શબ]નો અગ્નિસંસ્કાર થતાં પહેલાં, મૃતક લાવનાર પાસેથી લાકડાના મૂલ્ય સ્વરૂપ એક ટકો કર લીધા કરજો અને તેને સ્મશાનમાંથી લાકડા વગેરે બાળવાની વસ્તુઓ આપીને અગ્નિસંસ્કાર થવા દેજો. સ્મશાન પર જવાથી આપને કામ પણ મળી જશે અને આ કર્કશા સ્ત્રીના પંજામાથી પણ આપ બચી જશો.

માલીકની આજ્ઞા મળવાથી, રાજા સ્મશાનભૂમિમાં ચાલ્યો ગયો અને માલીકની આજ્ઞાનું પાલન કરવા લાગ્યો.



# પ્રકરણ ૨૨ મું

## સ્વતંત્ર રોહિત

પ્રત્યેક પ્રાણીમા સ્વતંત્રતાની ભાવના પણ એક પ્રકૃતિદત્ત શ્રેષ્ટ ગુણ છે. એજ કારણે સ્વતંત્રતાનો હકક સૌને પ્રાપ્ત છે. છતા, પરતંત્રતાના સંસ્કારોથી આ ગુણ ધીરે ધીરે લુપ્ત પ્રાયઃ થતો જાય છે અને એવા પરતંત્ર પ્રાણી પરતંત્રતામાં જ આનંદ માનવા લાગે છે. જો કે સ્વતંત્રતા સારી અને પરતંત્રતા ખરાબ છે, પણ પરતંત્રતાના સસ્કારોને લીધે, તે સારી નરસી નથી દેખાતી, અને એવા પ્રાણીઓ પરતંત્રતાને જ સારી સમજે છે. ઉદાહરણાર્થે—ભારતને જ જુઓ. ઇતિહાસ પ્રમાણે, ભારતવાસી ઘણા લાંબા સમયથી પરતંત્રતા કે ગુલામીની જંજીરમાં જકડાયેલ છે. આ સંસ્કારાધિન, અહીંના રેહેવાસીઓમાના ઘણા લોકો એવા સભળાય છે, કે દેશમાં સ્વતંત્રાની લહેર આવવા લાગતાં છતાં પણ, તે લોકો સ્વતંત્રતાના વિરોધી અને પરતંત્રતાના સમર્થક છે. તેમના સંસ્કારો જ એવા છે કે, તેઓ પરતંત્રતામાં દુઃખનો અનુભવ જ કરતા નથી. એથી ઉલટું, જે મનુષ્યને સ્વતંત્રાનો જરાક માત્ર આભાસ થઇ જાય છે, તેઓને માટે ગુલામી એ નર્કની જેમ દુઃખદાયી બની જાય છે. અસ્તુ

રાજા હરિશ્ચંદ્ર અને રાણી તારા, જો કે આ વખતે પરતંત્ર છે, દાસ છે, છતાં તેમની ભાવના સ્વતંત્ર જ છે. તેઓ, સત્ય ન છૂટે, એટલા માટે વિવશ બનીને પરતંત્ર થયા છે પરન્તુ રોહિત તો પરતંત્ર રહેવા બંધાયેલો ન હતો, એટલે તેણે સ્વતંત્રતા—કેમીની ઉપાસના છોડવાનું ન સ્વીકાર્યું,

રોહિત, પોતાની માતાના ભોજનમાંથી ભોજન કરતો થકો વિચારતો કે, મારા માટે મારી માતા ભૂખી રહે છે. આવી દશામાં મારે તેના ભોજનમાંથી ભોજન કરવું ઉચિત નથી મારે, વધારે નહિ, તો થોડામાં થોડું મારા ઉદર પોષણ માટે તો ભોજન મેળવી લેવું જ જોઇએ.

આ પ્રમાણે વિચાર કરીને, રોહિતે તારાને કહ્યું—માતા, હવે હું તમારું લાવેલું ભોજન નહિ જમું. હું મારા માટે હું પોતે જ ભોજન ઉપાર્જન કરી લઇશ. તમારા લાવેલાં ભોજનમાંથી ખાઇને કામ પણ કરૂં અને વળી અત્યાચાર પણ સહું, એ મારે કબુલ નથી. હું કાલથી મારા માટે ભોજન લાવ્યા કરીશ અને વળી થોડા દિવસ પછી તમને આ દુઃખથી છોડાવી લઇશ તથા પિતાજીને પણ શોધી લાવીશ.

પુત્રની વાત સાંભળીને, માતા ગદ્ગદિત બની ગઇ. પોતાના પુત્રના આવા સ્વતંત્ર વિચારો સાંભળીને, કઈ માતા એવી હશે કે, જે પ્રસન્ન ન થાય ? તેણીયે પ્રસન્તા પ્રગટ કરતાં, રોહિતને કહ્યુ—બેટા ! તારા આ વિચારો તો બહુ જ સારા છે, પરન્તુ તુ હજુ બાળક છે. તું જ્યારે મોટો થઇ જા, ત્યારે ગમે તેમ કરજે.

રોહિત—નહિ માતા, હવે હુ તમારૂં લાવેલું ભોજન પણ નહિ કરૂં, આ ઘરમાં કામ પણ નહિ કરૂં અને અત્યાચાર પણ નહિં સહું, જો હું ન્હાનો છુ, તો મારૂં પેટ પણ ન્હાનું છે. હું મારા આ ન્હાના સરખા પેટને ભરવા માટે એટલું ભોજન તો, મારા આ ન્હાના ન્હાના હાથથી ઉપાર્જન કરી જ લઇશ. જ્યારે હું તમારાં ભોજનમાંથી ભોજન કરૂં છું, તો પછી અત્યાચાર કેમ સહન કરૂં અને કામ શા માટે કરૂં? આ ઘરમાં વેચાયલા ત્હમે છો, એટલા માટે તમે તેમને આધિન રહો, હું તેમને આધિન નહિ રહી શકૂં. હું તો સ્વતંત્ર રહીશ.

રોહિતની આ વાતનો, તારા કાંઇપણ જવાબ આપી ન શકી. તેણીયે કહ્યું—ઠીક, તું જે લાવ .તે લાવ્યા કર, હું અને તું બંને જણા મળીને તે ખાઇશું.

એક તો તે બાળક રોહિત છે, જેના હૃદયમાં સ્વતંત્રતાની ઉપાસનના ભાવ ઉત્પન્ન થઈ રહ્યા છે, જે પોતાની માતાના ભોજનમાંથી ભોજન લીધા પછી પરતંત્ર રહેવા ઇચ્છતો નથી અને એક આજના તે વૃધ્ધો છે, જેઓ ભારતની જ વસ્તુ ખાઇ-પહેરીને પણ પરતંત્ર રહેવા ઇચ્છે છે. ભારતમાં જ ઉત્પન્ન થતાં રૂના કપડાં પહેરે, ભારતમાં ઉત્પન્ન થયેલું અનાજ ખાય, છતાં પણ વિદેશીઓને આધિન રહેવામા પોતાનું ગૌરવ માને છે. યુરોપ નથી તો પોતાને ત્યાં ઉત્પન્ન થયેલું અનાજ ભારતને આપતું. કે નથી વસ્ત્ર ભારતને આપતું છતાં પણ ભારતીઓનો મહોટો ભાગ તેનું ગુલામ બની રહેવામાં, પોતાનું સૌભાગ્ય માને છે. આ તફાવતનું કારણ ગુલામીના સંસ્કારો છે. લાંબા કાળસુધી દેશને ગુલામીના બંધનમાં જકડાઇ રહેવાનું કારણ, અહીંના મોટાભાગના રહેવાસીઓના સંસ્કાર જ એવા થઇ ગયા છે કે, તેઓ ગુલામીમાં જ સુખનો અનુભવ કરે છે સ્વતંત્રતામાં તેમને સુખનો અંશ પણ દેખાતો નથી.

બીજે દિવસે સવારમા જ રોહિત વગડામાં ચાલ્યો ગયો. પ્રાચીન શિક્ષણ પ્રથા મુજબ રોહિતને ઝાડ પર ચડવા–ઉતરવાનુ પણ શીખવવામાં આવ્યું હતુ. એટલે જ તે ઝાડો પર ચડવા–ઉતરવામાં પ્રવીણ હતો. તેણે ઝાડપર ચડીને, સારાં સારાં ફળાદિ તોડયા. તેમાંથી થોડાંક તો તેણે પોતે ખાધા અને થોડાક માતાને માટે રાખી લીધાં

પ્રાચીન સમયના રાજાઓ, વન પર પોતાની સત્તા ન રાખતા, તે પ્રજાને માટે છોડી દેતા પ્રજામાંથી ઘણા માણસો વનની આવકથી જ પોતાની આજીવિકા ચલાવતા હતા કોઈ તેમાંથી ઘાસ કે લાકડાં કાપીને પોતાનો નિર્વાહ કરતા કોઈ ગાય આદિ પશુ તેમાં ચારીને પોતાનુ ગુજરાન ચલાવતા અને કોઈ તેમાં ઉત્પન્ન થતાં ફુલ–ફલાદિ ખાઇને અથવા વેચીને પોતાના દિવસો વ્યતીત કરતાં. વન પર કોઇ ખાસ વ્યક્તિનો અધિકાર ન હતો, પરન્તુ તે પર સૌનો સમાન અધિકાર હતો. ઘણા તપસ્વીઓ પણ એ જ વનોમા તપશ્ચર્યા કરતા હતા.

વન હોવાથી વરસાદ ઘણો થતો હતો, અન્ન તથા ઘી, દૂધ વધારે ઉત્પન્ન થતાં હતાં અને મનુષ્યને નિર્મળ પવન પણ ઘણો મળતો હતો. પરન્તુ જ્યારથી વન પર રાજ્યનો અધિકાર થઇ ગયો છે, કાપી નાખવામા આવ્યો છે, ત્યારથી પ્રજાનું, દેશનું અને પશુઓનું દુઃખ પણ વધી ગયું છે. આજે, પશુઓની જે ઉણપ અને દુર્બળતા દેખાય છે, અનાજની ઉત્પત્તિમાં જે કમી સંભળાય છે તેનાં કારણોમાંનું એક કારણ, વનને કાપવાં અથવા તે પર રાજ્યનો અધિકાર હોવો એ પણ છે.

ફળ ખાઇને તથા થોડાંક ફળો માતાને માટે લઇને રોહિત ઘેર આવ્યો. તેને માતાની ચિંતાનું લક્ષ્ય રહ્યા જ કરતું હતું કે મારા માટે માતા ચિંતા કરતી હશે. આ તરફ તારા, રોહિતની ચિંતા કરી રહી હતી કે, આજે કોણ જાણે તે ક્યાં ગયો હશે ! રોહિતને દેખતાં જ તારાની આ ચિંતા મટી ગઈ. તેણીએ રોહિતને પૂછ્યું—બેટા, તું આજે ક્યાં ગયો હતો ?

રોહિત—મા, હું આજે વનમાં ગયો હતો. ત્યાં કુદરતની રચના જોઇને હું આનંદ પામી ગયો. જેમ તમે મારી માતા છો, તેમ તે કુદરત અખિલ જગતની માતા છે. જે પ્રમાણે તમે પોતે દુઃખ ભોગવીને મને ભોજન આપો છો તે જ પ્રમાણે તે પણ જગતને ભોજન આપે છે. આ ફળોને જુઓ. આ ફળ, હું આજે તે જ કુદરત માતા પાસેથી લાવ્યો છું. આ ફળોથી મારૂં પણ પેટ ભરાઇ જશે અને તમારી પણ ભુખ મટી જશે. હવે હું તમે લાવેલાં ભોજનમાથી ભોજન નહિ કરૂં, પરન્તુ તમારૂં લાવેલું ભોજન ત્હમે જ કરો. અને મારૂં લાવેલું ભોજન હું કરીશ. હું આપના ભોજનમાંથી ભોજન કરું અને પછી બીજાને આધિન રહીને વાત સાંભળું, એ હવે મારાથી નહિ બને હવેથી હું મારું સ્વતંત્ર જીવન વ્યતીત કરીશ અને મોટો થઈ ગયા પછી તમને પણ આ દુઃખથી છોડાવી લઇશ.

પુત્રની વાતો સાંભળીને, તારાને જે આનંદ થયો, તેનું વર્ણન કરવું અશક્ય છે, તે તો માત્ર અનુમાનથી જ જાણી શકાય છે. તેણે સમજી લીધું કે, રોહિત ક્ષત્રિયપુત્ર છે, વીર બાળક છે, તે વગર કારણે પરાધીન રહી શકે એવો નથી.

તારાએ રોહિતને કહ્યું—પુત્ર, માત્ર ફળોનાં આધાર ઉપર શરીર સશક્ત રહી શકતું નથી. જો તું માત્ર ફળોનાં જ આધાર ઉપર રહીશ તો તારામાં શક્તિ ક્યાંથી આવશે? અને શક્તિ વગર તો તું મને આ પરતંત્રતામાંથી કેવીરીતે છોડાવી શકીશ અને તારા પિતાને કેવીરીતે શોધી લાવીશ ? માટે તું મારા લાવેલા ભોજનમાંથી ભોજન જમ્યા કર.

રોહિત—જો તમે મારાં લાવેલાં ફળો ખાવાનું કબૂલ કરો, તો હું તમારા લાવેલાં ભોજનમાંથી જમું, નહિ તો નહિ.

તારાએ રોહિતની વાત મંજૂર રાખી. માતા તથા પુત્ર એ બંનેએ બ્રાહ્મણને ત્યાંથી લાવેલ ભોજન તથા ફળો ખાધાં.

રોહિતને ન દેખતાં, બ્રાહ્મણપુત્રે તારાને પૂછ્યું કે, આજકાલ તમારો પુત્ર ક્યાં રહે છે ? તારાએ જવાબ આપ્યો કે, હવે તે પોતાનું સ્વતંત્ર જીવન વીતાવે છે. તારાનો આ જવાબ સાંભળીને બ્રાહ્મણપુત્ર આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યો કે, હું તો તેને એઠું ભોજન આપીને મારા તાબે કરવા માંગતો હતો, પરન્તુ તે તો વધારે સ્વતંત્ર બની ગયો. આ સ્ત્રી એક વિચિત્ર સ્ત્રી છે, હવે તેનાથી બચીને રહેવું એ જ ઉચિત છે, નહિ તો કોઇ વખતે અનર્થ થઇ જશે. આ પ્રમાણે વિચાર- કરીને, બ્રાહ્મણપુત્રે તારા પ્રત્યેની કોઇપણ જાતની અનુચિત આશા છોડી દીધી અને કષ્ટ આપવાનું બંધ કર્યું.

તારા અને રોહિત આ પ્રમાણે પ્રસન્નતાપૂર્વક પોતાના દિવસો વ્યતીત કરવા લાગ્યા.



# પ્રકરણ ૨૩ મું

## નિડર રોહિત

**સંસારમાં** મનુષ્યોનું જીવન બહુધા આશા ઉપર અવલંબેલું છે, જો આશા એક ક્ષણને માટે પણ મનુષ્યોનો સહવાસ છોડી દે, તો મનુષ્યની જીવનનૌકા પાર ઉતરવી લગભગ મુશ્કેલ બની જાય છે. અંધકાર પછી પ્રકાશ, વિપત્તિ પછી સંપત્તિ અને દુઃખ પછી સુખની દરેક માણસ આશા રાખે છે. જો આ આશા ન હોય, જો તેને પ્રકાશ, સપત્તિ અને સુખ તરફથી એકદમ નિરાશ બની જવું પડે, તો તેનું જીવન ભારરૂપ બની જાય. સંસારમાં ભાગ્યે જ એવા માણસો નીકળશે કે, જેઓ આશાવાદી ન હોય જેઓ આશાવાદી નથી, નિરાશાવાદ જ જેમના જીવનનો મૂળમંત્ર બની ગયો છે, એવા મનુષ્યોને પ્રત્યેક કાર્યમાં નિરાશા ને નિરાશા જ દેખાય છે. આ કારણથી તેઓ નિરૂદ્યમી, કાયર અને આળસુ બની જાય છે તેઓનુ જીવન દુઃખમય બની જાય છે અને તેઓ કોઈપણ સત્કાર્યના પ્રારંભનું સાહસ કરી શકતા નથી, પરન્તુ જેઓ આશાવાદી છે, તેઓ અનેક સંકટો પડવા છતા, ઘોર દુઃખોનો સામનો કરવો પડતો હોવા છતાં, નિરાશ થતાં નથી. કદાચ તેઓ કોઇ કામમાં નિષ્ફળ પણ જાય, તો પણ તેઓ નિરાશાને પાસે આવવા દેતા નથી અને આશાના તાંતણા ઉપર ઉદ્યોગ કરતા જ રહે છે. તારા આજે પરતંત્ર છે, દાસી છે, પાચસો સોનામહોરો આપીને કોઇ તેને છોડાવશે, આ બાબત પર વિશ્વાસ મૂકવા માટે જો કે, તેની પાસ ખાસ કારણ નથી, છતાં પણ તેને પોતાના પુત્ર પાસે એ બાબતની આશા છે કે, 'તે મોટો થઇને, તેના ઉદ્યોગવડે પોતાને તથા પોતાના પતિને દાસત્વથી છોડાવશે' આ આશા ઉપર તે

પોતાના પુત્રનું મ્હોં જોતી થકી, પોતાના દિવસો વ્યતીત કરે છે, આ આશાનાં કિરણ ઉપર જ તે દાસીપણામા પણ પ્રસન્ન છે.

જો કે, તારા આ જ આશાએ પોતાના દિવસો વ્યતીત કરી રહી છે, છતા હજુ તેણીના સત્યની ખરી કસોટી તો બાકી જ છે. હજુ તેને કઠણમાં કઠણ સંકટને વખતે પોતાના સત્યની પરીક્ષા આપવાની છે. આ જ કારણે તેની એ આશા પણ વધુ વખત ટકી ન શકી. વિપત્તિ પોતાના નિયમાનુસાર આશા ઉપર જ પ્રહાર કરે છે અને તેનો નાશ કરે છે. જો તે આશાનો નાશ ન કરે, તો પછી કોઇપણ મનુષ્ય પોતે વિપત્તિમાં છે, એમ ન માને અને વિપત્તિથી ન ગભરાય.

નિયમાનુસાર, રોહિત હમેશાં વનમા જતો અને ત્યાંથી ફળ લાવીને પોતે પણ ખાતો તથા માતાને પણ આપતો. તારા, પોતાના પુત્રનાં લાવેલાં ફળોમાંથી પોતે પણ ખાતી તથા બીજાને આપીને પોતાની ઉદારતા તથા દાનશીલતાનો પરિચય પણ આપતી. દાસીત્વના બંધનમાં જકડાયલી હોવા છતાં પણ તારા આ પ્રમાણે સુખપૂર્વક પોતાનાં દિવસો ગુજારી રહી હતી; પરન્તુ તે દુષ્ટ દેવ, કે જેણે હરિશ્ચન્દ્રને સત્યભ્રષ્ટ બનાવવાની પ્રતિજ્ઞા કરી હતી તે, તારાના આ સુખને પણ ન જોઇ શકયો. તેણે તારાના પુત્રરત્નને ઝૂંટવી લઇ, આ રીતે દુઃખ આપી, દંપતીને સત્યભ્રષ્ટ કરવાનો ઉપાય પુનઃ વિચાર્યો.

હમેશની જેમ, રોહિત એક દિવસ વનમાં ગયો. તેણે વનનું દરેક વૃક્ષ જોઇ નાખ્યું, પરન્તુ તે દુષ્ટ દેવની માયાથી તેને એક પણ ફળ ન મળ્યું. તે ફળોની આશાએ વનમાં ખૂબ રખડ્યો, પરન્તુ તે બધું વ્યર્થ ગયું. રોહિત મનમાં ને મનમાં કહેવા લાગ્યો, શું આજે વનદેવ મારાથી રિસાયા છે? શુ પ્રકૃતિદેવીએ પોતાની વ્હાલપ છોડી દીધી છે? ગમે તેમ પણ એ જ કારણ છે કે, આજે મને ફળ મળતું નથી. જે વનદેવ હમેશાં મને વધારે ને વધારે ફળ આપતા હતા, જે પ્રકૃતિદેવીએ પોતાની ગોદમાં આવેલા બાળકને કદી ભુખ્યું રાખ્યું ન હતું, તે આજે જરૂર મારા પ્રત્યે ક્રોધાયમાન છે. નહિ તો જે વૃક્ષ

ફળથી હમેશાં લચકાયા કરતાં હતાં તે આજે ફળ રહિત કેમ બની જાય.

રોહિતને વનમાં ફળ શોધતાં વધારે વખત વ્યતીત થઇ ગયો હતો. ફળાહારીને વખત થતાં ભૂખ લાગે છે, એ નિયમ પ્રમાણે રોહિતને પણ કડકડતી ભૂખ લાગી ચૂકી હતી અને વધુ ને વધુ તે વધતી જતી હતી. તેણે ઝાડપરથી થોડાંક પાંદડાં ખાધાં, પરન્તુ પાંદડાંથી ભૂખ ન ભાંગી. વધારે ભૂખને લીધે રોહિત વ્યાકુળ બની ગયો. વળી તેને માતાની ચિંતા પણ વધારે હતી, કે તેણી મારે લીધે ભૂખી હશે અને મારી આવવાની વાટ જોતી હશે. હું દરરોજ તો ફળ લઇને જતો હતો અને હું પોતે ખાતો હતો તથા માતાને પણ ખવડાવતો હતો, પરન્તુ આજે ફળ મળ્યાં નથી, તેથી જો હું ફળ લીધા વગર જઇશ, તો મારે માતાના ભોજનમાંથી જ ભોજન કરવું પડશે અને તેને ભૂખ્યું રહેવું પડશે. હું માતાના ભોજનમાંથી ભોજન કરૂં અને મારે લીધે માતાને ભૂખ્યું રહેવું પડે, એ મારે માટે સર્વથા અનુચિત છે.

આ વિચારથી રોહિત ઘેર ન ગયો અને વનમાં ફળ શોધતો રહ્યો રોહિત ભૂખથી ખુબ વ્યાકુળ બની ગયો હતો, ભૂખને લીધે તેની આંખોમાં અંધારાં આવવા લાગ્યાં હતાં, છેવટે વ્યાકુળ બનીને તે એક વૃક્ષની નીચે પડી ગયો. ભૂખને લીધે તેને ઊંઘ તો આવી નહિ, એટલે તે પરમાત્માનું સ્મરણ કરવા લાગ્યો કે, પ્રભો, હું તો તને જાણતો નથી, પરન્તુ મારી માતા તને જાણે છે. તે મને ઉપદેશ આપ્યા કરે છે કે, દુઃખમા પરમાત્માનું સ્મરણ કર્યા કરો. તે પોતે તારૂં જ સ્મરણ કરીને. પોતના દુઃખના દિવસો વિતાવી રહી છે, એ જ પ્રમાણે હું પણ તારૂં જ સ્મરણ કરીને, મારી ભૂખના દુઃખનો વખત વિતાવું છું.

રોહિત આ પ્રમાણે પરમાત્માનું સ્મરણ કરી રહ્યો હતો, તેવામાં તેની પાસે કોઇ વસ્તુ પડ્યાનો અવાજ સંભળાયો. રોહિતનું ધ્યાન ભંગ થયું. તેણે ઉઠીને આસપાસ જોયું, તો તેને એક પાકેલું આંબાનું ફળ દેખાયું. રોહિતે તે ફળ લીધું અને આનંદિત થઇને વિચારવા લાગ્યો

કે, શું આ ફળ મારી માતાએ જણાવેલા તે પરમેશ્વરે જ આપ્યું છે કે, જેનું હું સ્મરણ કરી રહ્યો હતો ? જરૂર તેણે જ આપ્યું હશે, નહિ તો અહીંના તો બધાં વૃક્ષો હું શોધી વળ્યો હતો, છતાં આ ફળ ક્યાંથી આવ્યું ?

રોહિતે, પરમાત્માને ધન્યવાદ આપીને તે આમ્રફળ ચૂસ્યું. તે ફળ તેને એટલું સ્વાદિષ્ટ લાગ્યું કે, જેણે આજસુધીમાં આવું સ્વાદિષ્ટ ફળ ખાધું ન હતું. એક તો એ વખતે તે ભૂખ્યો પણ હતો અને ભુખમાં વસ્તુ સ્વાદિષ્ટ લાગે જ છે, બીજું ફળ પણ કાંઇક વધુ સ્વાદિષ્ટ હતું, તે ફળ ખાવાથી રોહિતની ભૂખ થોડી ઘણી મટી ગઇ અને તેને શાન્તિ મળી.

રોહિતે જ્યારે ફળ ખાઇ લીધું, ત્યારે તેને વિચાર આવ્યો કે, આવું સરસ ફળ, માતાને આપ્યા વગર હું એકલો જ કેમ ખાઈ ગયો? જો આ ફળ હું માતાની પાસે લઇ ગયો હોત, તો કેવું સારૂં થાત ? પણ ધિક્કાર છે ભૂખને, કે જેણે આ વખતે મને માતાનું લક્ષ્ય ન રહેવા દીધું. હવે હું તે ફળના વૃક્ષને શોધી, તેમાંથી ફળ તોડીને, માતાની પાસે લઇ જઇશ.

આ પ્રમાણે વિચાર કરીને, રોહિત અહીં તહીં તે ફળના વૃક્ષને જોવા લાગ્યો. તેને, પાસે જ આંબાનું એક ઝાડ જોવામાં આવ્યું કે જે એવાં જ ફળોથી લચકતું હતું. લચકતાં ફળો વાળું ઝાડ જોઇને, તે ઘણો જ ખુશી થયો અને વિચારવા લાગ્યો કે, આ વૃક્ષોને હું સારી રીતે જોઇ ચૂકયો હતો, છતાં એક પણ ફળ મારા જોવામાં આવ્યું ન હતું. હવે ફળોથી ભરપૂર વૃક્ષ મળ્યું છે, તે એ જ પરમાત્માની કૃપા છે. જાણે તે પરમાત્માએ મારા માટે જ આ ફળથી ભરપૂર વૃક્ષ મોકલ્યું હોય× હવે હું આ વૃક્ષમાંથી ઘણા ફળો લઇ જઇને મારી માતાને આપીશ, તો તેણી તે ખાઇને તથા બીજાઓને આપીને અત્યંત પ્રસન્ન થશે.

---

× બાળકનું આ કથન, નિમિત્તને કર્તા માનવાથી સિદ્ધ થઈ શકે છે. નિમિત્તરૂપે સર્વ સંપ્રદાય વાળાઓ પરમાત્માને દાતા માનશે.—સંપાદક

આ પ્રમાણે વિચાર કરીને, રોહિતે તે વૃક્ષ પર ચડવાની તૈયારી કરી. તે ઉપર ચડવાના વિચારથી જેવો જ તે ઝાડની પાસે પહોંચ્યો કે તરત જ તેની નજર તે ઝાડ સાથે લપેટાયલા એક કાળા તથા ભયાનક સર્પ પર પડી. તે સર્પ પોતાની લાલચોળ આંખો વડે રોહિત તરફ જોઇ રહ્યો હતો, તથા જીભ બહાર કાઢીને ફુંફાડા મારી રહ્યો હતો આજનું બાળક તો શું પણ યુવાન હોય તો પણ પ્રાયઃ તે વિકરાળ સાપને જોઇ નાશી જાત. કેમ કે આજનું શિક્ષણ જ એવું છે કે જેમાં ભયને પ્રથમ સ્થાન આપવામાં આવે છે; પરન્તુ રોહિત, વીર-બાળક હતો અને તારાએ પોતાના શિક્ષણદ્વારા તેની રગેરગમાં વીરતા ભરી દીધી હતી. તે સાપથી જરા પણ ભયભીત ન બન્યો, બલકે પોતે પણ પોતાની આંખો લાલ કરીને તે સાપને કહેવા લાગ્યો—ઓ ! વિષધર ! તું આ ઝાડને ઘેરીને શા માટે બેઠો છે? ફળ તો તું ખાતો નથી, તે તો મનુષ્યોનો આહાર છે અને મારી પ્રાર્થનાથી કોણ જાણે આ ઝાડ કયાંથી અને કેવી રીતે આવ્યું છે, છતાં તું આ ઝાડ ઉપર કેમ અધિકાર રાખી રહ્યો છે? આ ઝાડના ફળોનો અધિકારી હું છું, માટે તું અહીંથી ચાલ્યો જા.

રોહિતની વાત સાંભળીને, સાપે તેના તરફ જોઇને, એક એવો ફુંફાડો માર્યો કે, જાણે રોહિતને જવાબ આપ્યો કે, જો તને તારો પ્રાણ વહાલો હોય તો તું અહીંથી ચાલ્યો જા. પરન્તુ રોહિત એવા ફુંફાડાથી ડરે તેવો કયાં હતો ? તેણે કહ્યું—ફળ એ તારા ખપની વસ્તુ નથી, માટે મેં તને વૃક્ષ છોડી દેવાનો કહ્યું, પરન્તુ તું તારા ઝેરના મદમાં સાંભળતો જ નથી ? હજુ પણ હું તને કહું છું કે, તું આ ઝાડને છોડી ચાલ્યો જા. હું મારા અધિકારની વસ્તુ આ પ્રમાણે તારા ભયથી કદાપિ નહિ છોડું. મારી માતા રાહ જોતી હશે, તે મારે લીધે ભૂખ્યા હશે, હું આ ફળો તેને માટે લઇ જઇશ. તો તેં ઘણી ખુશી થશે. એટલામાટે તું આ વૃક્ષને છોડી દે,

રોહિતની આ વાત સાંભળીને પણ સર્પ ન હઠયો બલ્કે તેણે તેણે એક વધુ ફુંફાડો માર્યો. રોહિત કહેવા લાગ્યો—હું તને કહી ચૂકયો કે, હુ મારા અધિકારની વસ્તુ કોઇ પણ રીતે નહીં છોડું, છતાં પણ તું મને ડરાવી રહ્યો છે? જો તું ન હઠે, તો કાંઇ નહિ, હું બીજીરીતે વૃક્ષપર ચઢીને ફળ તોડી લઈશ.

રોહિતના આ કાર્યનું નામ સત્યાગ્રહ છે, ભય કે સંકટથી ન ડરતા, પોતાના અધિકારો પર સ્થિર રહેવું, અથવા પોતાના અધિકારોની પ્રાપ્તિ તેમજ રક્ષા માટે ઉપાય કરવો તેનું જ નામ સત્યાગ્રહ છે. રોહિતના આ સત્યાગ્રહથી સાબિત થાય છે કે, તે વખતે બાળકો પણ સત્યાગ્રહ કરવાનું જાણતા હતા, પરન્તુ આજના ઘણા વૃદ્ધો પણ સત્યાગ્રહનું નામ સાંભળતાં જ ડરતા સાભળવામાં આવે છે. આ તફાવતનું કારણ શિક્ષણમાં તફાવત જ છે. પહેલાના બાળકોને વીરતાનું શિક્ષણ આપવામા આવતું હતુ, પરન્તુ આજકાલના બાળકોને કાયરતાનું શિક્ષણ આપવામા આવે છે. જ્યાં પહેલાંના બાળકોને એવું શીખવવામાં આવતું હતુ કે, તેઓ કોઈથી ભય ન પામે, તેની જગ્યાએ આજના બાળકોને ભુત, પ્રેતના ખોટા ભયથી ડરાવવામાં આવે છે. એ રીતે આજના બાળકોમા કાયરતાની ભાવના ભરવામા આવે છે, તો પછી તેઓ સત્યાગ્રહ કેવી રીતે કરીશકે? કારણ કે સત્યાગ્રહ વીરપુરૂષ જ કરીશકે છે. કાયર કરી શકતો નથી.

સાપે જ્યારે રોહિતને માર્ગ ન આપ્યો, ત્યારે રોહિત ઝાડની આમપાસ ફેલાયલી ડાળીઓમાંની એક ડાળી પકડીને ઝાડપર ચડવા લાગ્યો. જેવો જ તે ઝાડપર ચડવા લાગ્યો કે તરત જ સર્પે દોડી જઇને પોતાના દાત વડે રોહિતનો પગ કરડી ખાધો. સાપ કરડતા જ બાળક રોહિત તરફડીને જમીન પર પછડાઇ પડ્યો એક ક્ષણમા જ તેના નાના અને કોમળ શરીરમા સાપનુ ઝેર પ્રસરી ગયું.

ઝાડપરથી પડીને રોહિત આપોઆપ કહેવા લાગ્યો-માતા તારા! આજે તમારો રોહિત સાપ કરડવાથી નાશ પામે છે! તમારી પાસે કોઇ નથી,

તમને માતા કહેનાર આજે આ જગતમાં કોઈ નહિ રહે, એ વિચારથી હૃદય, દુઃખથી ચીરાઈ જાય છે. પિતાજી આ વખતે ખબર નથી કે, ક્યાં હશે અને તમે ગુલામીના બંધનમાં જકડાએલા છો. હું ધારતો હતો કે, હું મારા ઉદ્યોગથી તમને ગુલામીના બંધનથી મુક્ત કરાવીશ અને પિતાજીને પણ શોધી લાવીશ, પરન્તુ એ મારી આશા, આજે નિરાશામાં પરિણમીને, મારી જ સાથે કાળના ભયંકર સપાટામાં જઈ રહી છે. માતા! મારા મૃત્યુ સમાચાર તને કોણ સંભળાવશે. અને તે સાંભળીને શું તમે જીવિત રહી શકશો ? જીવિત રહો કે ન રહો, પણ હવે તમે તમારા રોહિતને જોઈ નહિ શકો. માતા! તારા તમે મારા મૃત્યુની ચિંતા એટલા માટે ન કરશો, કે હું કાયરોની જેમ પ્રાણ ગુમાવી નથી રહ્યો, પરન્તુ તમે મને જે શિખામણ આપી, તે જ પ્રમાણે વીરની જેમ પ્રાણનો ત્યાગ કરી રહ્યો છું. તમે મારા માટે અનેક દુઃખો સહ્યાં, તમે મને તમારૂં હૃદયધન, જીવનસુખ અને પ્રાણનો આધાર ગણતા હતા, પરન્તુ હું વચમાં જ તમારો સાથ છોડીને જઈ રહ્યો છું. તમે મને ધીરજ રાખવાની શીખામણ આપતા હતા, પરન્તુ આ વખતે તમારાં ધૈર્યની પરીક્ષા છે. તમે મારા મૃત્યુ સમાચાર સાંભળીને, ધૈર્ય રાખજો અને 'મારો પુત્ર વીરગતિમાં ગયો છે' એમ માનીને સંતોષ લેજો. પિતા ! તમોને વિખૂટા પડયે વધારે સમય થયો છે; એકવાર આવીને જુઓ તો ખરા કે તમારો વહાલો રોહિત, આજે કેવી રીતે મૃત્યુનું આલિંગન કરી રહ્યો છે ! આપ મને આપના પ્રાણથી પણ વધારે પ્રિય સમજતા હતા; પરન્તુ હું આજે આપને હંમેશને માટે દુઃખસાગરમાં મૂકીને જઈ રહ્યો છું. આપ ન હોવાથી, માતા જ્યારે મારા માટે વિલાપ કરશે, ત્યારે તેનો વિલાપ કોણ સાંભળશે અને કોણ તેને ધીરજ આપશે ? ગમે તેમ થાય, પણ હવે મારે આ વખતે એ વિષયની ચિંતા ન કરતાં, તે પરમાત્માનું સ્મરણ કરવું જોઈએ કે, જેનું સ્મરણ કરવાનો માતાએ ઉપદેશ આપ્યો છે. પ્રભો! મારી માતાએ બતાવેલા પ્રભો ! આ તુચ્છ સેવક તમારા શરણે છે. તમે તેને તમારા

શરણમાં સ્થાન આપો. હું તો તમને જાણતો નથી, મેં તમને કદી જોયા પણ નથી, છતાં માતાના બોધ પર અવિશ્વાસ કરવાનું કારણ નથી હું મારી માતાએ બતાવવાથી જ તમારૂં સ્મરણ કરૂં છું અને તમને પ્રાર્થના કરૂં છું કે, આ અધમનો હાથ પકડો.

ઇશ્વિરપ્રાર્થના પછી, તે પુનઃ કહેવા લાગ્યો—માતા ! જો કે તમને મારા આ છેલ્લા પ્રણામ સંભળાવનાર કોઈ નથી, પણ હું પુત્રના કર્ત્તવ્ય પ્રમાણે તમને પ્રણામ કરૂં છું અને આ સંસારમાંથી સદાને માટે વિદાય થાઉં છું. આટલું કહેતાં કહેતાં રોહિત વિષના પ્રભાવથી બેશુધ્ધ બની ગયો.

કેટલાક માણસોએ રોહિતને સાપ કરડવાથી નીચે પડી જતો જોયો હતો. તેઓ દોડીને રોહિતની પાસે આવ્યા. રોહિતને જોઇને તે લોકો માંહોમાહે વિચાર કરવા લાગ્યા કે, આ સુંદર બાળક ખબર નથી કે કોનો હશે ? તેનું કોમળ શરીર જોતજોતામા ઝેરને લીધે ક્ષીણ થતું જાય છે. એ માતા શબ્દનું ઉચ્ચારણ કરતાંની સાથે જ, તારા નામનું ઉચ્ચારણ કરે છે, એથી જણાય છે કે તેની માતાનું નામ તારા છે. છતાં ખબર નથી કે તારા કોણ છે અને ક્યાં રહે છે ! જો એમ ખબર હોત કે, તારા કોણ છે અને ક્યાં રહે છે, તો તેને સમાચાર આપી દેત. એટલામાં જ તે લોકોમાંના એકે કહ્યું કે, અમુક બ્રાહ્મણને ત્યાં તારા નામની એક દાસી છે. આ બાળકને પણ તે જ બ્રાહ્મણને ત્યાં જોયો છે. સંભવ છે કે, કદાચ આ બાળક તે તારાનો હોય. તે લોકોમાંના એકે કહ્યું—જો કે આ બહુ જ થોડા વખતનો મહેમાન છે, તેને મરવામાં હવે વાર નથી; છતાં આ વખતે પણ જો કોઇ તેની માતાને ખબર આપે, તો તે બિચારી પોતાના પુત્રનું મુખ તો જુએ ! કોઈ એક છોકરો, જે અહીં આવીને ઊભો હતો, તેણે આ કામ કરવાનું સ્વીકાર્યું અને તરત જ તે દોડતો પેલો બ્રાહ્મણના ઘર તરફ ગયો કે, જેને ત્યાં તારા રહેતી હતી



## પ્રકરણ ૨૪ મું

### વિપત્તિનું વજ્ર

સંસારના મનુષ્યો બીજાં બધાં દુઃખો સહન કરવામાં ધૈર્ય ધારણ કરી શકે છે, પરન્તુ સંતતિવિયોગનું દુઃખ તેમને અસહ્ય થઇ પડે છે. અનેક સંતાનો હોવા છતાં પણ કોઇ એકનું વિયોગદુઃખ સહન કરવામાં જ્યારે તેમનું ધૈર્ય રહેતું નથી, ત્યારે જો એક જ સંતાન હોય અને તેનો વિયોગ થાય તો ધૈર્ય ન રહે, એ સ્વાભાવિક છે.

રોહિત, એ તારાનો માત્ર એક જ પુત્ર હતો. તે જ રોહિતને આધારે તે પોતાના દિવસો વ્યતીત કરતી હતી. તેનું જ મુખ જોઇને તે પ્રસન્ન રહેતી અને તેની મારફત તેને ભવિષ્યની સુંદર આશા હતી. તે આ આપત્તિને વખતે પણ પોતાના આ પુત્રરત્નને સુરક્ષિત રાખતી, તેના ખાવાપીવાની ચિંતા રાખતી અને તેને માટે તે પોતે ભૂખી પણ રહેતી. પરન્તુ દુષ્ટ દૈવે તારાનું આ પુત્રરત્ન પણ છીનવી લીધું. પુત્ર-વિયોગનો દુઃખનો તારાના હૃદય ઉપર કેવો આઘાત થયો હશે, તે માત્ર અનુભવથી જ જાણી શકાય. અસ્તુ.

જે વખતે, રોહિતના સમાચાર લઇને છોકરાઓ બ્રાહ્મણને ત્યાં આવ્યા, તે વખતે તારા રોહિતની જ ફિકર કરી રહી હતી. હંમેશના વખત કરતાં આજે ઘણો વધારે વખત વ્યતીત થઇ જવા છતાં પણ તે ન આવવાથી, તારા બીલકુલ વ્યાકુળ બની ગયેલી હતી. તે મનમાં અનેક જાતના સંકલ્પવિકલ્પ કરી રહી હતી. આવી સ્થિતિમાં છોકરાઓએ જઇને તેણીને કહ્યું કે, તમારો પુત્ર તમને યાદ કરતો મૂર્છિત બનીને પડી ગયો છે. તારાએ ગભરાઇને પૂછ્યું—તે ક્યાં છે ? હું તો તેની વાટ જોઇ રહી છું.

છોકરા—જો કે, છે તો દુઃખદ સમાચાર, સાંભળવાથી તમને ઘણું જ દુઃખ થશે, એટલા માટે ન સંભળાવવું જ સારું છે, પણ નહિ સંભળાવવાથી તો વળી વધારે નુકશાન છે, એટલે આખરે ક્યાં સુધી ન સંભળાવીએ ? એટલે સંભળાવી જ દઈએ છીએ. તમારો પુત્ર એક વૃક્ષ ઉપર ચડતો હતો. ઉપર ચડતી વખતે તેને એક સાપ કરડ્યો. એથી તે બેહોશ પડ્યો છે. તેના આખા શરીરમાં ઝેર પ્રસરી ગયું છે અને અમારા અહીં પહોંચતા પહેલાં જ તેણે પોતાની સંસાર યાત્રા પૂરી કરી દીધી હશે.

છોકરાઓએ તારાને આ સમાચાર જેવા સંભળાવ્યા, ત્યારે જાણે તેના પર વજ્રનો પ્રહાર કર્યો હોય તેમ, પોતાના પુત્રના આ સમાચાર સાંભળતાં જ, એટલી બધી અધીર બની ગઈ કે, તત્ક્ષણ તે મૂર્છિત બનીને જમીન પર પછડાઈ પડી. પુત્રના વિયોગનું દુઃખ તારાને અત્યંત અસહ્ય હતું, એથી તે તેને આ મૂર્છિત દશા થોડા વખતને માટે સુખદાયક સિદ્ધ થઈ. તે જેટલો વખત મૂર્છિત રહી, તેટલો વખત તે પુત્રના દુઃખથી બચી, પરન્તુ તેને તો પુત્રનો વિયોગ સહીને પોતાના સત્યની પરીક્ષા આપવાની છે; એટલે તેની તો મૂર્છિતાવસ્થા પણ તેની પાસે વધુ વખત સુધી ન ટકી.

જે વખતે તારા મૂર્છિત પડી હતી અને છોકરાઓ તેની પાસે આસપાસ ઊભા હતા, એ વખતે બ્રાહ્મણ પણ ત્યાં આવી પહોંચ્યો. તારાને પડેલી જોઈ તથા છોકરાઓને ઊભેલા જોઈ, બ્રાહ્મણે છોકરાઓને પૂછ્યું કે, શું બન્યું છે? છોકરાઓએ રોહિતને સર્પ કરડ્યાની વાત સંભળાવીને કહ્યું કે, આ સમાચાર સાંભળતાં જ તે મૂર્છિત બનીને પછડાઈ પડી છે. બ્રાહ્મણે વિચાર્યું કે તેનો પુત્ર તો મરી જ ચૂક્યો છે પરન્તુ તે દુઃખથી કદાચ આ પણ મરી ન જાય, નહિ તો મારી પાંચસો સોનામહોરો રહી જશે. આ પ્રમાણે વિચાર કરીને, બ્રાહ્મણે તારાની મૂર્છા ઉતારવા માટે તેના મુખ ઉપર પાણી છાંટ્યું. શીતલ જલના છાંટા

કાવથી તારાની મૂર્છા ઉતરી અને તે રોહિત, રોહિત બોલતી વિલાપ કરવા લાગી. બ્રાહ્મણે તારાને ધમકી આપતા કહ્યું, કે જ્યારે હું કહેતો હતો, કે તારા પુત્રને ક્યાંઈ જવા ન દે, ત્યારે તો તેં મારી વાત ઉપર ધ્યાન ન આપ્યું અને અત્યારે તેને માટે વિલાપ કરે છે, શું તેની સાથે તું પણ રોઈ રોઈને તારો પ્રાણ આપીશ અને એ રીતે મારી પાંચસો સોનામહોરો ડૂબાવીશ, હવે રોવાથી શો લાભ છે? જા, અને તેનું જે કાંઇ કરવાનું હોય તે કરીને જલ્દી પાછી આવ.

બ્રાહ્મણના આ પશુતાભર્યા શબ્દોથી, દુઃખિત તારાના હૃદયમાં કેવો આઘાત થયો હશે, તે વાત પ્રત્યેક માણસ સમજી શકે છે. પરન્તુ તારા વ્યાકુળ હતી, એટલે તે સાંભળ્યા સિવાય બીજું શું કરી શકે તેમ હતી? આ કઠોર શબ્દોને માટે પણ તારાએ પોતાના મનમાં તેને ધન્યવાદ આપ્યો, કે તેણે ઓછામાં ઓછો, વગર માંગ્યે પુત્રનો અંતિમ સંસ્કાર કરવા માટે મને સમય તો આપ્યો.

સંસારનો નિયમ છે કે, દુઃખ સહાનુભૂતિથી પણ ઓછું થાય છે, તેમ ધમકીથી પણ ઓછું થાય છે. કોઇ કોઇવાર સહાનુભૂતિ અને ધમકી એ બંનેથી દુઃખ વધી જાય છે; પણ મોટે ભાગે તે ઓછું થાય છે. બ્રાહ્મણની ધમકીથી, તારા પોતાના પુત્રનું દુઃખ એક ક્ષણને માટે ભૂલી ગઇ. તેણીએ ધીરજ ધારણ કરીને બ્રાહ્મણને કહ્યું—પિતાજી, જે થવાનું હતું તે તો થયું, પરન્તુ હવે હું અબળા ત્યાં એકલી જઇને શું કરી શકું? દયા કરીને કાંતો આપ ચાલો અથવા કોઇને મારી સાથે મોકલો, જેથી તેને જોઇને જો કાંઇ થઇ શકે તો તેનો કાંઈ ઉપચાર કરવામાં આવે.

તારાના આ સમયના શબ્દોનો, એક સહૃદય મનુષ્ય ઉપર ઘણો સારો પ્રભાવ પાડી શકે, પરન્તુ તે બ્રાહ્મણમાં સહૃદયતાનું નામ માત્ર પણ ન હતું તેણે તારાની આ વિચલિત કરી દે તેવી પ્રાર્થનાના જવાબમાં કહ્યું—તે તો મરી જ ગયો છે, હવે તે મરી ગયેલાનું શું કર-

વાનું હોય ? વનમાં મરી ગયેલાને ગામમાં કે ઘરમાં તો લાવવાનો જ નથી, તો પછી અમે તારી સાથે ક્યાં ફર્યા કરીએ ? જા, જલ્દી જા. વખત ન ગૂમાવ અને તેને બાળીને જલ્દી પાછી આવી જા. વિલંબ ન કરીશ.

જે તારાની સેવામાં હંમેશાં હજારો સેવકો અને સેવિકાઓ હાજર રહેતી હતી, જેના મુખમાંથી આજ્ઞા નિકળતાં જ કામ થતું હતું, જે પોતે બીજાને દુઃખ વખતે સહાયતા આપતી હતી, તે જ તારાને આજે ઉપર મુજબ જવાબ સાંભળવો પડે છે અને તે પણ એવા સમયમાં કે જ્યારે તેનો પ્રિય પુત્ર મૃતાવસ્થામાં પડ્યો છે છતાં તારા, આ જવાબથી એટલી દુઃખિત ન થઈ, કે જેટલું દુઃખ તેને પોતાના પુત્રનું છે. તેણીએ, બ્રાહ્મણનો જવાબ સાંભળીને અને તેના તરફથી નિરાશ થઇને, છોકરાંઓને કહ્યું—ભાઇઓ, તે ક્યાં પડ્યો છે, સાથે આવીને બતાવો તો ખરા! છોકરાઓએ તારાની વાત સ્વીકારી લીધી. વિલાપ કરતી તારા તે છોકરાંઓને સાથે લઇ જ્યાં રોહિત પડ્યો હતો, ત્યાં ગઇ.

છોકરાઓએ, ત્યાં જઇને વિષના પ્રભાવથી મૃત્યુ પામેલા રોહિતનું શબ તારાને બતાવ્યું તારાએ દોડીને રોહિતના શબને ઉંચકી લીધું અને તે વિલાપ કરવા લાગી.

રોહિતના શબને ખોળામાં લઇને, વિલાપ કરતી થકી, તારા કહેવા લાગી–રોહિત, બેટા રોહિત, તું કઇ નિદ્રામાં સૂતો છે? તારી અભાગણી માતા, તારી પાસે બેસીને રોઇ રહી છે, છતાં તું ચુપચાપ કેમ પડ્યો છે? રોજ તો તું તારી માતાનું દુઃખ દૂર કરતો હતો, અનેક પ્રકારની વાત તો કરીને આશ્વાસન આપતાં હતો, છતાં આજે નિષ્ઠુર કેમ બની ગયો છે? બાળક રોહિત, શુ આ વખત સૂવાનો છે? શું આ વખત તારી માતાને છોડી જવાનો છે? શુ આ અવસ્થા તારી પરલોકગમની છે? છતાં કેમ પડ્યો છે? તારા નેત્રો અને તારી આકૃતિ તો એવી જ છે, કે જેવી હમેશાં મારી ગોદમાં સૂતી વખતે રહ્યા કરતી હતી, છતાં

આજે બોલતો કેમ નથી, શું પ્રભાતના ચંદ્રમાનું તેજ મલિન હોય? શું મારાથી રિસાઇ ગયો છે? મારા જીવનધન! જો તું રિસાઇ જાય, તો આ દુનિયમાં આ વખતે મારૂં કોણ છે? જે મને આશ્વાસન આપે, તું રોજ તો કહ્યા કરતો હતો કે, હું મોટો થઇને તમને, દાસીપણામાંથી છોડાવીશ, અને પિતાને પણ શોધી લાવીશ, પરન્તુ આજ તો બોલતો પણ નથી? અત્યાર સુધી તો તારે માટે એ આશા હતી, કે તું મોટો થઈને તારાં માતા-પિતાને દુઃખમુક્ત કરીશ, પરન્તુ હવે તારા વગર આ આશા કોણ પૂરી કરશે? હવે મને માતા, માતા કહીને કોણ બોલાવશે? હવે કોણ મારી આંખોનાં આંસુઓ લૂછીને, પોતાની તોતલી વાતોથી મને હસાવશે? હવે હું કોનું મ્હોં જોઇને મારી આંખો ઠંડી કરીશ અને મારાં દુઃખને ભુલીશ? તું ભૂખ્યો રહેવા છતાં પણ કદી મને ન કહેતો અને મને સાથે લીધા સિવાય ન ખાતો, પરન્તુ હવે તો કોઈ મારી વાત પૂછનાર પણ ન રહ્યું. પુત્ર રોહિત, મેં તારા પિતાના પુત્રરત્નને ગુમાવી દીધું. હવે જ્યારે તે તારી બાબતમાં મને પૂછશે, કે રોહિત ક્યાં છે? ત્યારે હું તેમને શો જવાબ આપીશ? હું ક્યા હૃદયથી કહીશ કે આપનું જીવનધન અને સૂર્યવંશનું એક માત્ર રત્ન હવે સંસારમાં નથી? વત્સ રોહિત, શું મેં આટલા જ માટે તને પાળ્યો પોષ્યો હતો? શું તું દુષ્ટ સાપને મારે ડસવા યોગ્ય હતો? તે દુષ્ટે તારા બદલે મને જ સર્પે કેમ ન દીધો? અથવા હવે કેમ ડંસ દેતો નથી? મને તેણે આ દુઃખને સહવા માટે જ જીવતી મૂકી? હે જીવ! તું આ શરીરમાં ક્યા સુખની આશાએ રહ્યો છે? જ્યાં રોહિત ગયો છે, ત્યાં કેમ ચાલ્યો જતો નથી? શું હજુ વધારે દુઃખ જોવાનું બાકી છે? કે જેને માટે તું રોકાયો છે? જીવતે પુત્રશોકના ભયંકર દુઃખથી એવું કયું વધારે દુઃખ છે કે જે હજુ સહેવાનું બાકી છે? આ દુઃખથી વધારે મોટું દુઃખ તો દુનિયામાં કોઇ બીજું નથી, તો પછી તું આ શરીરને કેમ છોડતો નથી? પુત્રશોકના ભીષણ દુઃખથી છૂટકારો નથી મેળવતો? જા, તું પણ ત્યાં જ જા કે જ્યાં રોહિત ગયો છે. હું અત્યાર સુધી સત્યને

માટે સઘળાં દુઃખો ખમતી રહી, પરન્તુ આ દુઃખ મારા માટે અસહ્ય છે, જ્યાં મારો રોહિત ગયો છે, ત્યાં હું પણ જઈશ અને જરૂર જઈશ, હવે હું કઈ આશાએ રહું, પુત્રની આશાએ જ અત્યારસુધી હું બધાં દુઃખો સહન કરતી, પરન્તુ આજે તો એ આશા પણ ન રહી, જે પુત્રની આશાને આધારે અત્યાર સુધી મેં મારા દિવસો ગાળ્યા, તે પુત્ર પણ આજે અદૃશ્ય થયો. મારા માટે તો આજે આખું વિશ્વ શૂન્ય છે. હવે મારે આ દુનિયામાં રહેવાની પણ શી જરૂર છે.

તારાનું આ કરુણ આક્રંદ, સાંભળીને તેની પાસે ઘણા માણસો એકત્ર થઈ ગયા. તારાનો હૃદયભેદક વિલાપ સાંભળીને, તે લોકોની આંખોમાંથી આંસુઓ ટપકવા લાગ્યા. સઘળા માણસો તારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. તારાનો વિલાપ સાંભળીને, વનના પશુ-પક્ષીઓએ પણ ખાવા-પીવાનું છોડી દીધું અને તારાનું અનુકરણ કરવા લાગ્યા. એ બધું થયું, પરન્તુ રોહિતના મૃત શરીરમાં જીવનનો સંચાર ન થયો. તારા આ પ્રમાણે વિલાપ કરતી હતી, તેવામાં જ એક સજ્જન આવી પહોંચ્યો.

સજ્જનોની વાણીમાં કોણ જાણે કેવી શક્તિ હોય છે. તેઓ સંસારના કઠણમાં કઠણ દુઃખને પણ વાતવાતમાં ઓછું કરી દે છે. તેમની વાણી, દુઃખરૂપી રોગને માટે, રામબાણ ઔષધિ સમાન હોય છે. દુઃખમાં સુખ, નિરાશામાં આશા અને વિપત્તિમાં સંપત્તિ કરવી, એ જ સજ્જનોની વિશિષ્ટતા છે.

તે સજ્જન તારા પાસે આવીને કહેવા લાગ્યો-દેવી તારા, પુત્રના શોકથી વિહ્વલ બનીને જો કોઈ બીજી સ્ત્રી રડતી હોત, તો તો એ આશ્ચર્યની વાત ન હતી; પરન્તુ તમારા જેવી સત્યધારિણી, પુત્રશોકથી વ્યાકુળ બને, એ આશ્ચર્યની વાત છે. જો તમે પણ કષ્ટ સહવામાં અધીર બની જશો, તો પછી બીજા માણસો કેવી રીતે ધૈર્ય રાખી શકે, એ

શરીર જેને માટે તું વિલાપ કરી રહી છે, તે અનિત્ય તથા ક્ષણભંગુર છે અને આત્મા અમર છે. છતાં તું શોક કોને માટે કરી રહી છે? આ નાશવંત શરીરથી જેટલાં સુકૃત્ય બને, તેટલાં સારાં છે. આ બાળક પણ પોતાના જીવનનો અંત એક વીરને છાજે તેવી રીતે કર્યો છે અને તેં પણ સત્યને એવી રીતે પાળ્યું છે તે આજે સકળ સંસારમાં તારી કીર્તિ પ્રસરી રહી છે. હવે, શું પુત્રશોકથી વ્યથિત બની, તારાં તે સત્ય અને ધર્મને છોડવા ઇચ્છે છે, કે જેની રક્ષા તેં આટલાં કષ્ટો સહીને કરી છે, જે સત્યને માટે તેં રાજપાટ છોડી દીધું, જે સત્યને માટે તેં મજુરી કરી, જે સત્યને માટે વેચાઇને તેં દાસીપણું કર્યું, શું તે સત્યને હવે પુત્રશોકથી ગભરાઇને છોડી દઇશ? તું વેચાયેલી છે, તે બ્રાહ્મણે તારી પાંચસો સોનામહોરો મૂલવીને તને ખરીદી છે જો તું પુત્રશોકથી મૂંઝાઇને તારો પ્રાણ છોડી દઇશ, તો તે બ્રાહ્મણની સોનામહોરો રહી જ જશે કે નહિં? આવી સ્થિતિમાં તમારૂં મૃત્યુ વિશ્વાસઘાત કહેવાશે અને તું તારા પ્રિય ધર્મથી પતિત બની જઇશ. અત્યારસુધી તેં ધર્મની રક્ષા કરી છે, હવે તે છોડવું ઉચિત નથી. હે ભદ્રે! તું મરવા માટે પણ સ્વતંત્ર નથી એટલે તારા આ વિચારનો પરિત્યાગ કર અને ગભરામણ છોડીને ધર્મ પર લક્ષ આપ. તને તારા સ્વામીએ થોડાક સમયનો અવકાશ આપ્યો છે. એ વખત તું જો પુત્રશોકના વિલાપમાં જ વ્યતીત કરી દઇશ, તો પછી તું સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી—પતિત બની જઇશ. માટે, ધૈર્ય ધારણ કરીને પુત્રની અંતઃક્રિયા કરવાનો વિચાર કર. વીર ક્ષત્રિયાણી પોતાના વીરપુત્રને માટે કદી મોહ-વ્યગ્ર થતી નથી. તેમાંય પણ તું સૂર્યવંશની કુલવધૂ છે, દાનવીર મહારાજા હરિશ્ચંદ્રની ધર્મપત્ની અને રોહિત જેવા વીર તથા સ્વતંત્રતાપ્રિય બાળકની માતા છે. તારે આ પ્રમાણે શોક કરવો શોભાસ્પદ નથી. એ ઉપરાંત શોક કરવાથી દુઃખ મટી પણ શકતું નથી યુગયુગાન્તર સુધી શોક કરાવાથી કષ્ટનું નિવારણ થતું નથી. તો પછી, શોક કરવાથી શો લાભ? એટલે વીર ક્ષત્રિયાણીની

જેમ ધૈર્ય ધારણ કરીને તરાં કર્ત્તવ્યનો વિચાર કર.

સજ્જનના આ ઉપદેશે તારાના હૃદયમાં વિજળીના પ્રભાવ જેવું કામ કર્યું. તે આશ્ચર્યપૂર્વક વિચાર કરવા લાગી કે, આ સજ્જન મને શાથી ઓળખે છે ? તેણે જે જે વાત કરી છે. તેથી સ્પષ્ટ જણાય છે કે, તે મને અવશ્ય ઓળખે છે ? તેનો ઉપદેશ પણ ઉચિત જ છે. વસ્તુતઃ હું બીજાને ત્યાં દાસી છું. ખરીદનારની રજા વગર હું થોડો પણ વખત વ્યર્થ ગુમાવી ન શકું, તો પછી મરવા માટે તો કેમ સ્વતંત્ર થઇ શકું ? જે સત્યની અત્યારસુધી રક્ષા કરી છે, તે સત્ય મારા આત્મઘાત કરવાથી કદી બચી શકતું નથી. હવે મારૂં કર્ત્તવ્ય એ જ છે કે, હું રોહિતની અપેક્ષાએ સત્યને અધિક સમજીને રોહિતની ચિંતા ન કરૂં બલ્કે, સત્યની ચિંતા કરૂં અને એ જ કામ કરૂં કે જે કરવાથી સત્ય ન જાય.

સજ્જનના સમજાવવાથી, તારાએ ધૈર્ય ધારણ કર્યું. તેણે પોતાનું હૃદયદુઃખ દબાવીને, રોહિતની અંતઃક્રિયા કરવાનો વિચાર કર્યો. પરન્તુ તેણે જાણ્યું કે, કોઇની સહાયતા વિના, હું એકલી સ્ત્રી શું કરી શકીશ ? સ્મશાન ક્યાં છે ? અંતઃક્રિયા કેવી રીતે થતી હશે ? વગેરે બાબતથી હુ અજાણ છું, એટલે જો આ સજ્જનની આ કાર્યમા મદદ લઉં તો મારૂં કામ સારી રીતે પાર પડી શકે.

તારા તો પોતાના મનમાં તે સજ્જનની મદદ લેવાનો વિચાર કરી રહી છે, પરન્તુ દુષ્ટ દેવે અહીંયા પણ તારાનો પીછો ન છોડ્યો. તેણે એવી માયા રચી કે, તારાની પાસે અત્યારસુધી જેટલા જેટલા માણુસો ઉભા હતા તે સઘળા પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા. તારા, એ બધાને બોલાવતી જ રહી, પણ તેના બોલવા ઉપર કોઇએ પણ લક્ષ આપ્યું નહિ. સઘળા પોતપોતાને માર્ગે ચાલ્યા ગયા. તારા એકલી જ રહી ગઇ.

તારાના વિલાપમાં અને તે સજ્જનની સમજાવટમાં સંધ્યા થઈ ગઈ હતી. સૂર્ય પોતાના પ્રકાશમય કિરણો અસ્તાચળની ઓથમાં છુપાવી ચૂક્યો હતો. અમાવાસ્યાની રાત્રિ પોતાનો પ્રભાવ જમાવતી હતી, ભયંકર અંધકાર પ્રસરતો જતો હતો, ગીધ, ઘુવડ વગેરે પોતાના ભયાજનક શબ્દો સંભળાવી રહ્યા હતા, આકાશ વાદળાઓથી છવાયું હતું. જેણે ચમકતા તારાઓને એ પ્રમાણે સંતાડ્યા હતા કે જાણે તેઓ રાણી તારાના સત્યનો પ્રકાશ સુચારૂરૂપે જોવા ઇંતેજાર હોય. આવી ભયાનક અને અંધારી રાત્રિમા વનની મધ્યમાં, તારા પોતાના મૃતપુત્રને લઈને એકલી બેઠી છે. પ્રાર્થના કરવા છતાં પણ પાસેના લોકો ચાલ્યા જવાથી તારાના હૃદયમાં કેટલું દુઃખ થયું હશે, એ વાત અનુમાનથી જ જાણી શકાય છે.

તારાની આ વિપદ્‌ગ્રસ્ત સ્થિતિ તરફ સંસારના સ્ત્રી-પુરૂષોનું લક્ષ્ય ખેંચીને, બુદ્ધિમાન માણસો કહે છે કે, હે ! સંસારના સ્ત્રી-પુરુષો ! તમને ધન, જન, રૂપ, યૌવાન કાર્યક્ષમતા વગેરેનું અભિમાન હોય, તો તમે તારા તરફ જુઓ. તારા તે વખતના ધનવાનો, રૂપવાનો, યૌવનવાનો બુદ્ધિમાનો અને ક્ષમતાવાનોમાં એક જ હતી. છતા એ તારા ઉપર પણ વિપત્તિ પડી છે, તો તમે શા કારણે આ નાશવંત વસ્તુઓ ઉપર ગર્વ કરો છો ? તારા એ જ જન્મમાં કેટલાક દિવસો પહેલાં એક વિશાળ રાજ્યની રાણી હતી, અને રોહિત રાજકુમાર હતો. લાખો માણસો તેમના રક્ષણ માટે હમેશાં તૈયાર રહેતા હતા, પરન્તુ આજે તે જ રાજકુમાર, વગડા વચ્ચે મૃત્યુના ખોળામાં પડ્યો છે અને તે જ રાણી, તેની પાસે એકલી બેસીને દુઃખ પોકારી રહી છે. આ વખતે તેને કોઈ આશ્વાસન આપનાર પણ નથી; તેમ તેની પાસે પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર કરવા માટે એક પૈસો પણ નથી. બલ્કે, એવો કોઈ મદદનીશ માણસ પણ નથી કે, જે રોહિતના શબને સ્મશાનસુધી પહોંચાડે, અથવા તારાને સ્મશાનનો માર્ગ પણ બતાવે, માટે એ યાદ રાખો કે, આજે

તમે જે ધન ઉપર મદ કરો છો, જે મેળવવા માટે ન્યાય કે અન્યાયનો વિચાર પણ કરતા નથી, તે ધન સ્થાયી નથી, પણ અસ્થાયી છે. એ હંમેશને માટે રહેશે, એમ પણ કોઇ કહી શકતું નથી. તો પછી એને માટે અન્યાય શા માટે કરો છો ? એ પ્રત્યે ખાલી મોહ શા માટે ધરો છો ? અને સંસારમાં તેને જ ઉત્કૃષ્ટ વસ્તુ કેમ સમજો છો ? તે ધનનું અસ્તિત્વ ત્યારે જ સારું છે કે જ્યારે તે વડે કોઇ પ્રકારનાં સત્કાર્યો કરવામાં આવે. નહિ તો પશ્ચાત્તાપ સિવાય બીજું કાંઇ બાકી રહેતું નથી. હરિશ્ચંદ્રનું રાજ્ય જો કોઇ બીજા રાજાની ચડાઈના કારણે ચાલ્યું જાત, તો તેને હમેશાં પશ્ચાતાપ સિવાય બીજું કાંઇ બાકી રહેતું નથી. હરિશ્ચંદ્રનું રાજ્ય જો કોઇ બીજા રાજાની ચડાઇના કારણે ચાલ્યું જાત, તો તેને હમેશાં પશ્ચાત્તાપ રહેત કે, મેં મારા રાજ્યનો કાંઇપણ સદુ-પયોગ ન કર્યો; પરન્તુ તેણે તો રાજ્ય દાનમાં આપી દીધું હતું, એટલે તેને અત્યંત સંતોષ હતો. સારાંશ એ કે, અભિમાન ખરાબ છે, કોઇ ખાસ વસ્તુ ઉપર અભિમાન ન કરતાં જો તેનાથી કોઇ સુકૃત્ય થાય તો તે ઘણું સારૂં છે.

ભયાનક અંધારી રાત્રિમાં તારા, વનની વચ્ચે પોતાના પુત્રના શબની અંતઃક્રિયાની ચિંતામા બેઠી છે. તેને સ્મશાનના રસ્તાની પણ ખબર નથી. તારાને વેચાતી લેનાર તે બ્રાહ્મણ પણ એટલો નિષ્ઠુર નીવડ્યો, કે તારાના આ દુઃખ વખતે તેને મદદ આપવા તે પોતે પણ ન આવ્યો, તેમ કોઇ બીજાને પણ ન મોકલ્યો સંસારના વ્યવહાર પ્રમાણે સ્મશાનભૂમિ સુધી સાથ આપવાનું તેનું કર્ત્તવ્ય હતું. પરન્તુ તેણે આ કર્ત્તવ્ય પણ ન બજાવ્યું. બલ્કે, તેણે તારાને, પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર કરવા માટે, એક ટકો પણ ન આપ્યો, જે મળવાથી તારા પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર કરી શકે.

એ અંધારી રાત્રિએ, વનની મધ્યમાં, પોતાના પુત્રનું શબ એકલું પડેલું જોઇને તેમજ પાસે કોઇ ન હોવાથી, તારાના હૃદયમાં કંઇ કંઇ-

ભાવનાઓ ઉત્પન્ન થઈ હશે તે કોણ કહી શકે છે ? પરન્તુ તારા ક્ષત્રિયાણી હતી. સંકટો સહન કરવામાં અનુભવશીલ બની ગઈ હતી. સજ્જનના સમજાવવાથી પણ તેને ધૈર્ય મળ્યું હતું અને પોતાના કર્ત્તવ્યનું ભાન થઇ ગયું હતું. એટલે તેણીએ સાહસપૂર્વક રોહિતના શબને પોતાના ખાંધ પર ઉપાડી લીધું અને જે તરફ તે મૃતકોના શબ જતાં જોતી હતી, તે તરફ ચાલવા લાગી.

શબને લઈને, લથડીયા તથા ઠોકરો ખાતી તારા, કાશીની સાંકડી ગલીઓમાંથી થતી સ્મશાન પાસે પહોંચી. પુત્રનો અગ્નિસંસ્કાર, લાકડાં વિના કેવીરીતે કરૂં એ ચિંતાથી તારાનું હૃદય અધીર બની ગયું. તેણીનું સાહસ આ વખતે છૂટી ગયું અને તે પુત્રના શબને જમીનપર મૂકીને, વિલાપ કરવા લાગી. તારા પોતાના વિલાપમાં પુત્રના પૂર્વ સુખનું અને આ સમયના ભીષણ દુઃખનું તુલનાત્મક વર્ણન કરતી થકી કહે છે કે— "હાય બેટા ! તું એક વિશાળ રાજ્યનો ભાવી અધિપતિ મનાતો હતો, પરન્તુ આજે તારો કોઇ સહાયક નથી ! બીજું તો કંઇ નહિ, પણ આજ તારા અગ્નિસંસ્કાર માટે લાકડાંઓ પણ નથી ! પોતાના પુત્રની આ દશા, આ અભાગિની માતાને કોણ જાણે કયા પાપ કર્મના ઉદયે જોવી પડે છે !"

તારા, આ પ્રમાણે અનેક બાબતો કહેતી થકી વિલાપ કરી રહી છે. તેણીનું હૃદય ભેદક વિલાપ સાંભળીને, ગીધોએ પોતાનો સ્વર પણ બંધ કરી દીધો. આ કષ્ટદાયક વખતમાં તારાના હૃદયની કેવી દશા થઇ હશે, બાબત પ્રત્યેક સહૃદય મનુષ્ય અનુમાનથી જ જાણી શકે છે. છતાં, આ સંકટમાં પણ તારાને પોતાના ધર્મનો વિચાર છે. ધાર્મિક વિચારોએ જ વનમાં પણ તેણીને પુત્રશોકથી છોડાવી હતી.



# પ્રકરણ ૨૫ મું

## સ્મશાનમાં

અમાવાસ્યાની ઘોર અંધકારમયી રાત્રિનો સમય છે આકાશ મેઘથી આચ્છાદિત છે. એક પણ તારો દેખાતો નથી. ભયાનક અંધકારથી આખું સ્મશાન સાંય-સાય જેવો અવાજ કરતું જણાય છે. નિર્વાણ-પ્રાપ્ત ચિતાઓના પ્રકાશથી. અંધકારની પ્રત્યક્ષ છાયા વધારે સ્પષ્ટ દેખાય છે. સ્મશાનમા સ્થળે સ્થળે શ્વેત મનુષ્યની ખોપરી અને હાડકાંઓ અસ્તવ્યસ્ત પડયાં છે. ચારેકોર સનસનાટી છે હા, ગીધોનાં બીભત્સ શબ્દો અને વૃક્ષોનો ખડખડાટ કોઇવાર અવશ્ય સંભળાય છે. આ જ ભયાનક સ્મશાનમાં એક પુરૂષ લગોટી બાંધીને તથા હાથમાં દંડો લઇને અહીં તહીં આંટા મારી રહ્યો છે. તેનું શરીર વિશાળ, ભુજાઓ લાંબી અને છાતીનો ભાગ પહોળો છે. સ્મશાનની જ્વાળાઓની ધુમાડી વાગવાથી, તેનું શરીર કાળું બની ગયું છે. દાઢી અને માથાના વાળ વધેલાં અને સુકાં છે. વાચકગણ! આ જ પુરુષ આપણો પૂર્વ પરિચિત મહારાજા હરિશ્ચંદ્ર છે, જે સત્યને માટે, ભંગીનો દાસ બનીને, તેની આજ્ઞાથી, સ્મશાનની રખેવાળી [રક્ષા] કરી રહ્યો છે.

હરિશ્ચંદ્ર અહીંથી તહીં આંટા મારતો કહી રહ્યો છે–અહા! આ સુવર્ણમંડિત મનુષ્ય દેહનું અંતિમ પરિણામ પણ કેવું ભયંકર છે. તે કાતો બળીને રાખ થઈ જાય છે, કાં તો કુતરાઓ અગર તો ગીધોનું ભોજન બની જાય છે. એક સમયે, જે કાંતિ અતિ સુંદર દેખાય છે, જેના ઉપર મનુષ્ય અભિમાન કરે છે. તે જ કાન્તિ કેટલાંક દિવસો પછી ચિતાના ધુમાડામાં મળીને નાશ પામી જાય છે, મનુષ્ય, પોતાના જીવ-

નની મોટી મોટી આશાઓ સાથે અહીં આવીને ચૂપચાપ સૂઇ જાય છે. ગરીબમાં ગરીબ અને ધનવાનમાં ધનવાન માણસને માટે આ એક જ માર્ગ છે. હંમેશાં હું એ જ જોઉં છું. આમ બળવા છતાં પણ સંસારના મનુષ્યો આ શરીરની અનિત્યતાનો વિચાર કરતાં નથી. સેંકડો પિતા-માતા અને ભાઇઓ પોતાના પ્રિયમાં પ્રિય સ્વજનને અહીં લાવીને બાળી જાય છે. તેઓ રડે છે, તેમના હૃદયમાં વૈરાગ્યનો સંચાર પણ થાય છે, પરન્તુ તે ત્યાં જ સુધી કે જ્યાંસુધી ચિતાની આગ બુઝાઇ ગઈ ન હોય! તે પછી, તે જ આશાઓ, તે જ હાસ્યવિલાસ અને તે જ સુંદર સુંદર કલ્પનાઓના ઘોડઓ દોડયા કરે છે। તેઓ એક દિવસ પણ એમ વિચારવાની જરૂરિઆત સમજતા નથી કે, જે પ્રમાણે હું મારા પુત્ર, મિત્ર કે ભાઇને સ્મશાનમાં બાળીને ભસ્મ કરી આવ્યો છું તે જ પ્રમાણે એક દિવસ મારે પણ તે જ સ્મશાનનો આશ્રય લેવો પડશે. એક દિવસ, આ શરીરની ફેલ્લી ચિતા ઉપર થશે અને મને પણ એ જ રીતે ભસ્મ કરી દેવામાં આવશે.

સ્મશાનભૂમિમાં આવતાં, મનુષ્યના હૃદયમાં જે ભાવનાઓ જન્મે છે, તે ભાવનાઓને જો તે પોતાના હૃદયમાં હંમેશને માટે સ્થાન આપે તો નશ્વર શરીરથી તે અનેકાનેક સુકૃત્યો કરી શકે.

સ્મશાન! તું મનુષ્યોને કેટલી ઉત્તમ શિખામણો આપે છે! જો મનુષ્ય તારી આપેલી શિખામણો તેના હૃદયમા હમેશને માટે ધારણ કરે, તો તે જીવનમુક્ત બની જાય; તેમાં સંદેહ નથી, તું પ્રત્યક્ષ ગંભીર છે. તું રોજ રોજ કેટલાંયે દુ:ખીઓનાં ઉષ્ણ આંસુઓ અને તેમનાં ચીત્કાર-આક્રંદ-હાહાકાર વગેરેને સહજમાં જ છાતી ખેંચીને સહી લે છે। કેટલાયે રાજા-મહારાજાઓ આવીને તારાં વક્ષઃસ્થળ ઉપર હંમેશને માટે અનંતનિદ્રામાં સૂઇ જાય છે। એક રાજાની માફક જ તું એક ચંડાળને પણ તારા હૃદયમાં એ જ પ્રમાણે સ્થાન આપે છે, રાજા હોય કે પ્રજા, બ્રાહ્મણ હોય કે ચંડાળ અને કોઢીઓ હોય કે દિવ્યશરીરધારી

હોય, પણ તારી પાસે તો બધાં સરખાં જ છે. તું કોઇ સાથે ભેદભાવ રાખતું નથી, બધાંને સરખાં ગણે છે. જો માણસ પણ તારી માફક સમદષ્ટિ બની જાય, તો પછી તેને સંસારમાં જન્મ-મરણ કરવાની જરૂર ન રહે તું જડ છે, છતાં પણ તારામાં આ જ્ઞાન છે, પરન્તુ મનુષ્ય ચેતનાશક્તિથી સપન્ન હોવા છતાં પણ આ જ્ઞાન ધરાવતો નથી. એ જ કારણે તેને પુનઃ પુનઃ તારા શરણમાં આવવું પડે છે, પરન્તુ ફરી પણ તે તારી શિખામણોને મનન કરતો નથી તેમ તે પ્રમાણે આચરણ પણ કરતો નથી.

હરિશ્ચંદ્ર, આ પ્રમાણે બોલતો બોલતો અહીંતહીં ફરી રહ્યો હતો તેવામાં જ તેના કાને કોઇ સ્રીનાં રૂદનનો અવાજ સંભળાયો. તે વિચારવા લાગ્યો કે, અંધારી રાત્રિમાં અહીં આવીને રોનારી સ્રી કોણ છે ? તે તરફ ચાલવા લાગ્યો, કે જ્યાં પોતાના પુત્રના શબની પાસે બેઠેલી તારા રડી રહી હતી હરિશ્ચદ્ર તારા પાસે જઇને, તેણીને પૂછ્યું— ભદ્ર ! તું કોણ છે, જે આ બીહામણી રાત્રીના સમયે સ્મશાનમાં એકલી બેસીને રુદન કરી રહી છે ? હરિશ્ચંદ્રનો અવાજ સાંભળતાં જ, તારા ચમકી ઉઠી. પોતાની સામે એક વિશાળ શરીરધારી પરન્તુ બિહામણો પુરૂષ લંગોટી બાંધીને તથા હાથમાં દંડો લઇને ઉભેલો જોઇ, તારા સહેજ ખચકાઇ. તે ભયભીત બનીને વિચારવા લાગી કે રાત્રિને વખતે આ યમ જેવો કયો પુરુષ આવીને ઉભો રહ્યો ! તારાએ હિંમતપૂર્વક રાજાને પૂછ્યું—તમે કોણ છો કે, જે આ બીહામણી રાત્રિમાં એક અનાથ, એકલી અને દુઃખી સ્રીની પાસે આવીને ઉભા રહ્યા છો ? શું તમે યમદૂત છો ? શુ તમે મારા બાળકને મારી ગોદમાંથી ઝૂંટવી લેવા આવ્યા છો ? પરન્તુ તમારી શી શક્તિ છે કે તમે મારી પાસેના મારા બાળકને લઇ જઇ શકો ? હું મારી ગોદ કદાપિ સૂની નહીં થવા દઉં, દરેક શકય ઉપાયથી હું મારા વ્હાલા બાળકનું રક્ષણ કરીશ.

તારાની વાતો સાંભળીને, હરિશ્ચંદ્ર આશ્ચર્યચકિત બનીને વિચારવા લાગ્યો કે, આ કોણ સ્ત્રી છે, કે જે હમણા તો રડતી હતી અને હમણાં જ આવી સાહસિક બની ગઇ? તેણે તારાને કહ્યું—દેવી! જેવી તું દુઃખી છે તેવો જ હું પણ દુઃખી છું. હું યમદૂત નથી બલ્કે મનુષ્ય જ છું અને આ સ્મશાનની રક્ષા કરૂં છું. શું તમારો પુત્ર મરી ગયો છે, અને તમે તેને જ માટે શોક કરી રહ્યા છો? પરન્તુ તેને માટે તમારો શોક વૃથા છે. સંસારમાં જે આવે છે, તેને આ માર્ગે નિશ્ચયપૂર્વક જવું જ પડે છે. આ તો અટલ નિયમ જ છે. અહીં રહીને હું એવી ઘટનાઓ હંમેશાં જોયા કરૂં છું એ ઘટનાઓને જોતાં જોતાં, મારૂં હૃદય વજ્ર જેવું બની ગયું છે અને હે એવાં દુ.ખો જોઇને દ્રવિત થતું નથી આ સ્મશાનમાં હજારો માણસો મારા જોતા જોતાં બળી ચૂક્યા છે. તેમાં બાળક, યુવાન અને વૃદ્ધ એ બધી અવસ્થાના સામેલ છે. તમારો પુત્ર પણ એ પ્રકારોમાંનો એક છે, એટલે લાવો અને તેને પણ બાળી નાખો. વાદળાં ચડી આવેલા છે, જો વરસાદ થશે, તો પછી લાકડાંઓ બરાબર બળશે નહિ અને તમારો પુત્ર અર્ધ બળ્યો રહી જશે.

રાજાની વાતચીત સાંભળીને, તારા વિચારવા લાગી કે, આ પુરુષ કોણ છે? તેનો સ્વર તો પરિચિત જેવો જણાય છે! તારા, આ પ્રમાણે વિચારી જ રહી હતી કે, તરત જ આકાશમા વિજળી ચમકી વિજળીના પ્રકાશમાં રાજાનું મુખ જોઇને, રાણીએ અનુમાન કર્યું કે, જો કે આ પુરુષ છે તો ગરીબ વેશમા, પણ તેની આકૃતિ સજ્જનતાને મળતી છે. જરૂર આ કોઇ ઘણો સજ્જન પુરુષ છે, આમ વિચારીને તારા તેને કહેવા લાગી—મહાશય, આપ વાતચીતથી તો ઘણા સજ્જન જણાઓ છો, કદાચ આપ કોઇ દેવ તો નથી. અને આ રાત્રિને વખતે મારી પરીક્ષા લેવા અથવા મને સહાય કરવા તો અહીં આવ્યા નથીને! જો એમ હોય, તો કૃપા કરી મારા પુત્રને જીવાડી આપો. હું જીંદગીભર તમારો આભાર માનીશ અને આપને અનેકાનેક ધન્યવાદ આપીશ.

હરિશ્ચંદ્ર—હું પ્રથમથી જ કહી ચૂક્યો છું કે, હું મનુષ્ય છું અને આ સ્મશાનભૂમિની રક્ષા કરૂં છું. હું દેવ છું, એવું તમારૂં અનુમાન તદ્દન ખોટું છે.

તારા—જો આપ દેવ નથી અને મનુષ્ય છો, તો કૃપા કરીને મારા પુત્રનું સર્પવિષ ઉતારી આપો મેં સાંભળ્યું છે કે, સાપે કરડેલા મનુષ્યનો પ્રાણ જલ્દી નીકળતો નથી અને એ પણ સાંભળ્યું છે કે; લોકો સાપનાં ઝેરને મંત્રદ્વારા ઉતારી નાંખે છે. જો આપ સાપ-વિષ ઉતારવાનું જાણતા હો અને આ દુઃખિનીના એકના એક પુત્રને જીવતો કરો, તો મોટી કૃપા થશે.

રાજા—હું વિષ ઉતારવાનું જાણતો નથી અને હવે મૃત્યુ પામેલો પુત્ર જીવતો પણ થઇ ન શકે, આ જાતની બિનજરૂરી વાતચીતમાં વખત જાય છે, પછી કદાચ વરસાદ પડશે, તો તમારા પુત્રને બાળવું મુશ્કેલ થઇ પડશે. માટે લાવો તેને બાળી નાખીએ, વધારે વાતચીતથી લાભ નથી, પણ નુકશાન છે.

તારાના સ્વરને સાંભળીને રાજા અને રાજાના સ્વરને સાંભળીને તારા હૃદયમાં એવો તો વિચાર કરતા, કે આ સ્વર પરિચિત છે, પરન્તુ દુનિયામાં એક જ સ્વરવાળા અનેક માણસો હોઇ શકે છે, એમ વિચારીને કોઇપણ એકબીજાને પૂછતા ન હતા. રાજાની છેલ્લી વાતથી તારાને પોતાના પુત્ર તરફની નિરાશા થઇ ગઇ. તેણીએ રાજાને કહ્યું–જો મારૂં દુર્ભાગ્ય એવું જ છે, જો હું મારા પુત્રને કોઇ પણ પ્રકારે ફરી જીવતો જોઇ શકતી નથી અને તમારી ઇચ્છા તેને બાળી જ દેવાની છે, તો લો. બાળી નાખો.

રાજા—અહીં જે શબ બાળવામાં આવે છે, તેને બાળવામાં વપરાતાં લાકડાંની કીંમત પેટે એક ટકો કર આપવો પડે છે. તમે પણ એક ટકો કર લાવો, તો તમાર પુત્રને બાળી નાખવામાં આવશે

તારા—મારી પાસે એક ટકા તો શું, પણ એક કોડી પણ નથી, કે જે તમને કર તરીકે આપી શકું, હું વ્યાકુળ છું, આપ મારાપર દયા કરીને, તેને કર લીધા વગર જ બાળી આપો.

સમય! તારી ગતિ બહુ વિચિત્ર છે. તું જગતના બધા પ્રાણીઓની સ્થિતિને, ગાડીના પૈડાંની જેમ ફેરવ્યા કરે છે. જે રાણી, રોજ હજારોનું દાન કરતી હતી, તે જ આજે એક ટકા કરને માટે દયાની ભિક્ષા માંગી રહી છે! તારો એ નિયમ જ છે કે, જે આજે ધનવાન દેખાય છે, તે જ કાલે ઘેર ઘેર ભીખ માગતો જોવામાં આવે છે. આમ થવા છતાં પણ, તારામાં આટલી શક્તિ જાણતા છતાં પણ, સંસારના લોકો તારી પ્રતિષ્ઠા કરતા નથી અને તારી હંમેશાં અવગણના કર્યા કરે છે. અસ્તુ.

રાણીની વાત સાંભળીને, રાજા કહેવા લાગ્યો—હું અહીં અનેક સ્ત્રી પુરૂષોને પોતાના સ્વજનનું શબ લઇને આવતાં જોઉં છું, પરન્તુ તું એક વિચિત્ર સ્ત્રી જણાય છે કે, જે પોતાના પુત્રને બાળવાના લાકડાં માટે એક ટકો પણ ન આપતાં, તે માટે પણ દયાની ભિક્ષા માગી રહી છે! શું તારો કોઈ પણ સાથી નથી, કે જે તને એક ટકા આપે? શું તું વિધવા છે?

તારા—મહાશય! એવું ન બોલો, હું વિધવા નથી, સધવા છું.

હરિશ્ચંદ્ર—તો શું તારો પતિ એટલો નિષ્ઠુર છે કે, જે તારી સાથે પણ ન આવ્યો, તેમ તને કરને માટે એક ટકો પણ ન આપ્યો? શું તે એટલો બધો નિર્દય છે? તે પતિને ધિક્કાર છે; જે આવા સમયમાં પણ પોતાની સ્ત્રીને મદદ કરતો નથી. જે લોકો, પોતાની સ્ત્રીને મદદ કરી શકતાં નથી તેઓ કોઇ સ્ત્રીના પતિ શા માટે બને છે અને પતિ નામને શા માટે લજાવે છે?

રાજાની આ વાત સાંભળીને, તારાને ઘણું જ દુઃખ થયું. તે મનમાં ને મનમાં કહેવા લાગી—હાય! જે વાત આજસુધી થઇ ન

હતી તે પણ આજે થઈ ગઈ. મેં વિશ્વામિત્ર જેવા ઋષિથી પણ પતિની નિંદા સાભળી ન હતી, પરન્તુ આજે હું મારાં આ કાનોવડે પતિની નિંદા સાંભળી રહી છું. આ પુરૂષ પતિની ખ્યાતિથી અજ્ઞાત છે. એથી જ તેણે પતિને માટે આવા અશિષ્ટ શબ્દોનો પ્રયોગ કર્યો છે. જો તે પતિની ખ્યાતિ જાણતો હોત તો આવું બોલવાનુ સાહસ કદી પણ ન કરી શકત છતાં પણ તે રાજા પ્રત્યે બોલી—કૃપા કરી આપ પતિની નિંદા ન કરો. આપને એ ખબર નથી કે, મારા પતિ કેવા છે અને તેઓ શા કારણે મારાથી અલગ થયા છે. મારા પતિ નિષ્ઠુર પણ નથી, તેમ નિર્દય પણ નથી. તે ખૂબ જ દયાળુ છે. સત્ય-ધર્મની રક્ષાને માટે પોતાનું તમામ સુખ ત્યાગીને, તેઓ પોતે દારૂણ દુઃખો ભોગવવા માટે તૈયાર થયા છે! હું તેમને આંખોની પુતળી સમાન અને આ પુત્ર પુતળીના તારા સમાન પ્રિય છે, પરન્તુ ધર્મપાલનને માટે તેઓ અમને ત્યાગીને આ વખતે અમારાથી દૂર છે.

તારાની વાત સાંભળીને, હરિશ્ચંદ્ર વિચારવા લાગ્યો કે, આ સઘળી વાતો મારા ઉપર જ ઘટે છે, તેનો સ્વર પણ તારાના સ્વર જેવો જણાય છે; તો શું આ તારા છે? શું તારા ઉપર આજે આ મહાન્ આપત્તિ છે? પરન્તુ તારા ઉપર આવી આપત્તિ આવી પડવી સંભવિત નથી. તેણે તારાને પૂછ્યું—શું સ્ત્રી, પુત્ર અને રાજ્ય છોડનાર તમારો પતિ હરિશ્ચંદ્ર છે? શું તમે હરિશ્ચન્દ્રની પતિવ્રતા—સ્ત્રી તારા છો?

રાજાની આ વાત સાંભળીને, તારા સાશ્ચર્ય વિચારવા લાગી કે, આ સ્મશાન-રક્ષક પતિને તથા મને શાથી ઓળખે છે? તે આ પ્રમાણે વિચાર કરી જ રહી હતી, કે તરત જ મેઘથી છવાયલા આકાશમાં વીજળી થઈ. વિજળીના પ્રકાશથી દંપતીએ એક બીજાને ઓળખ્યા. પતિને જોઇને, રાણીને ધીરજ આવી કે, હવે પતિના આગમનથી મારી ચિંતા ઓછી થઇ. હવે મારી દુઃખનૌકાને સહાયતા મળી ગઇ અને રોહિતના અગ્નિસંસ્કારનો ભાર બે વિભાગોમાં વહેંચાઇ ગયો.

સંસારનો નિયમ છે કે, દુઃખ વખતે કોઇ સ્વજનના મેળાપથી જ્યાં હર્ષ થાય છે, ત્યાં દુઃખ પણ આવી પડે છે. એ જ પ્રમાણે રાણીને પતિનો મેળાપ થવાથી, એ વખતે જ્યાં આનંદ થયો, ત્યાં જ રોહિતના શોકે તેમના પર ખૂબ જોર કર્યું. એ જ રીતે, રાજાને પણ રાણીના મેળાપનો હર્ષ થવાની સાથે જ રોહિતના મૃત્યુનું દુઃખ પણ થયું. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો—હાય ! આ રોહિત ચાલ્યો ગયો ! તારાની આ દશા છે !

પતિને ઓળખીને, તારા રોતી રોતી તેની પાસે ગઇ, તેણીના મુખમાંથી 'નાથ-નાથ' સિવાય બીજું કાંઇ નીકળતું ન હતું. અહીં રાજા પણ દુઃખથી અધીર બની ગયો હતો. તેના મુખમાંથી માત્ર 'તારા તારા'જ નીકળ્યું, બીજું કાંઇ જ નહિ. દુઃખના આવેશમાં રાજા-રાણી બંને એક બીજાને લપેટાઈ ગયા અને પુત્રને માટે વિલાપ કરવા લાગ્યા.

રાજા કહેવા લાગ્યો—હા, રોહિત ! હા પુત્ર ! હા હૃદય સર્વસ્વ તું મને એકલો મૂકીને ક્યાં ચાલ્યો ગયો ? બેટા ! મારી તૃષાના જળ ! રોગની ઔષધિ ! સ્વાસ્થ્યના પથ્ય ! દુર્ભાવનાની શાંતિ ! અમને વિપત્તિમાં છોડીને તું ક્યાં ચાલ્યો ગયો? તારી જ આશાથી અમે અત્યાર-સુધી અનેક વિપત્તિઓ સહન કરી રહ્યા હતા, પરન્તુ આજ તેં અમને નિરાશ કેમ કરી દીધા ? પુત્ર ! શું તારા મૃત્યુનો આ સમય હતો ? હા ! કુસુમવત્ સુકુમાર શરીર આજે સ્થિર પડ્યું છે ! પક્ષીઓનું અભિમાન ઉતારવા જેવાં તારા નેત્રો, આજે અર્ધખુલ્લાં દેખાય છે ! આજે પૃથ્વીપર મને પિતા કહેનાર કોઈ ન રહ્યું ! હાય ! આજ હું નિઃસંતાન બની ગયો ! બેટા ! ઉઠ, ઉઠીને એકવાર તારા પિતાને કાંઇક તો કહે ! વત્સ ! તારો પિતા તારા વિના કેટલો વ્યાકુળ છે તે જો ! તેને કાંઇક શાન્તિ તો આપ !

રાજા અને રાણી પુત્રશોકથી એટલાં બધાં અધીર બની ગયા કે, વિલાપ કરતાં કરતાં તેઓ મૂર્છિત બની ગયા. આ મૂર્છાને લીધે તેઓ પુત્રશોકની વેદનાથી જો કે મુક્ત બની ગયા, તથાપિ આ સ્થિતિ વધુ વખત સુધી ટકી ન શકી. જળ-કણ મિશ્રિત શીતળ પવને તેમને શરીરનો સ્પર્શ કરીને તેમની મૂર્છા દૂર કરી દીધી. મૂર્છા દૂર થતાં જ પુત્રશોકના દુઃખે તેમને પુનઃ ઘેરી લીધાં અને તેઓ ફરી પાછા વિલાપ કરવા લાગ્યા.

વિલાપ કરતો કરતો રાજા કહેવા લાગ્યો—પ્રિયે તારા ! હવે હું સંસારમાં કઇ આશાએ જીવિત રહું ? આજસુધી તો એ આશા હતી કે, પુત્ર રોહિત મોટો થઇને, મારૂં દુઃખ દૂર કરશે, અને દાસત્વથી મુક્ત કરશે, પરન્તુ આજે એ આશા પણ ન રહી. આ રોહિતના આધારથી જ હું પ્રસન્નતાપૂર્વક ભંગીનો સેવક બન્યો હતો અને તું બ્રાહ્મણને ત્યાં દાસીપણું કરતી હતી, પરન્તુ આજે એ આશાનો સ્તંભ જ તૂટી પડયો ! હવે મને સંસારમાં રહેવાથી લાભ જ શો છે ? દિનરાત પુત્રશોકના દુઃખથી શા માટે દગ્ધ થઇએ ? એટલા માટે એ જ ઉચિત છે કે, રોહિતની સાથે જ આપણે પણ પ્રાણત્યાગ કરીને રોહિતનું અનુકરણ કરીએ. છતા પ્રાણત્યાગ કર્યા પહેલાં એ ઉચિત છે કે, આપણે આપણા ધર્મપાલનની આલોચના કરી નાંખીએ કે, જેમા કોઇ પ્રકારની કોઇ ભૂલ તો થઇ નથી !

સાંસારિક મનુષ્ય, જ્યારે દુઃખથી ગભરાઇ જાય છે, ત્યારે તેઓ દુઃખમુક્ત બનવા માટે, આત્મઘાત કરવાનો વિચાર કરે છે અને સમજે છે કે એવું કરવાથી અમે દુઃખમુક્ત બની જઇશું, એ જ પ્રમાણે રાજા અને રાણીએ પણ આત્મઘાત કરવાનો વિચાર કર્યો અને બન્ને પોતપોતાના ધર્મકાર્યોની આલોચના કરવા લાગ્યા પોતાનાં ધર્મકાર્યોની આલોચના કરતાં કરતાં રાજાને યાદ આવ્યું કે, હું મારા ધર્મકાર્યોમાં નાની નાની ભૂલો તો શોધી રહ્યો છું, પરન્તુ તેમાં જે હિમાલય

જેવડી મોટી અને ભયંકર ભૂલ થઈ રહી છે, તે તો મને દેખાતી જ નથી! હું વેચાએલો બીજાનો દાસ છું. માલીકે મને સ્મશાનમાં રહીને અહીં આવનાર શબના વાલીઓ પાસેથી કર વસુલ કરવાની અને જે શબનો કર ન મળે, તેને ન બાળવાની આજ્ઞા આપી રાખી છે. તો પછી મારે રાણી સાથે મળી જવાનો અને આત્મહત્યા કરવાનો શો અધિકાર છે? રાણી પણ બીજાને ત્યાં વેચાએલી દાસી છે. તેણીને પણ શો અધિકાર છે કે, તે મારી આજ્ઞા માનીને આત્મહત્યા કરે? એ સિવાય આ શરીર કુદરતનું બનાવેલું છે, અમે તેનાં કોઈ નાના નાના ભાગને પણ બનાવવા સમર્થ નથી. જ્યારે અમે તે બનાવી શકતા નથી, તો કુદરતના નિયમ વિરૂદ્ધ તેનો નાશ કેવી રીતે કરી શકીએ? અમને બંને પ્રકારે તેનો નાશ કરવાનો અધિકાર નથી. ઓહ! આત્મહત્યા અને વિશ્વાસઘાત, એ બંનેય મહા પાપ છે, એ જાણીને પણ અમે તે પાપમાં કેવા લિપ્ત બની ગયા છીએ? આ વિચાર આવતાં જ, રાજા ઉભો થઇ ગયો અને તારાને કહેવા લાગ્યો–અભાગિની તારા! આપણે મરવા માટે પણ સ્વતંત્ર નથી. તું અને હું બંનેય બીજાને ત્યાં વેચાએલાં દાસ છીએ. આ પ્રમાણે દુઃખથી વ્યગ્ર બનીને, આત્મહત્યા કરવી અને ખરીદનાર માલીકને દગો દેવો, એ આપણું કામ નથી. એટલા માટે મરવાનો વિચાર છોડી દઇને, ધૈર્યપૂર્વક આ કષ્ટને સહન કરો અને પોતાના કર્ત્તવ્ય ઉપર દૃઢ રહો.

પતિની વાત સાંભળીને તારા કહેવા લાગી–નાથ! એ જ કારણે મેં રોહિતના મૃત્યુ સ્થાને પ્રાણત્યાગ કર્યો ન હતો નહિ તો અત્યાર પહેલાં ક્યારની હું રોહિતનું અનુકરણ કરી ચૂકી હોત! પરન્તુ દુઃખાવેશમાં આ વખતે મને આ જ્ઞાન ન રહ્યું અને હું આપની આજ્ઞા માનીને, મરવા માટે તૈયાર થઇ ગઇ. હવે પરમાત્માની કૃપાથી આપના જ હૃદયમાં આ વાત આવી ગઇ, કે જેથી આપણે આત્મહત્યાના પાપથી પણ બચી ગયા અને માલીકની સાથે વિશ્વાસઘાત કરવાના પાપથી પણ બચી ગયા.

# પ્રકરણ ૨૬ મું

## અંતિમ કસોટી



આત્મહત્યા કરવી, એ મહા પાપ છે અને અમે આત્મહત્યા કરવા માટે સ્વતંત્ર પણ નથી, એવો વિચાર કરીને રાજા રાણીએ મરવાનો વિચાર માંડી વાળ્યો. હવે તેમની સામે ફરી રોહિતની દાહ-સંસ્કારની સમસ્યા ઉપસ્થિત થઇ. રાજા કહેવા લાગ્યો—તારા, જે થવાનું હતું તે થઇ ચૂક્યું, હવે એક ટકો કર લાવ તો રોહિતને બાળી દઉં. મને ખરીદનાર શેઠની આજ્ઞા છે કે, ટકો લીધા વગર શબ બાળવા માટે લાકડાં ન આપવાં.

તારા—નાથ, આપ ટકો કોની પાસે માગી રહ્યા છો ? શું દુઃખને લીધે આપ આપને પોતાને પણ ભૂલી ગયા ? જો નહિ તો પછી આ વખતે આપ મારી પાસે ટકો કેવી રીતે માગો છો ? હું આપની એ જ અર્ધાંગના-સ્ત્રી છું કે, જેનો વિવાહ આપની સાથે વિધિસર થયો હતો અને આ શબ આપના તે જ પુત્ર રોહિતનું છે, જેને આપ પ્રાણથી પણ વધારે પ્રિય સમજતા હતા. હું આ શબને કોણ જાણે કેવાં કેવાં કષ્ટો વેઠીને અહીંસુધી લાવી છું, હવે તેના પિતા હોવાને કારણે આપનું કર્ત્તવ્ય છે કે, આપ તેનો અંતિમ સંસ્કારકરો, તેને બદલે આપ મારી જ પાસે કર માગો છો ? નાથ, શું આપનાથી એ વાત અજાણી છે, કે હું બીજાની દાસી છું અને મારી પાસે એક પૈસો પણ નથી ? આવી સ્થિતિમાં આપ મારી પાસે ટકો માગો, એ ક્યાંનો ન્યાય છે ?

આવી વિકટ પરિસ્થિતમાં પડીને, સાધારણ કોટિના માણસોનું ધૈર્ય છૂટી જાય છે, પરન્તુ જે મહાપુરૂષ છે, તે કઠણમાં કઠણ સંકટ

પડતાં છતાં પણ પોતાનું ધૈર્ય નથી છોડતા. કોઇ કવિએ કહ્યું છે કે-

कदर्थितस्यापि हि धैर्यवृत्ते-र्न शक्यते धैर्यगुणः प्रमाष्टुंम् ।
अधोमुखस्यापि कृतस्य वह्ने-र्नाधःशिखा याति कदाचिदेव ॥

અર્થાત્--ધૈર્યવાન પુરુષ, ઘોર દુઃખ પડવા છતાં પણ પોતાનું ધૈર્ય છોડતો નથી. કારણ કે અગ્નિને અવળી કરી દેવાથી પણ તેની શિખા ઉપર જ રહે છે, નીચેની બાજુમાં જતી નથી.

એ જ પ્રમાણે હરિશ્ચંદ્ર અહીં પણ ધૈર્યથી વિચલિત ન થયો. અને કહેવા લાગ્યો—તારા! જો કે તારૂં આ કથન અનુચિત નથી, પણ એ તો કહે, કે તું બ્રાહ્મણને ત્યાં દાસીપણું શા માટે કરી રહી છે?

તારા—સત્ય અને ધર્મના રક્ષણ માટે.

હરિશ્ચંદ્ર—જે સત્ય અને ધર્મના રક્ષણ માટે રાજપાટ છોડ્યું, મજુરી કરી, તું બ્રાહ્મણને ત્યાં અને હું ભંગીને ત્યાં વેચાયો, જે સત્યને માટે આટલાં કષ્ટો સહ્યાં, તે સત્ય અને ધર્મને માત્ર એક ટકાને માટે શું ચાલ્યું જવા દઇશું? તેં, એક હજાર સોનામહોરો વખતે પણ ધર્મ છોડવાનું ન કહ્યું, પણ ધર્મરક્ષાને માટે પહેલાં તું પોતે જ વેચાઇ, તે જ ધર્મને શું એક ટકા વાસ્તે તું છોડી દેવાનું કહે છે? મને મારા માલીકની આજ્ઞા છે, કે કર લીધા વગર સ્મશાનનાં લાકડાંથી કોઇ શબનો અગ્નિ સંસ્કાર કરવા દેવામાં ન આવે. આવી સ્થિતિમાં હું તારા કે પુત્રના મોહમાં પડીને, ટકો લીધા વગર સ્મશાનના લાકડાંથી અગ્નિસંસ્કાર કરી દઉં, તો શું ધર્મ નહિ જાય? હું ભંગીનો દાસ છું, તેની જ આજ્ઞાથી હું સ્મશાનની રખેવાળી અને લાકડાંના મૂલ્ય સ્વરૂપ એક ટકો કર વસુલ કરૂં છું. આવી દશામાં ભલે મારો પુત્ર હોય કે બીજાનો હોય; હું કર લીધા સિવાય કદાપિ લાકડાં નહિ લેવા દઉં. હું અખિલ જગતને છોડી શકું છું, પરન્તુ સત્યને છોડી શકતો નથી તેં જ મને શિક્ષા આપી છે કે, સત્યની પ્રાણની જેમ રક્ષા

કરવી જોઇએ. તારી આ શિક્ષા ગ્રહણ કરવાથી હવે હું સત્યપાલનમાં એટલો દઢ બની ગયો છું, કે સંસારના કોઇપણ પદાર્થો મને સત્યથી વિચલિત કરવામાં સમર્થ થઇ શકતાં નથી, એ સાંસારિક પદાર્થો અનિત્ય છે અને સત્ય નિત્ય છે. નિત્યને છોડીને, અનિત્યને અપનાવવાની મૂર્ખતા કોઈપણ બુદ્ધિમાન કરતો નથી, જો હું આ વખતે માત્ર એક ટકાને માટે કર્ત્તવ્યથી પરાંગમુખ બની જાઉં, તો સત્યની રક્ષાને માટે અત્યાર સુધી જે કષ્ટો સહ્યાં છે, તે સઘળાં નિષ્ફળ થઈ જાય, તથા આટલાં કષ્ટો સહીને પણ, જે સત્યની રક્ષા કરી છે, એ સત્યથી હું અને તું બંનેય દૂર થઈ જઇશું. ભારે મા ભારે આપત્તિમાં પણ, જ્યારે આપણે ન ગભરાયા અને તે ધૈર્યપૂર્વક સહન કરતાં થકાં, સત્યની રક્ષા કરી, તો હવે આ એક ટકાની વાતથી ગભરાઇને, સત્યને છોડી દેવું એ કેમ ઉચિત કહેવાય? તારા! તારી રક્ષા કરવી અને પુત્રનો અંતિમ સંસ્કાર કરવો, એ જો કે મારૂં કર્ત્તવ્ય છે, તથાપિ હું પરાધીન છું. મને, કર વસુલ કર્યા વગર શબ બાળવાનો લેશપણ અધિકાર નથી એટલા માટે, કર લીધા વગર શબ બાળવાની મારી આશા છોડ અને કર ચૂકવવાનો કોઈ ઉપાય કર.

પાઠકગણ! ક્યાં આજના એ લોકો કે, જેઓ વિના કારણે જ અથવા થોડા જ માત્ર લાભમાં પડીને, રાતદિવસ લોકોની આંખોમાં ધૂળ નાંખે છે અને ખોટા સોગંદ ખાઇ–ખાઇને સત્યનો ત્યાગ કરે છે અને ક્યાં સત્યમૂર્તિ મહારાજા હરિશ્ચંદ્ર, જે અર્ધી અને અંધારી રાત્રિમાં પણ, પોતાની સ્ત્રી પર દયા કરીને, પોતાનું સત્ય છોડીને, પોતાના જ પુત્રને બાળવાની કર લીધા વગર અનુમતિ આપતો નથી! ક્યાં આજના એ લોકો, કે જેઓ સાચી વાતને ખોટી અને ખોટી વાતને સાચી બનાવી દે છે; શેઠ તો શું! પણ પોતાના જ સ્ત્રી–પુત્રો અને ધર્મને દગો આપવામાં પાછી પાની કરતા નથી અને ક્યાં એ હરિશ્ચંદ્ર, જે શેઠનો ઉચિત કર પોતાના પુત્રને માટે, આ દુઃખદાવસ્થામાં પણ છોડતો નથી! આ ભેદનું કારણ માત્ર સત્યપર વિશ્વાસ હોવો અને ન હોવો,

એ જ છે. આજના જેવા લોકોને સત્યપર વિશ્વાસ નથી. તેઓ ધારે છે કે, અહીં કોણ જુએ છે! અગર અમારાં અસત્યને કોણ સમજી શકે છે? પરન્તુ હરિશ્ચંદ્રને સત્યપર વિશ્વાસ હતો. તે આ વાતને બરાબર સમજતો હતો કે, સત્ય એ સર્વત્ર વ્યાપક છે. તે કોઇપણ વખતે છૂપાવવાથી છૂપાઇ શકતું નથી. અને તેને છૂપાવવાની કપટજાળ રચવી એ પણ પાપ છે.

આજની મોટા ભાગની સ્ત્રીઓનાં વિચાર પ્રમાણે હરિશ્ચંદ્રના ઉપરોક્ત કથનથી તારાને દુઃખ થવું સ્વાભાવિક હતું, પરન્તુ તારાના વિચારો એવી સ્ત્રીઓનાં વિચારોથી તદ્દન ઉલટાં હતાં. સત્ય અને ધર્મ જેવાં હરિશ્ચંદ્રને પ્રિય હતાં, તેવાં જ તેને પ્રિય હતાં. તે મહાન્માં મહાન્ દુઃખમાં પણ પોતાના સ્વાર્થને માટે પણ, પતિને સત્ય છોડવાનો આગ્રહ કરવાનું જાણતી ન હતી. અસ્તુ.

પતિની વાત સાંભળીને તારા કહેવા લાગી–નાથ! આપનું કહેવું બરાબર છે. દુઃખના આધિપત્યથી મારી બુદ્ધિ અસ્થિર હતી, આ જ કારણથી મેં આપને, કર લીધા વગર પુત્રનો અગ્નિસંસ્કાર કરવાની પ્રાર્થના કરી હતી. માલીકની આજ્ઞાનું પાલન કરવું, એ આપનું કર્ત્તવ્ય છે અને કર્ત્તવ્યપર સ્થિર ન રહેવું, એનું જ નામ ધર્મનો ત્યાગ છે. માટે આપ આપના માલીકની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરશો. પરન્તુ પ્રશ્ન એ છે, કે મારી પાસે કર આપવા માટે ટકો નથી, તો શું પુત્રનું શબ વગર બાળ્યું અહીં જ પડયું રહેશે?

હરિશ્ચંદ્ર—પ્રિયે! તમે જ વિચારો કે, ટકો આપ્યા વગર અગ્નિસંસ્કાર કેવી રીતે થઇ શકે? મારો માલીક અહીં આવીજાય અને તે દયા કરીને કર લીધા વગર અગ્નિસંસ્કાર કરવાની મંજુરી આપે તો તે જુદી વાત છે, તે સિવાય, કર આપ્યા વગર પુત્રનો અગ્નિસંસ્કાર થવો એ સર્વથા અસંભવિત છે.

રાજાનો આ જવાબ સાંભળીને, તારાને ઘણું જ દુઃખ થયું. તે, પોતાના પુત્ર પાસે પછડાઈ પડીને રુદન કરવા લાગી અને કહેવા લાગી—"હાય ! આજે આ પુત્ર આવો અભાગી બની રહ્યો છે કે, એક ટકા વગર તેનું શબ અહીં જ પડ્યું છે! જેના જન્મોત્સવમાં હજારો લાખો રૂપીયા ખર્ચવામાં આવ્યા હતા, આજ તેના જ મૃત્યુ વખતે લાકડાં માટે એક ટકો પણ નથી, કે જે આપીને તેનો અગ્નિસંસ્કાર કરું."

રાણી, આ પ્રમાણે કરુણાપૂર્ણ વિલાપ કરી રહી હતી કે, તરત જ તેને યાદ આવ્યું કે આ રીતે રૂદન અને વિલાપ કરવાથી, પુત્રના અગ્નિસંસ્કારને અંગે કોઇ પ્રકારનો લાભ પણ નથી, તેમ જ કોઇ પ્રકારની સહાયતા મળે, એવી આશા પણ નથી. મારી પાસે પહેરવાની આ જે સાડી છે, તેમાંની અર્ધી સાડી શું એક ટકા કિંમત જેટલી નહિ હોય ? એક ટકાની જ નહિ, પણ તે એક ટકા કરતાં ઘણી વધારે કિંમતની હશે તો પછી તેમાથી અર્ધી સાડી ફાડીને એક ટકાને બદલે કેમ ન આપી દઉં ! અને તે આપીને મારા પુત્રનો અગ્નિસંસ્કાર કેમ ન કરૂં! બ્રાહ્મણને મારી દશા ઉપર દયા આવશે અને તે મને કોઇ બીજું વસ્ત્ર આપશે, તો તો સારૂં જ છે, નહિ તો અર્ધી સાડીથી જ હું મારૂં અંગ ઢાંકીને રહીશ; પરન્તુ પુત્રને અગ્નિસંસ્કાર કર્યા વિના પડ્યું રહેવા દેવો, એ તો માતૃ-કર્ત્તવ્યથી વિરૂદ્ધ છે.

આ પ્રમાણે વિચાર કરીને, રાણીએ પોતાની સાડીમાંથી અર્ધી સાડી ફાડી અને રાજાને કહેવા લાગી—આપ એક ટકા કરના બદલામાં આ વસ્ત્ર કે, જે એક ટકા કરતાં વધારે મૂલ્યવાન છે, તે લઇ લો. હવે તો આપને પુત્રનો અગ્નિસંસ્કાર કરવામાં કોઇ પ્રકારની હરકત નથી ને ?

પાઠકગણ ! સાધારણ મનુષ્ય આવી સ્થિતિમાં સત્યથી ચલિત થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી; પરન્તુ હરિશ્ચંદ્ર અસાધારણ પુરુષ છે, જે આ દશામાં પણ સત્યથી વિચલિત ન થયા. સ્ત્રીની આવી દશા દેખીને, પુરૂષનું હૃદય પીગળી જાય, એ સ્વાભાવિક છે, છતાં, સત્યપાલનને માટે

રાજાનું હૃદય કોણ જાણે કેવું વજ્રનું બની ગયું છે કે, જે આ સમયે પણ ન પીગળ્યો. અસ્તુ.

રાણીની વાતના જવાબમાં રાજાએ કહ્યું–તમારાં જેવી સત્ય પાળનારી સ્ત્રીને ખરેખર ધન્ય છે કે, જે સત્યની રક્ષા માટે પોતાના પહેરેલાં વસ્ત્રમાંથી પણ અર્ધું ફાડીને આપી દેવામાં સંકોચ કરતી નથી. આ વસ્ત્રને લઇને અગ્નિસંસ્કાર કરવામાં મને કોઇ જાતની હરકત નથી.

"હે નાથ, જો લજ્જા ઢાંકવાનું વસ્ત્ર સત્યની રક્ષા માટે ન આપું, તો પછી ક્યારે આપું?" એમ કહીને, રાણીએ પોતાનાં પહેરવાનાં વસ્ત્રમાંથી પણ, અર્ધું વસ્ત્ર, જેવું જ રાજાને આપ્યુ અને રાણીનું આપેલું વસ્ત્ર રાજાએ જેવું જ પોતાના હાથમાં લીધું કે, તરત જ આકાશમાં એક દિવ્ય પ્રકાશ પ્રગટ થતાંની સાથે જ દેવદુંદુભી વાગવા લાગી. દેવતાઓ, હરિશ્ચંદ્ર અને તારા પર પુષ્પ વર્ષાવવા લાગ્યા, તથા બંનેનો જયધ્વનિ ઉચ્ચારતાની સાથે-સાથે કહેવા લાગ્યા કે, તમારાં સત્યપાલનના વ્રતને, તમારાં માતા-પિતાને, તમારાં મનુષ્યજન્મને, તમારાં ધૈર્ય અને સાહસને તથા તમારી ધર્મ દૃઢતાને ધન્ય છે! ઘોર અંધારી રાત્રિએ, કોઇપણ માણસની હાજરી વગર, અને પોતાના પુત્રના અગ્નિસંસ્કારનાં કાર્યમાં પણ સત્ય ઉપર દૃઢ બની રહેનાર તથા ધર્મને દગો ન દેનાર હરિશ્ચંદ્ર સમાન બીજો મનુષ્ય કોણ હશે? કઇ એવી સ્ત્રી હશે કે, જે આવા વિકટ સમયમાં પણ પોતાના પતિને ધર્મ છોડવાનો આગ્રહ ન કરે?

આકાશમાનો પ્રકાશ, પુષ્પવૃષ્ટિ અને ત્યાંના શબ્દો સાંભળીને, રાજા રાણી આશ્ચર્યચકિત બની ગયા. એ જ વખતે એક દિવ્ય શરીરધારી દેવ, આકાશમાંથી ઉતરીને રાજારાણી પાસે આવીને ઉભો રહ્યો તે એ જ દેવ છે કે જેણે હરિશ્ચંદ્રને સત્યભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. એ જ દેવે રાજા રાણીને આટલાં કષ્ટોમાં નાખ્યા હતા અને પોતાની માયાથી, રોહિતને સાપથી કરડાવીને, તેને મિથ્રોતનવત્ બનાવી

દીધો હતો. આ છેલ્લી કસોટીમાં પણ રાજાને સત્ય ઉપર દૃઢ જોઈને, તેનું અભિમાન ઉતરી ગયું. હવે તેણે નમ્રતા ધારણ કરી અને પોતાના કરેલાં દુષ્કાર્યો ઉપર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. સ્મશાનમાં આવીને સૌથી પહેલાં તેણે રોહિત ઉપરની પોતાની માયા દૂર કરી. માયા દૂર થતાં જ રોહિત જેમ સૂઈ ગયેલો માણસ ઉઠે, તેવીરીતે ઉઠીને ઉભો થઇ ગયો.

પોતાની પાસે, એક દિવ્ય શરીરધારી દેવને ઉભેલો તથા રોહિતને આ પ્રમાણે જીવન્ત થયેલો જોઈ, રાજા અને રાણીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ સમજી ન શકયા કે આ બધું શું થઇ રહ્યું છે! અમારી પાસે આ કોણ આવી ઉભું રહ્યું છે અને મૃત્યુ પામેલો રોહિત જીવતો શી રીતે થઇ ગયો? એટલામાં જ તે દેવ નમ્રતા દર્શાવતો રાજા અને રાણી પ્રત્યે કહેવા લાગ્યો—તમે મારા ઉપર દયા કરીને મારો અપરાધ માફ કરો.

દેવની આ ક્ષમા પ્રાર્થનાથી તો, રાજા રાણીને ખુબ જ આશ્ચર્ય થયું. રાજાએ દેવને કહ્યું—હું નથી જાણતો કે તમે કોણ છો અને તમે મારો શો અપરાધ કર્યો છે! કદાચ તમે મારો કોઇ અપરાધ કર્યો પણ હોય; તો પણ મને તમારા ઉપર કોઇપણ જાતનો ક્રોધ થઇ શકતો નથી.

રાજાની વાતના જવાબમાં, દેવ પોતાનો પરિચય આપીને, તેને કહેવા લાગ્યો—મહારાજ, ઇન્દ્રસભામાં ઇન્દ્રના મુખે આપના સત્યની પ્રશંસા સાંભળીને મને મારા સ્વભાવ પ્રમાણે ક્રોધ થઇ આવ્યો; મેં વિચાર્યું કે ઇન્દ્ર, અમે દેવોની સામે મનુષ્યની પ્રશંસા શા માટે કરે છે? ઇન્દ્ર દ્વારા કરવામાં આવેલી આપની પ્રશંસા મને અસહ્ય થઇ પડી અને મેં આપને સત્યભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા પૂરી કરવા માટે જ મેં અપ્સરાઓને મોકલીને, વિશ્વામિત્રનો બગીચો નષ્ટ કરાવ્યો હતો અને એ પ્રમાણે વિશ્વામિત્રને ક્રોધાયમાન બનાવીને આપને કષ્ટમાં નાખ્યા હતા. રોહિતને પણ હું જ સર્પ બનીને ડસ્યો હતો, તથા તેને માયા વડે નિર્જીવ જેવો બનાવી દીધો હતો. મેં

અત્યારે તેના પરથી મારી માયા ઉઠાવી લીધી, એથી તે ઉઠીને ઉભો થયો છે. આ બધું કાર્ય મેં આપને સત્યથી વિચલિત કરવા માટે જ કર્યું હતું, પરન્તુ આપ આ ભયંકર દુઃખના સમયમાં પણ સત્યથી વિચલિત ન થયા હવે મારું અભિમાન ઉતરી ગયું છે. હું આપની સત્યવીરતા સમજી ચૂકયો છું. મેં અભિમાનને લીધે વિનાકારણે જ આપને આટલાં કષ્ટો આપ્યાં છે, એ માટે હું આપની ક્ષમા માગું છું.

રાજાએ દેવને કહ્યું—મારી ક્ષમા પ્રદાનથી જો આપને શાન્તિ મળતી હોય, તો હું આપને ક્ષમા આપું છું. છતાં આપ જે કાર્યોને માટે મારી ક્ષમા ચાહો છો, તે કાર્યો કરવાથી આપ મારા અપકારી નથી, પણ ઉપકારી છો. જો આપના તરફથી મારાં સત્યની પરીક્ષા ન થાત, તો હું ન સમજત કે હું ક્યાંસુધી સત્યનું પાલન કરી શકું છું. આપે મારા સત્યની પરીક્ષા માટે સ્વર્ગસુખ છોડીને કષ્ટ ઉઠાવ્યું, એ માટે આપ ધન્યવાદને પાત્ર છો.

દેવ—આપનું આ કથન પણ આપની મહાનતાનો પરિચય આપે છે; પરન્તુ ખરી રીતે, ઉપકારી હું નથી, પણ આપ છો. જો આપ આ કષ્ટોને સહન ન કરત તો મારામાં જે અભિમાન હતું, તે પણ નાશ ન પામત અને સત્ય ઉપર પણ મને અશ્રદ્ધા થઈ જાત. મારામાં અત્યારસુધી અતિશય અભિમાન હતું. હું અભિમાનને લીધે ઇન્દ્રને પણ કંઈ વિસાતમાં ગણુતો ન હતો. પરન્તુ આપે કષ્ટસહન કરીને મારા અભિમાનનો ધ્વંસ કરી દીધો. હવે મારામાં તે અભિમાન કિંચિત્ માત્ર પણ રહ્યું નથી; કે જે થોડાક વખત પહેલાં હતું. હું આવ્યો તો હતો આપને દુઃખ આપવા, પરન્તુ હું એ રીતે શુદ્ધ બની ગયો કે, જેમ પારસને કાપનારી છરી પારસના સ્પર્શથી પોતે જ સોનાની બની જાય છે. મેં આપને આટલાં કષ્ટો આપ્યાં, છતાં પણ આપે મારો અપરાધ ક્ષમા કર્યો એ આપની મહાન્ ઉદારતા છે. આપે ક્ષમા કરવાથી, મારૂં અજ્ઞાન પણ મટી ગયું અને મારો આત્મા પણ પવિત્ર બની ગયો.



# પ્રકરણ ૨૭ મું

## વિશ્વામિત્ર અને અયોધ્યા

પરિવાર સહિત મહારાજા હરિશ્ચંદ્ર અયોધ્યાથી ચાલી જતાં, અયોધ્યાની દુઃખી પ્રજા વ્યાકુળ બનીને નગરમાં પાછી ફરી. આ વખતે દરેકના મુખ ઉપર ઉદાસીનતા છવાઇ રહી છે. બધાં પોતાની આંખોમાંથી આંસુઓ વહાવી રહ્યાં છે અને મનમાં ને મનમાં હરિશ્ચંદ્રના ચાલ્યા જવાથી દુઃખનો અનુભવ કરી રહ્યા છે. જે નગર ગઇકાલ સુધી રમણીય દેખાતું હતું તે આજે ભયંકર જણાય છે. ત્યાંના જે રહેવાસીઓ પ્રસન્નચિત્ત જણાતા હતા, તેઓ આજે ચિંતાજનક અને દુઃખિત દેખાય છે. જે બજારમાં હમેશાં વ્યાપાર થતો હતો, ત્યાં આજે લોકોના ટોળેટોળાં એકત્ર થઇને, આજે દુઃખચર્ચા કરી રહ્યા છે. સારાંશ એ છે કે, મહારાજા હરિશ્ચંદ્રના ચાલ્યા જવાથી તેની સાથે જ અયોધ્યાનગરીની સુંદરતા અને પ્રજાની પ્રસન્નતા પણ ચાલી ગઇ છે. પ્રજા દિનરાત હરિશ્ચંદ્રના ચાલ્યા જવાની ચિંતામાં જ નિમગ્ન રહે છે, બીજું કાંઇ કામ કરવાનું તેમને સૂઝતું પણ નથી, તેમ તે કરવામાં મન પણ ચોંટતું નથી,

પ્રજાના મુખ્ય મુખ્ય માણસો એક તો હરિશ્ચંદ્રના ચાલ્યા જવાથી ચિંતાતુર તો હતા જ તેમાંયે વળી પ્રજાની આવી દુઃખાવસ્થાની ચિંતાએ તેમને વધારે ઘેરી લીધા. તેઓ વિચારવા લાગ્યા કે, જો પ્રજાની આવી દશા રહી તો સમસ્ત પ્રજા થોડા જ દિવસોમાં હરિશ્ચંદ્રની વિરહાગ્નિથી બળી મરશે. હરિશ્ચંદ્ર, ચાલતી વખતે જે ઉપદેશ આપ્યો છે તે મુજબ અમારૂં કર્ત્તવ્ય છે કે પ્રજાની આ ચિંતા દૂર કરીને, તેને પોતાના કર્ત્તવ્યો ઉપર પુનઃ આરૂઢ કરીએ.

આ પ્રમાણે વિચાર કરી, તે અગ્રેસરો પ્રજાને સમજાવવા લાગ્યા. તેઓએ પ્રજાનું લક્ષ્ય હરિશ્ચંદ્રના ઉપદેશ તરફ આકર્ષિત કર્યું અને તેને સમજાવ્યું કે, આ પ્રમાણે હરિશ્ચંદ્રની ચિંતા કરતાં, જો તમે તમારો પ્રાણ છોડી જશો, તો પણ કાંઈ લાભ નથી. માટે એ જ ઉચિત છે કે, મહારાજા હરિશ્ચંદ્રના આદેશ મુજબ જીવન વ્યતીત કરવું.

અગ્રેસરોના આ પ્રમાણે સમજાવવાથી, પ્રજાને કાંઈક ધીરજ મળી. આ તરફ વિશ્વામિત્ર, પ્રજાના હૃદયમાં હરિશ્ચંદ્ર પ્રત્યે જે સદ્ભાવ છે, તેને દૂર કરી પોતાનો પ્રભાવ જમાવવા માટે, કઠોરતાપૂર્વક રાજ્ય કરવા લાગ્યા. તેના રાજ્યકાર્યથી, સભાસદો રિસાઈ ગયા અને વિશ્વામિત્રના આ કઠોર અધિકારનો પ્રતિકાર કરવા માટે તેઓએ એક પ્રજા-પરિષદ સ્થાપી. પ્રજા ઉપર પોતાનો પ્રભાવ જમાવવા, વિશ્વામિત્ર જે જે કઠોર નિયમો પ્રચલિત કરતા, તેનો આ પરિષદ વિરોધ કરતી, તથા સત્યાગ્રહ વડે તે નિયમોનો અમલ થવા ન દેતી. પ્રજાના આ કાર્યથી વિશ્વામિત્ર દિવસે દિવસે વધારે ને વધારે ચીડાતા. ચીડાઈ-ચીડાઈને તે પ્રજા ઉપર પોતાનો અમલ જમાવવા માટે વધારે અત્યાચાર કરવા લાગ્યા. પ્રજા તેમના અત્યાચારોને ધૈર્યપૂર્વક સહન કરતી રહી તેણે પોતાનું સત્યાગ્રહ રૂપી હથિયાર ન છોડયું, તેમ તેણે વિશ્વામિત્રના આ કાર્યોમાં સહકાર પણ ન આપ્યો.

પ્રજાના હૃદયમાં, હરિશ્ચંદ્ર પ્રત્યેનો સદ્ભાવ દૂર કરીને, તેની જગ્યાએ પોતાનો પ્રભાવ જમાવવાના આ પ્રયત્નમાં વિશ્વામિત્ર હમેશાં નિષ્ફળ થતા રહ્યા. તેઓ તે માટે જે જે પગલાં ભરતાં, તેનો સત્યાગ્રહ દ્વારા પ્રજા વિરોધ કરતી.

વિશ્વામિત્ર, સત્યને સમજતા છતાં, હૃદયમાં તો પ્રજાની પ્રશંસા કરે છે, પરન્તુ પોતાની હઠ પુરી કરવા માટે પ્રત્યક્ષમાં તેઓ પ્રજા ઉપર અન્યાય જ કર્યે જાય છે. કોઈકોઈ વાર તેઓ ખૂબ પશ્ચાત્તાપ કરવા લાગે છે કે, મેં આ શું કર્યું ? મેં મને પોતાને જ આ જાળમાં

ફસાવી લીધો અને હવે જેમ જેમ હઠ પૂર્વક હું આમાંથી નીકળવાની પ્રવૃત્તિ કરૂં છું, તેમ તેમ હું વધારે વધારે ફસાતો જાઉં છું. મને ક્રોધ કરવાનું ફળ પૂરેપૂરૂં મળી રહ્યું છે જો હું ક્રોધી ન હોત, મારા પર ક્રોધનું આધિપત્ય થવા ન દેત, તો આજ મારી આ દશા કેમ થાત ?

ગમે તેવો અન્યાયી માણુસ હોય, પણુ તેના ઉપર સત્યનો પ્રભાવ પડ્યા વગર રહેતો નથી. હરિશ્ચંદ્રના સત્યથી પ્રભાવિત બનીને, વિશ્વામિત્ર પોતાની મેળે પશ્ચાત્તાપ કરે છે કે, મેં હરિશ્ચંદ્ર સાથે ખૂબ જ અન્યાય કર્યો છે જેને સત્યથી વિચલિત કરવા, મેં મારી તપશ્ચર્યાનું સંપુર્ણ બળ વાપર્યું, છતાં પણુ જે પોતાના સત્યથી ન ડગ્યો, જરૂર તે એક મહાપુરૂષ છે. આવા મહાપુરૂષની સાથે, મેં જે વ્યવહાર કર્યો છે, તે તદ્દન નિંદ્ય છે. અહીં પ્રજા ઉપર તેઓ જે કાંઇ અત્યાચાર કરી રહ્યા છે, તેનો પણુ વખતે વખતે તેમને પશ્ચાત્તાપ થતો જ જાય છે.

વિશ્વામિત્ર, જ્યારે કોઇપણુ રીતે પ્રજાના હૃદયમાંથી હરિશ્ચંદ્રનું આધિપત્ય દૂર કરાવી, પોતાનું આધિપત્ય જમાવી ન શકયા અને તે તરફથી નિરાશ થયા, ત્યારે વિવશ બનીને તેમણે પ્રજાને રાજસભામાં આવવાનું આમંત્રણ આપ્યું. પ્રજા આવી જવાથી, તે કહેવા લાગ્યા— "મેં આપના રાજાને તથા આપને ઘણું જ દુઃખ આપ્યું છે. રાજાની, રાજપરિવારની તથા આપ લોકોની સહનશીલતા, અગ્નિ બનીને મને બાળી રહેલ છે. હું મારા કાર્યોને માટે હૃદયથી પશ્ચાત્તાપ કરું છું અને આપ લોકોની ક્ષમા માગું છું. હવે હું રાજ્યકાર્ય છોડું છું અને આપના પ્રિય રાજાને પણુ જલ્દીથી શોધી લાવું છું. તમે લોકો ફરીથી તેમને તમારા રાજા બનાવીને આનંદથી રહો

વિશ્વામિત્રની આ વાત સાંભળીને, જેમ ખોવાએલું ધન ફરી મળવાની આશા બંધાય, તેમ પ્રજા આનંદમગ્ન બની ગઇ. સમસ્ત

પ્રજા વિશ્વામિત્રના આ વિચારની પ્રશંસા કરવા લાગી અને તેમને ધન્યવાદ આપવા લાગી.

હરિશ્ચંદ્રને લાવીને, પુનઃ રાજસિંહાસન પર આરૂઢ કરવાની ઇચ્છાથી, કાર્ય રૂપમાં પરિણીત કરવાના વિચારથી, વિશ્વામિત્ર અયોધ્યાને છોડી કાશી તરફ વિદાય થયા. રસ્તામાં તેમના હૃદયમાં અનેક સંકલ્પ-વિકલ્પો થઇ રહ્યા છે. તેમના મનમાં રહી-રહીને એ શંકા ઉદ્ભવે છે કે, મારી પ્રાર્થનાથી હરિશ્ચંદ્ર અયોધ્યામાં પાછા આવશે કે નહીં? પરન્તુ જેમ બનશે તેમ તેમને જરૂર લાવીશ, એવો નિશ્ચય કરીને વિશ્વામિત્ર પોતાનો માર્ગ કાપવા લાગ્યા.



# પ્રકરણ ૨૮ મું

## સ્મશાનમાં સભા

અત્યાચારની પણ મર્યાદા હોય છે. જ્યારે અત્યાચાર મર્યાદાતીત થઇ જાય છે, ત્યારે તે અત્યાચારી પોતે પોતાને જ દુઃખ આપવા માંડે છે. જે અત્યાચારનો પ્રતિકાર સહનશીલતા વડે કરવામાં આવે છે, તે અત્યાચાર, અત્યાચારીને જ દુઃખકર્ત્તા બની જાય છે. હરિશ્ચંદ્રને તે દેવે અનેક દુઃખો આપ્યાં, તેના ઉપર મહાનમાં મહાન અત્યાચાર કર્યાં પરન્તુ હરિશ્ચંદ્રે તે અત્યાચારોને ધૈર્યપૂર્વક સહન કર્યાં. એ જ કારણ છે કે, તે અત્યાચાર અત્યારે તે અત્યાચારી-દેવને જ દુઃખ આપી રહેલ છે. તે પોતાનાં અત્યાચારોનું સ્મરણ કરીને સ્વયં બળી રહ્યો છે અને હરિશ્ચંદ્ર પ્રત્યે ક્ષમાની પ્રાર્થના કરી રહ્યો છે.

હરિશ્ચંદ્ર, પોતાને કષ્ટ આપનાર દેવને જેવી જ ક્ષમા આપી કે, તરત જ આકાશમાં પુનઃ હરિશ્ચંદ્ર અને તારાની જયઘોષણા સાથે દેવદુંદુભી વાગવા લાગી. જોતજોતામાં, આખું સ્મશાન દેવ-દેવીઓથી ભરાઇ ગયું અને સ્મશાનભૂમિ સ્વર્ગભૂમિના રૂપમાં ફેરવાઇ ગઇ. દેવ-દેવીઓએ, તે વખતે હરિશ્ચંદ્ર-તારા તથા રોહિતને સ્નાન કરાવી, વસ્ત્રાભૂષણોથી અલંકૃત કર્યાં. તે પછી તેમને સભાની વચ્ચે ઊભા કરેલાં રત્નના સિંહાસન ઉપર બેસાડ્યાં અને ઇન્દ્ર તથા સઘળા દેવ-દેવીઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા.

પાઠકગણ! થોડી જ વાર પહેલાં, હરિશ્ચંદ્ર અને તારા અંધકારમય રાત્રમાં સ્મશાન વચ્ચે પોતાના પ્રિય-પુત્રના શોકથી દુઃખી હતા. હવે તેમને દાસત્વથી મુક્ત બનવાની કોઇ આશા ન હતી. પરન્તુ થોડી

જ વાર પછી, અંધકારને સ્થાને પ્રકાશ અને શોકને સ્થાને હર્ષ છવાયો છે. જો આ વખતે રાજા અને રાણી પોતાનાં સત્ય ઉપર સ્થિર રહ્યાં ન હોત; જો તેઓ કર લીધા-દીધા વગર જ પુત્રનો અગ્નિસંસ્કાર કરવા માટે તૈયાર થાત, તો તેમને આ પ્રકાશ પણ ન મળત કે, આ આનંદ પણ ન મળત. સારાંશ એ છે કે, સત્યપાલનમાં તેમણે જે કષ્ટ ભોગવ્યું છે તે કષ્ટ સત્યપાલનની તપશ્ચર્યા હતી અને તે તપશ્ચર્યાના ફળ રૂપે જ આ પ્રકાશ અને આનંદ મળ્યો છે સત્યપાલનમાં, કષ્ટને ધૈર્ય-પૂર્વક સહવાનું અને તે કષ્ટોથી ભયભીત બની સત્ય ન છોડવાનું જ આ પરિણામ છે. કોઇ કવિએ કહ્યું છે કે:—

सब्र तलखिस्त च लेकिन बरें शीरीं दारद ।

અર્થાત્—સંતોષ અવશ્ય કડવો છે, છતાં ફળ મીઠાં જ આપે છે.

એ જ પ્રમાણે, સત્યપાલનમાં ભલે દુઃખ સહવું પડે, પરન્તુ તે દુઃખને ધીરજપૂર્વક સહી લેવાથી અને સત્યથી પતિત ન થવાથી, સ્થાયી આનંદ પ્રાપ્ત થાય છે, જે અસત્યદ્વારા પ્રાપ્ત થતા અસ્થાયી આનંદથી અસંખ્ય ગુણો વધારે હોય છે. સત્ય પાળનારનું દુઃખ પણ કાયમ રહેતું નથી. તે ક્ષણભાર પછી જ સુખરૂપે પરિણામી જાય છે. એ માટે કહ્યું છે કે-

पतितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुकः ।<br>
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ॥ } ભર્તૃહરિ

અર્થાત્—જેમ હાથમાંથી પડતો રબરનો દડો ઉપર જ આવે છે, તેવી જ રીતે ન્યાયવૃત્તિ ઉપર ચાલનારાઓની વિપત્તિ પણ હમેશાં રહેતી નથી. અથવા જે પ્રમાણે દડો નીચે પડીને ઉપર જ ઊછળે છે, તે જ પ્રમાણે ન્યાયવૃત્તિવાળો મનુષ્ય પણ આપત્તિમાં પડી જઇને ઉપર જ આવે છે.

થોડી જ વારમાં આ પરિવર્ત્તન જોઇ, હરિશ્ચંદ્ર તારાને કહેવા લાગ્યો—પ્રિયે તારા ! આજે જે પરિવર્ત્તન તું જોઇ રહેલ છે, તે બધી તારી જ કૃપાનું ફળ છે. જો તું મને તે વિષય રૂપી કૂપમાંથી ન

કાઢત, જો તું મને સાથ ન આપત, જો તું મને સમયે સમયે ધૈર્ય આપતી ન રહેત, અને તું પોતે વેચાઇને મારા માટે આદર્શ ઉપસ્થિત ન કરત. તો હું અવશ્ય જ સત્યથી પતિત થઇ ગયો હોત. સત્યથી પતિત થતાં જે આનંદ અત્યારસુધી મળી રહ્યો છે તે કદાપિ મળી ન શકત.

પતિની વાતના જવાબમાં તારાએ કહ્યું—નાથ, આમાં મારી જરા પણ વિશેષતા નથી. મેં જે કાંઇ કર્યું. તે કરવાનું મારું કર્ત્તવ્ય હતું. મેં મારા કર્ત્તવ્યથી વધારે કાંઇ પણ કર્યું નથી. એતો બધો આપનો જ પ્રતાપ છે. જો આપ રાજ્યદાન આપીને, આપના માથા ઉપર દક્ષિણાનો બોજો ન લેત, તો મને આ આનંદ ક્યાંથી મળત ?

સ્મશાનમાં આભુતપૂર્વ પ્રકાશ દેખી અને કોલાહલ સાંભળી, કાશીના રહેવાશીઓ આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યા કે, આજે સ્મશાનમાં આ પ્રકાશ અને કોલાહલ શાને લીધે છે ? ઘણા માણસો આ પ્રકાશમય દૃશ્ય જોવા માટે, સ્મશાન તરફ દોડ્યા. મહારાજા હરિશ્ચંદ્રને ખરીદનાર ભંગી પણ એવો વિચાર કરતો સ્મશાનમાં દોડી આવ્યો કે, આજે મારા સ્મશાનમાં શી ગડબડ છે ? ભંગી જેવો જ તે સ્મશાનમાં પહોચ્યો અને રાજાની દૃષ્ટિ તેના ઉપર પડી કે તરત જ રાજા સિંહાસન ઉપરથી નીચે ઉતરી ગયો. તેણે ભંગીનો સત્કાર કરતાં કહ્યું કે, શેઠ ! આ બધો આપના જ ચરણોનો પ્રતાપ છે. તમે જ મને ખરીદીને મારા સત્યની રક્ષા કરી હતી, એ તેનું જ ફળ છે.

ભંગી હાથ જોડીને રાજાને કહેવા લાગ્યો—આપ મને ક્ષમા કરો આપના પ્રત્યે મેં તથા મારી સ્ત્રીએ ઘણો જ કલુષિત વ્યવહાર કર્યો છે ! હું એ પાપથી દબાઈ રહ્યો છું, મને ક્ષમા આપીને મારો ઉદ્ધાર કરો.

રાજા—નહિ, સ્વામિન્ ! આપના તરફથી તો મારા પ્રત્યે હંમેશાં સહૃદયતાનો જ વ્યવહાર થયો છે. સ્વામિની પણ બહુ કૃપાળુ છે. તેણીની જ કૃપાથી મને સ્મશાન રક્ષાનું કામ મળ્યું હતું, જેનું ફળ તમે પ્રત્યક્ષ જોઇ રહ્યા છો.

સજ્જન-મનુષ્ય, અપકારીના અપકારને તો ભૂલી જાય છે, પરન્તુ ઉપકારીના ઉપકારને તે કદી પણ ભૂલતો, નથી. કોઈ ઉચ્ચ સ્થિતિએ પહોંચવા છતાં પણ, તે ઉપકારીના ઉપકારને યાદ રાખે છે અને કૃતજ્ઞતા પ્રકટ કરતો રહે છે. એ જ પ્રમાણે આ વખતે દેવતાઓથી સેવા પામતો હોવા છતાં પણ, હરિશ્ચંદ્ર ભંગીને પોતાનો ઉપકારી જાણી, તેની સામે નમ્રતા દર્શાવી. અસ્તુ

હરિશ્ચંદ્રે, બધા દેવોને ભંગીનો પરિચય કરાવીને કહ્યું કે, આ જ મારો સ્વામી છે, હું એની જ કૃપાથી સત્ય પાલનમાં સમર્થ બની શક્યો છું મારૂં મૂલ્ય ન થવાથી, હું સત્ય ભ્રષ્ટ બની રહ્યો હતો તેવા સમયમાં જ એણે મને ખરીદીને, મારાં સત્યની રક્ષા કરી હતી. હું એની જેટલી પ્રશંસા કરૂં, તેટલી થોડી છે એના ઉપકારનો હું કદી બદલો વાળી શકું તેમ નથી.

હરિશ્ચંદ્રની વાત સાંભળીને, બધા દેવોએ તે ભંગીની ઘણી પ્રશંસા કરી અને તેનો સત્કાર કર્યો.

વાતવાતમાં આ સમાચાર આખા નગરમાં ફેલાઇ ગયા કે, અયોધ્યાના ભૂતપૂર્વ મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા, આજે સ્મશાનમાં પ્રગટ થયા છે. આ સમાચાર સાંભળતાં જ, તમામ નગરનિવાસીઓ સ્મશાનમાં એકત્ર થઇ ગયા. કાશીનરેશ પણ સ્મશાન તરફ ચાલ્યો, તે મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરતો જતો હતો કે, પત્ની-પુત્ર સહિત મહારાજા હરિશ્ચંદ્ર મારા જ નગરમાં આટલા દિવસો સુધી રહ્યા અને મને તે બાબતની ખબર જ ન પડી, એ મારે માટે શરમભરી બાબત છે.

મહારાણી તારાને ખરીદનાર બ્રાહ્મણ પણ, તેણીની ચિંતા કરી રહ્યો હતો કે, દાસી હજુસુધી તેણીના પુત્રની અંતઃક્રિયા કરીને કેમ પાછી ન આવી ? ક્યાંય તે મરી ગઇ અથવા તો નાશી ગઇ નથી ને ? એવામાં જ તેણે મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા સ્મશાનમાં

પ્રગટ થયાની વાત સાંભળી 'એક પંથ દો કાજ'ની કહેવતને યાદ કરી બ્રાહ્મણ પણ એ વિચારથી સ્મશાનમાં આવ્યો કે, હરિશ્ચંદ્ર અને તારાને જોતો આવીશ અને દાસીની તપાસ પણ કરતો આવીશ. સ્મશાનમાં આવીને, જ્યારે તેણે એ જોયું કે, દાસી તો અહીં રાણી બનીને બેઠી છે, ત્યારે તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, અયોધ્યાની મહારાણી તારા જ મારે ત્યાં દાસી બનીને રહેતી હતી ? મેં તેની પાસે ઘણી જ હલકી સેવાઓ કરાવી છે અને ઘણો જ કઠોર વ્યવહાર કર્યો છે. હવે હું કયા મોઢે તેની સામે જઉં ?

આ તરફ રાણી પણ ચિંતાજનક હતી કે, માલીકે મને થોડા જ વખતનો અવકાશ આપ્યો હતો, પરન્તુ મને ઘણી જ વાર લાગી. અત્યારે પણ હું આ ઝંઝટમાં ફસાઈ ગઈ છું, એને માટે કોણ જાણે માલીક મને શું કહેશે ! એટલામાં રાણીની દૃષ્ટિ પેલા બ્રાહ્મણ ઉપર પડી. બ્રાહ્મણને જોતા જ રાણી સિંહાસન ઉપરથી ઉતરી ગઇ અને હાથ જોડીને બ્રાહ્મણને કહેવા લાગી—મહારાજ ! મારો અપરાધ ક્ષમા કરો. હું અન્ય ખટપટમા પડી ગઇ હતી, એ કારણથી અત્યાર-સુધી ન આવી શકી.

તારાની પ્રાર્થનાના જવાબમાં, બ્રાહ્મણ તારાને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો—મહારાણી ! મેં અજ્ઞાનને લીધે આપની પાસે દાસીનું કામ કરાવ્યું અને હલકી સેવાઓ લીધી, તથા આપની સાથે અમાનુષિકતા-પૂર્ણ-કઠોર વ્યવહાર કર્યો, હવે મારું તે અજ્ઞાન નાશ પામ્યું છે, એટલે હું આપની ક્ષમા માગું છું. આપ મને ક્ષમા કરો.

બ્રાહ્મણને તારા કહેવા લાગી—આપે મારા ઉપર મોટી મહેરબાની કરી છે. આપની જ કૃપાથી હું અર્ધું કરજ ચૂકાવી શકી હતી. જો એ વખતે આપ ન હોત, તો મારા પતિ નિઃસંદેહ સત્યભ્રષ્ટ બની જાત. આપની તે કૃપા કદી ભુલાય તેમ નથી.

બ્રાહ્મણે તારા સાથે જે દુર્વ્યવહાર કર્યો હતો, તારાએ તેના દુર્વ્યવહારનો હા કારો પણ ન કર્યો અને તેણે જે સદ્‌વ્યવહાર કર્યો હતો, તેની પ્રશંસા કરી.

સજ્જનોમાં સ્વભાવિક રીતે એ ગુણ હોય છે કે, તેઓ દુર્વ્યવહાર ઉપર લક્ષ ન દેતાં, કેવળ સદ્‌વ્યવહાર ઉપર જ ખ્યાલ આપે છે. જ્યારે દુર્જન મનુષ્યો કોઇએ કરેલા અનેક સદ્‌વ્યવહારો તરફ લક્ષ ન કરતાં માત્ર અપવાદરૂપે જે થોડોક માત્ર દુર્વ્યવહાર થઇ જાય છે, તેનું જ વર્ણન કર્યા કરે છે, ત્યારે સજ્જન મનુષ્યો અનેક દુર્વ્યવહારોને પણ ભૂલી જઇને, જે થોડોક માત્ર સદ્‌વ્યવહાર કર્યો હોય છે, તેને જ મહત્ત્વ આપે છે અને તેની જ પ્રશંસા કરે છે. એ જ પ્રમાણે રાણી પણ, પોતાના ખરીદનારના અનેક દુર્વ્યવહારો પર ધ્યાન ન આપતાં તેનાં થોડા જ સદ્‌વ્યવહારને મોટું રૂપ આપી રહી છે.

રાણીએ બ્રાહ્મણ પ્રત્યે દર્શાવેલા કૃતજ્ઞતા પૂર્ણ ભાવો સાંભળીને, દેવતાઓએ બ્રાહ્મણની પ્રશંસા કરીને તેનો પણ સત્કાર કર્યો.

જે શેઠ શાહુકારોની પાસે મહારાજા હરિશ્ચંદ્ર નોકરી માટે ગયા હતા અને જેઓએ તેની વાત પણ સાંભળી ન હતી, એટલું જ નહીં પણ તે સાંભળીને તેનો તિરસ્કાર કર્યો હતો, તે સઘળા મહારાજા હરિશ્ચંદ્રને જોઇને ઘણા શરમિંદા બન્યા. તેઓ રાજા સામે પશ્ચાત્તાપ પ્રગટ કરતાં, પોતાના અપરાધની માફી માગવા લાગ્યા, મહારાજાએ તેઓને આશ્વાસન આપતાં કહ્યું કે, તમે કાંઇ અપરાધ કર્યો નથી. તમે સાધારણ બુદ્ધિથી ઓળખનાર છો, એવી સ્થિતિમાં પરિચય આપ્યા સિવાય મને કેવી રીતે ઓળખી શકો? જો આથી પણ તમે તમને અપરાધી માનતા હો, તો તેનું પ્રાયશ્ચિત એ છે કે, ભવિષ્યમાં તમારે ત્યાં આવેલ કોઇ દીન-દુઃખીનું અપમાન કરીને, તેને ધુત્કારી કાઢશો નહિ; પણ તેનું દુઃખ દૂર કરવાનો ઉપાય કરજો. .. ..

કાશીનરેશ, સ્મશાનમાં પહોંચીને મહારાજા હરિશ્ચંદ્રને કહેવા લાગ્યા કે, હું તદ્દન અજ્ઞાની અને હતભાગી નરેશ છું. આપે આટલા દિવસો સુધી મારા નગરમાં રહીને કષ્ટ ભોગવ્યું, છતાં મને તેની ખબર પણ ન પડી, એનાથી વધારે અજ્ઞાનતા બીજી કઈ હોઇ શકે ? આપ મારો અપરાધ ક્ષમા કરો અને કૃપા કરી એ બતાવો કે, આ અજ્ઞાનતા તથા અપરાધનું શું પ્રાયશ્ચિત્ત કરૂં ?

હરિશ્ચંદ્રે કાશીનરેશનો સત્કાર કરીને, તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે, આપ વિના કારણે જ પશ્ચાત્તાપ કરો છો. જો આપને મારા આવવાના સમાચાર મળ્યા હોત, તો આપ જરૂર મને મળત. પણ જ્યારે મેં કોઇને મારો પરિચય જ ન આપ્યો અને પરિચય ન આપવાને લીધે આપને સમાચાર જ ન મળ્યા, એવી સ્થિતિમાં આપનો શો અપરાધ ? મેં કોઈને મારી ખબર ન આપી, તેનું કારણ સ્પષ્ટ છે. પરિચય આપવાથી આપ જરૂર મને આપના મહેલમા લઇ જાત, અને મારૂં કરજ ચૂકાવીને, મને આપનો અતિથિ બનાવત, આવા સંયોગોમાં આજે આપ જે રચના જોઈ રહ્યા છો, આ રચના કેમ થાત? એટલા માટે આપ આ બાબતમાં ખેદ ન કરો. ખેદની વાત એ અવશ્ય હોઇ શકે છે કે, જે કાશીની ભૂમિ પવિત્ર મનાય છે, જે કાશીમાં અયોધ્યાથી આવીને મેં લાભ મેળવ્યો છે, જે કાશીની ભૂમિમા હું મારા સત્યપાલનમાં સમર્થ બની શકયો છું અને સત્યને ખાતર વેચાવામાં પણ મને લજ્જા ન આવી, તે જ કાશીમાં રહીને તમે સત્યનુ પાલન ન કરી શકો. કાશીની ભૂમિ ત્યારે જ લાભદાયક બની શકે, કે જ્યારે અહીં સત્યનું પાલન થાય. સત્યનું પાલન કર્યા વગર કાશીની ભૂમિ આ પ્રમાણે લાભ દાયક ન બની શકે. જે પ્રમાણે ખેતર ફળદાયક હોવા છતાં પણ, તેમાં બીજ ન વાવવાથી તે લાભદાયક નીવડી શકતું નથી. જો માત્ર અહી રહેવાનું જ મહત્વ હોત, તો પછી મારે વેચાવાની શી જરૂર હતી ? પરન્તુ ખરી રીતે તો કોઈ ખાસ ક્ષેત્રની વિશિષ્ટતા નથી, પણ

ચરિત્રની વિશિષ્ટતા છે. અન્ય સ્થાનમાં રહીને પણ જે ચારિત્રવાન્ છે, તેઓને માટે તે ભૂમિ પણ કાશીની ભૂમિ કરતાં વધારે લાભદાયક છે. અને કાશીની ભૂમિમાં રહીને પણ જેઓ ચારિત્રનું પાલન કરતાં નથી, તેઓને માટે બધી ભૂમિ સરખી જ છે. એટલે સત્યપાલન વડે, આ ભૂમિનો લાભ મેળવો અને રાજ્યનું ધન, પ્રજાનું ધન સમજીને, તેને લોકહિતનાં કાર્યોમાં વાપરો. અને એમ કરતાં થકાં, તમારા આત્માની કલ્યાણ-ભાવના ભાવતા રહો. આ પ્રાયશ્ચિત્તથી આપનો ખેદ પણ મટી જશે અને આપને લાભ પણ થશે.

આ પ્રમાણે સઘળા કાશી-નિવાસીઓએ, રાજા-રાણી પોતાના નગરમાં રહ્યા હોવા છતાં પણ ન ઓળખી શકવાના કારણે પશ્ચાત્તાપ કર્યો. રાજાએ બધાને આશ્વાસન આપ્યું અને તેમને સમજાવ્યું કે, જ્યારે મેં મારો પરિચય જ કોઇને ન આપ્યો, તો પછી તમે લોકો વિના કારણ પશ્ચાત્તાપ શા માટે કરો છો ? આ પ્રમાણે રાજાએ સહૃદયતાપૂર્ણ--ભાષામાં બધાના હૃદયને શાન્ત કર્યું.

જે વખતે સ્મશાનમાં આ બધી લીલા થઇ રહી હતી, તે જ વખતે અયોધ્યાથી નીકળીને વિશ્વામિત્ર પણ કાશીમાં આવી પહોંચ્યા. સ્મશાનમાં અદ્ભૂત પ્રકાશ નિહાળીને તેમ જ હરિશ્ચંદ્ર તથા તારાની જયઘોષણા સાથે અતિશય કોલાહલ સાંભળીને વિશ્વામિત્ર પણ ત્યાં ગયા. ત્યાં જઇને જુએ છે તો જે રાજા-રાણીની તપાસ માટે પોતે નીકળ્યા હતા, તે જ મહારાજા હરિશ્ચંદ્ર સિંહાસન ઉપર બિરાજ્યા છે. તેમની પાસે રોહિતને ખોળામાં લઇને તારા પણ બેઠી છે અને ઇન્દ્રાદિ દેવો તેમની સ્તુતિ કરી રહ્યા છે. વિશ્વામિત્ર ત્યાંથી જ મોટા સ્વરે હરિશ્ચંદ્ર તથા તારાની જયઘોષણા કરવા લાગ્યા. હરિશ્ચંદ્ર વિશ્વામિત્રને જોયા કે, તરત જ તેઓ તારા સાથે સિંહાસન ઉપરથી નીચે ઉતરી પડયા, હરિશ્ચંદ્ર, તારા અને રોહિતે વિશ્વામિત્રને પ્રણામ કર્યા. ત્યાં હાજર રહેલા લોકો વિશ્વામિત્ર તથા હરિશ્ચંદ્ર બંનેના વ્યવહારો જોઇને આશ્ચર્યચકિત બની ગયા અને વિચારવા લાગ્યા કે, તેઓ એ જ વિશ્વામિત્ર

છે કે, જેમણે હરિશ્ચંદ્રને આટલાં દુઃખમાં ધકેલ્યા હતા, પરન્તુ આજે તે પોતે જ હરિશ્ચંદ્ર અને તારાનો જયધ્વનિ ઉચ્ચારી રહ્યા છે. તથા એ હરિશ્ચંદ્ર, એ તારા પણ તે જ છે કે, જેઓએ વિશ્વામિત્રદ્વારા આટલું દુઃખ પામ્યા છે, છતાં પણ તેઓ પોતાને કષ્ટ આપનાર વિશ્વામિત્રનો સત્કાર કરી રહ્યા છે.

વિશ્વામિત્રે રાજા અને રાણીને કહ્યું કે, તમે સિંહાસન ઉપર જ બેસો. તમારી મહિમા હવે હું સમજ્યો છું. અત્યારસુધી હું સમજતો હતો કે, મારો ક્રોધ જ અપાર છે, પરન્તુ હવે હું આટલા અનુભવ પછી એ વાત સ્વીકારૂં છું કે, તમારું સત્ય તથા તમારો ધર્મ મારા ક્રોધ કરતાં પણ વધારે છે ! જે વાત મેં હઠને લીધે અત્યારસુધી કબુલ કરી ન હતી, તે જ વાત આજે હું તમારા સત્યથી પરાભવ પામીને કબુલ કરૂં છું. તમે તમારા સત્ય અને તમારી સહનશીલતા વડે મારા તપને પરાજિત કરી દીધું છે, તથા તે સાથે જ મારા ક્રોધનો પણ નાશ કરી દીધો છે. જે ક્રોધને કારણે મેં અનેક હાનિઓ મેળવી, જે ક્રોધે મારી તપશ્ચર્યાનું બળ નષ્ટ કર્યું, જે ક્રોધને વશ બની મેં નિરપરાધીઓ અને આપ જેવા સજ્જનોને દુઃખમાં નાંખ્યા, તે મારો ક્રોધ તમે તમારી ક્ષમા વડે જીતી લીધો. આ દુષ્ટ ક્રોધે પકડેલો મારો પીછો આપ જેવા સજ્જનોએ જ છોડાવ્યો. બીજા કોઇ છોડાવી ન શકત. અત્યારસુધીમાં મારે જેટલાં જેટલાં મનુષ્યોના પ્રસંગમાં આવવું પડ્યું હતું, તે સઘળાઓએ મારા ક્રોધને ઉત્તેજિત કર્યો હતો, પરન્તુ તેનો નાશ કરાવવામાં સમર્થ થઇ શક્યા ન હતા. આપને હું અનેકાનેક ધન્યવાદ આપું છું અને મારા અપરાધો માટે ક્ષમાપ્રાર્થના કરું છું.

વિશ્વામિત્રની વાત સાંભળીને આખી સભા દિગ્મૂઢ બની ગઇ કે, જે વિશ્વામિત્ર પોતાના ક્રોધને માટે પ્રસિદ્ધ હતા, નમ્રતા કે ક્ષમાને જેઓ જાણતા જ ન હતા, તેમનામાં આજે આટલી નમ્રતા ક્યાંથી આવી ગઇ ! વિશ્વામિત્રને ક્રોધરહિત બનાવી દેવા માટે સઘળા માણસો હરિશ્ચંદ્રને ધન્યવાદ આપવા લાગ્યા.

વિશ્વામિત્રના જવાબમાં હરિશ્ચંદ્રે કહ્યું—મહારાજ, આપ જેવા ઋષિને માટે, મારા જેવા તુચ્છની આટલી પ્રશંસા કરવી એ શોભાસ્પદ નથી. જે કાંઈ પણ થયું છે અને જે કાંઇ થઇ રહ્યું છે, તે બધું આપની જ કૃપાનું જ ફળ છે. જો આપની કૃપા ન હોત, જો આપ મારૂં રાજ્ય લઇને, મારા ઉપર દક્ષિણાને ભાર ન મૂકત, જો આપ આપની દક્ષિણા વસુલ કરવામાં વિલંબ કરત અને અમારે વેચાવું ન પડત, તો આજે આપ જે આનંદ જોઇ રહ્યા છે, તે આનંદ કદાપિ પ્રાપ્ત ન થાત! આ બધું કરીને આપે તો અમારા ઉપર ઉપકાર જ કર્યો છે, અપકાર નહિ આપ મારા ઉપકારી છો. આપની જ પરીક્ષાથી હું જાણી શકયો છું કે, હું સત્યનું કયાં સુધી પાલન કરી શકું છું; એટલે આપ ધન્યવાદને પાત્ર છો. આપે મારા ઉપર ઉપકાર કરવામાં જે કષ્ટ સહ્યું છે, તે આભારને બદલો હું કોઇ રીતે વાળી શકું તેમ નથી. આપની જ કૃપાથી આજે આ સંમેલન થયું છે.

રાજાની આ ઉદારતા યુકત વાત સાંભળીને, બધા લોકો હરિશ્ચંદ્રની વિશેષ પ્રશંસા કરવા લાગ્યા.

વિશ્વામિત્ર બોલ્યા—બસ, રાજન્! ક્ષમા કરો. હું પોતે જ મરી ચૂકયો છું, હવે આ પ્રશંસા વડે વધારે ન મારો.

હરિશ્ચંદ્ર—મહારાજ! હું મિથ્યા ભાષણ તો જાણતો જ નથી. મેં જે કાંઈ પ્રાર્થના કરી છે, તે સત્ય જ કરી છે.

વિશ્વામિત્ર—હવે, મારી પ્રાર્થના સ્વીકારીને આપ અયોધ્યા ચાલો અને ત્યાંનું રાજ્ય સંભાળીને, પ્રજાને ખુશી કરો. આપના વગર અયોધ્યાની પ્રજા ખરેખર ખુબ દુઃખી છે.

હરિશ્ચંદ્ર—મહારાજ, મેં તો તે રાજ્ય આપને દાનમાં આપી દીધું છે. દાનમાં આપેલી વસ્તુ હું કદાપિ પાછી લઈ શકતો નથી. એ સિવાય, મારી રાજ્ય કરવાની ઇચ્છા પણ નથી.

વિશ્વામિત્ર—રાજન્, મેં તે વખતે જે કાંઇ કર્યું હતું, તે ક્રોધને વશ બનીને કર્યું હતું. ક્રોધે મારી બુદ્ધિ ભ્રષ્ટ કરી દીધી હતી. એથી

જ મેં આપની પાસેથી રાજ્ય માંગી લીધું હતું. તેમ જ વિચારો કે જો એમ ન હોત, તો હું પોતે તો મારું રાજ્ય છોડી ચૂકયો હતો, તો પછી તમારી પાસે રાજ્ય શા માટે માગત ? એ વખતે મારી બુદ્ધિ અ-સ્થિર હતી, એથી મેં રાજ્ય માગી લીધું હતું નીતિ પ્રમાણે બુદ્ધિની અસ્થિરતામાં કરવામાં આવેલું કાર્ય પ્રામાણિક ગણાતું નથી. એટલે તમારે તમારું રાજ્ય લેવામાં જરાપણ સંકોચ કરવો ન જોઇએ.

હરિશ્ચંદ્ર—મહારાજ, આપની આ વાત ઘડીભરને માટે હું માની પણ લઉં, તો પણ હું જે રાજ્યને દાનમાં આપી ચૂકયો, તે ફરીથી લઈ ન શકું. કારણ કે ક્રોધનો આવેશ રહ્યો હશે, તો આપને 'રહ્યો હશે અને બુદ્ધિ અસ્થિર રહી હશે. તો આપની રહી હશે. હું તો ક્રોધના આવેશમાં પણ ન હતો, તેમ મારી બુદ્ધિ પણ અસ્થિર ન હતી મેં બુદ્ધિની સ્થિરતામાં રાજ્યનું દાન કર્યું છે. એટલે મારું કાર્ય તો પ્રમા-ણિક જ માની શકાય.

વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્રની ઉપરોક્ત વાતચીત સાંભળીને, તે દેવ કહેવા લાગ્યો કે, રાજ્ય માંગવામાં વિશ્વામિત્રનો જરા પણ અપરાધ નથી. રાજ્ય માંગતી વખતે તેમની બુદ્ધિ ઉપર મારો અધિકાર હતો, અર્થાત્ આપને સત્ય ભ્રષ્ટ કરવા માટે મારી જ પ્રેરણાથી તેણે રાજ્ય માગ્યું હતું અને વેચાવા માટે તમને વ્યાકુળ કર્યા હતા.

હરિશ્ચંદ્ર—હું આપની વાત પણ માનું છું, પરન્તુ મારી બુદ્ધિ ઉપર તો કોઇ બીજાનું આધિપત્ય તો ન હતું ને ? મેં તો જે કાંઇ કર્યું છે, તે મારી પોતાની બુદ્ધિ વડે જ કર્યું છે. આવી સ્થિતિમાં હું આપેલું દાન પાછું કઇરીતે લઇ શકું ?

વિશ્વામિત્ર અને તે દેવને હરિશ્ચંદ્રે નિરુત્તર કરી દીધા, ત્યારે ઇન્દ્રાદિ કહેવા લાગ્યા–રાજન્ ! જો કે, તમારે રાજ્ય કરવાની આકાંક્ષા નથી, તથાપિ જે કાર્યથી જનતાનું હિત થાય તે કાર્ય કરવાનો સ્વીકાર કરશો ને ?

હરિશ્ચંદ્ર—હા, જો મારા કોઇ કાર્યથી બીજાનુ હિત થતું હોય, તો હું તે પ્રાણપણથી કરવા તૈયાર છું.

ઇંદ્ર—આપ, વિશ્વામિત્રની વિનંતિ સ્વીકારીને અયોધ્યા તો જાઓ. ત્યાંની પ્રજા, જો વિશ્વામિત્રના રાજ્ય અમલથી સુખી હોય, તો તો કોઇ જાતની હરકત નથી, પરન્તુ જો તે વિશ્વામિત્રના રાજ્ય અમલથી દુઃખી હોય અને આપના રાજ્ય અમલથી તેમને સુખ મળવાની આશા હોય, તો આપને રાજ્ય કરવું જ પડશે. કારણ કે તમે હમણાં એ કબુલ કરી ચૂક્યા છો કે, 'જો મારા કોઇ કાર્યથી બીજાનું હિત થતું હોય, તો હું તે પ્રાણપણથી કરવા તૈયાર છું. રાજ્ય કરતાં થકા, રાજ્ય સુખ ભોગવવું, એ એક વાત છે, અને પ્રજાનું હિત નજરમાં રાખી, તેના ઉપર રાજ્ય કરવું તથા દુષ્ટોથી પ્રજાનું રક્ષણ કરવું, તે બીજી વાત છે. એટલે તમે ભલે રાજ્ય ન કરો, પરન્તુ પ્રજાની ઇચ્છા હોવાને લીધે, તેના રક્ષણનો ભાર તો આપને લેવો જ પડશે.

ઇન્દ્રની વાતના જવાબમાં હરિશ્ચંદ્રે કહ્યું કે, મારાથી એ પણ નહિ બને. એક તો જે રાજ્યનું હું દાન કરી ચૂક્યો, તે રાજ્યમાં જવા કે રહેવાનો મને અધિકાર જ નથી. બીજું મહારાજા વિશ્વામિત્રની મને એ આજ્ઞા છે કે, મારે અયોધ્યામાં ન રહેવું. આ કારણોથી હું આપની આ આજ્ઞાનું પાલન કરવામાં અસમર્થ છું

ઇન્દ્ર બોલ્યા—રાજન્ ! તમે માત્ર અયોધ્યા રાજ્યના માલીક હતા; એથી દાનમાં આપેલ અયોધ્યા રાજ્યમાં જવા ઇચ્છતા નથી; પરન્તુ જો તમે સમસ્ત ભુમંડળના માલીક હોત અને તે વખતે તમારૂં રાજ્ય દાનમાં આપી દેત, તો પછી આ નિશ્ચયનું પાલન કેવી રીતે રત ? શું ત્યારે આત્મહત્યા કરી નાખત ? બીજા રાજ્યમાં રહેવાની ાજ્ઞા આપવાનો અધિકાર જો વિશ્વામિત્રને હતો, શું તેમને પોતાની આજ્ઞા પાછી ખેંચી લેવાનો અધિકાર નથી ? આ વખતે તમને તેઓ જ અયોધ્યા આવવા માટે વિનંતિ કરી રહ્યા નથી ? તો પછી તેમની એક આજ્ઞા તો માનવામાં આવે અને બીજી કેમ માનવામાં ન આવે ? આ બાબતથી તમે અયોધ્યા નહિ જવાના વિચારથી છૂટી શકતા નથી.

એટલા માટે તમે અયોધ્યામાં જાઓ. તમારે અયોધ્યાનું રાજ્ય કરવું જ પડશે. આ વાત અહીં કોઈ કહેતું નથી, તેનો નિર્ણય તો પરિસ્થિતિ જોઇને કરજો.

ઇન્દ્રના આ કથનનું સૌએ સમર્થન કર્યું બધા લોકો હરિશ્ચંદ્રને અયોધ્યા જવા માટે અત્યધિક આગ્રહ કરવા લાગ્યા સૌનો આગ્રહ જોઇ, હરિશ્ચંદ્ર વિચારમાં પડી ગયા કે, હવે મારે શું કરવું જોઇએ. આટલા માણસો અને વધારામાં ઇન્દ્રનો આગ્રહ ન માનવો, એ તો હઠ જ કહેવાય. અંતમાં વ્યાકુળ બની તેમણે કહ્યું કે, રાણી અને હું બંનેય ખરીદાએલા દાસ છીએ. અમારા માલીકોએ પાંચસો પાંચસો સોનામહોરો આપીને અમને ખરીદ્યા છે. જ્યાંસુધી અમારા માટે અપાએલી સોનામહોરો તેમને પાછી ન મળી જાય, ત્યાંસુધી અમારે જવાની વાત કરવાનો અધિકાર નથી, અહીંથી અયોધ્યા જવું એ તો બીજી વાત છે.

બ્રાહ્મણ અને ભંગી કહેવા લાગ્યા કે, અમે આપનું મૂલ્ય આ રીતે મેળવી ચૂક્યા છીએ. હવે આપ અમારા દાસ નથી. અમે આપની પાસેથી કાંઈ કામ નહિ લઇએ.

ભંગી અને બ્રાહ્મણના ના કહેવા છતાં પણ, દેવતાઓએ તેમને ખર્ચેલાં દ્રવ્ય કરતાં અનેકગણું વધારે દ્રવ્ય આપ્યું.

આ પ્રમાણે, દેવતાઓએ દંપતીને દાસત્વથી મુક્ત કર્યા. ઇન્દ્રની આજ્ઞાથી દેવતાઓએ તત્ક્ષણ એક સુંદર.વિમાન તૈયાર કર્યું. ઇન્દ્ર, વિશ્વામિત્ર વગેરેની વિનંતીથી, મહારાજા હરિશ્ચંદ્ર, મહારાણી તારા અને કુમાર રોહિત, બ્રાહ્મણ તથા ભંગી પ્રત્યે કૃતજ્ઞતા પ્રગટ કરીને અને તેમની અનુમતિ લઇને તથા ત્યાંના સઘળા લોકોની વિદાય માંગીને વિમાનમાં બિરાજ્યા. વિશ્વામિત્ર તથા ઇન્દ્રાદિ દેવો પણ વિમાનમાં બેઠા અને વિમાનને અયોધ્યાને માર્ગે ચલાવ્યું.



# પ્રકરણ ૨૯ મું

## પુનરાગમન

વિશ્વામિત્રે અયોધ્યાની પ્રજાને રાજસભામાં આમંત્રત કરીને આ શુભ સમાચાર સંભળાવ્યા કે, હરિશ્ચંદ્રને હું ફરીથી લાવીને અયોધ્યાના રાજ્યાસન ઉપર બેસાડીશ; કે તરત જ એ સમાચાર વિજળીના માફક આખા શહેરમાં ફેલાઇ ગયા હતા. એનાથી સમસ્ત પ્રજા પ્રસન્ન થઇ ગઇ અને વિશ્વામિત્રની દુર્બુધ્ધિ મટીને સદ્બુદ્ધિ પ્રાપ્ત થવા બદલ તે ઇશ્વરને ધન્યવાદ આપવા લાગી. અસ્તુ.

આજે આખા નગરમાં એ જ ચર્ચા ચાલે છે. હરિશ્ચંદ્રનું આગમન સાંભળીને લોકો હર્ષથી પ્રફુલ્લિત બની ગયાં. આખું નગર શણગારવામાં આવ્યું છે. હરિશ્ચદ્રના આગમનના શુભ સમાચાર મળવાની આશાએ સ્ત્રી પુરૂષ જ્યાં ત્યા બેઠાં છે. સ્ત્રીઓ હરિશ્ચદ્ર અને તારાનું નામ લઇ-લઇને મંગળ ગીત ગાઇ રહી છે. પુરૂષો, હરિશ્ચંદ્ર અને તારાની જયઘોષણા કરતાની સાથે જ તેમનું તથા તેમના સત્યનું ગુણ-ગાન કરી રહ્યા છે; તેમજ સત્યપાલનમાં હરિશ્ચંદ્રનો વિજય થવાને લીધે, પ્રસન્નતા પ્રદર્શિત કરી રહ્યા છે. હરિશ્ચંદ્ર અયોધ્યામાં પાછા આવવાની અભિલાષાએ, આખું નગર આનંદનીમૂર્તિ સમું બની ગયું છે. ઘણા માણસો ઉંચી ઊંચી જગ્યાઓ ઉપર ચડીને, કાશીના માર્ગ તરફ તાકી તાકીને જોઇ રહ્યા છે. તરત જ કાશી તરફથી આવતું એક વિમાન તેમની દૃષ્ટિએ પડયું.

કાશી તરફથી એક વિમાન આવી રહ્યું છે અને સંભવ છે કે, તે વિમાનમાં મહારાજા હરિશ્ચંદ્ર અને પુત્ર સહિત મહારાણી તારા હોય આ વિચારથી સમસ્ત નગર નિવાસીઓ કાશીના માર્ગ તરફ દોડી ગયા.

સ્ત્રીઓ, સોનાની થાળીમાં મંગળ દ્રવ્યો, મૂકીને, હરિશ્ચંદ્ર અને તારાના મંગળગીત ગાતી જઇ રહી છે, અને પુરૂષો ઉચ્ચસ્વર જયઘોષ કરતાં જઈ રહ્યા છે. વિમાનને જોઇને, સમસ્ત નગરનિવાસીઓ પૂર્ણુમાના ચંદ્રદર્શનથી સમુદ્રની જેમ, ખુબ આનંદથી પ્રફુલ્લિત બન્યા અને કોલાહલ કરવા લાગી ગયા.

અહીં વિમાનમાં મહારાજા હરિશ્ચંદ્ર, ઇન્દ્રને અયોધ્યાપૂરી બતાવતાં કહી રહ્યા છે કે, આ એ જ અયોધ્યા છે કે, જેમાં જન્મ ધરવા માટે દેવતાઓ પણ મહત્તા સમજે છે. અહીંના નરનારીઓ મને ઘણા જ પ્રિય છે. મારી દૃષ્ટિએ અયોધ્યા આગળ સ્વર્ગ પણ તુચ્છ છે. એક તો અયોધ્યાપૂરી નૈસર્ગિક કારણોથી જ રમ્ય છે, બીજું, આજ નગરીમાં ભગવાન ઋષભદેવ આદિ તીર્થંકરોએ જન્મ ધારણ કર્યો હતો, અને ત્રીજું, આ અયોધ્યાપુરી એ મૃત્યુલોકમાં છે કે જ્યાં પુણ્યોપાર્જનનાં કાર્યો કરી શકાય છે. આ બધાં કારણોથી અયોધ્યા ઘણું જ પ્રશંસનીય સ્થળ છે.

હરિશ્ચંદ્રની વાતના જવાબમાં ઇન્દ્ર કહેવા લાગ્યા, ખરેખર, અયોધ્યા એવી જ છે. અયોધ્યાની જેટલી પ્રશંસા કરવામાં આવે, તેટલી થોડી જ છે. હું ઇન્દ્ર હોવા છતાં પણ અયોધ્યાનો ઋણી છું.

આ પ્રમાણે વાતચીત કરતાં, વિમાનમાં બેઠા બેઠા, બધા અયોધ્યાની નજીક આવ્યા નગરની બહાર પ્રજાને એકત્રિત્ થએલી તથા વિમાન તરફ દૃષ્ટિ કરતી જોઈ, હરિશ્ચંદ્ર ઇન્દ્રને કહેવા લાગ્યા— મહારાજા, હવે મારે વિમાન ઉપર રહેવું ઉચિત નથી. અયોધ્યાની પ્રજા મારી રાહ જોઈ જમીન ઉપર ઉભી છે અને હું ઉપેક્ષાપૂર્વક્ આકાશમાં રહું, એ તદ્દન અનુચિત છે. આ ઉપરાંત અમે મનુષ્યો આકાશમાં ચાલનારા નહિ, પરન્તુ ભૂમિ ઉપર ચાલનારા છીએ. અમને તો ભૂમિ-ઉપર રહેવાથી જ આનંદ આવે છે.

ઇન્દ્રની આજ્ઞાથી વિમાન જમીન ઉપર ઉતર્યું. વિમાનમાં હરિશ્ચંદ્ર તથા રોહિત સાથે તારાને જોઇને, પ્રજાને એટલો આનંદ થયો કે જેટલો આનંદ એક શોધકને ડુબકી મારતાં રત્ન મળવાથી થાય છે. પોતાની વ્હાલી પ્રજાને, ઘણાં દિવસો પછી જોવાથી હરિશ્ચંદ્ર અને તારાને પણ એટલી જ પ્રસન્નતા થઇ કે જેટલી પ્રસન્નતા આખા દિવસથી વિખૂટું પડેલું બચ્ચું મળવાથી ગાયને થાય છે.

વિમાનમાંથી હરિશ્ચંદ્ર, તારા અને રોહિત ઉતરતાં જ, પ્રજાએ તેમના ઉપર વસ્ત્રાભુષણ આદિની નિછાવર કરી અને પુષ્પોની વૃષ્ટિ સાથે ગગનભેદી જયનાદ ગજાવ્યો. પુરૂષોએ હરિશ્ચંદ્રને, સ્ત્રીઓએ તારાને અને બાળકોએ રોહિતને ચારે તરફથી ઘેરી લીધા. નરનારીઓ તારા અને હરિશ્ચંદ્રના ચરણોમાં પડી-પડીને તેઓને પ્રણામ કરવા લાગ્યા. પૃથ્વી ઉપર પડેલા લોકોને ઉઠાડી-ઉઠાડીને રાજા તથા રાણી પોતાના કંઠે લગાડવા લાગ્યા. અને તેમને કુશળ વર્તમાન પૂછવા લાગ્યા. પરન્તુ પ્રેમમગ્ન પ્રજા, તે વખતે તેમના કુશળપ્રશ્નનો જવાબ આંખોમાંથી આંસુ વહાવ્યાં ઉપરાંત બીજો કાંઇ આપી શકી નહિ હૃદયરૂપી સરોવરથી, પ્રેમરૂપી જળને, નેત્રોદ્વારા બહાર કાઢીને સઘળાં સ્ત્રી-પુરૂષો તારા અને હરિશ્ચંદ્રના પગને એ પ્રમાણે પ્રક્ષાલન કરવા લાગ્યા કે, જાણે તેઓ રાજા-રાણીએ પૂછેલા કુશળ પ્રશ્નોનો જવાબ આપતા ન હોય !

હરિશ્ચંદ્રના મેળાપથી, પ્રજાને જે આનંદ થયો, તે અવર્ણનીય છે. હરિશ્ચંદ્ર પાછા આવ્યાંની ખુશાલીમાં, સૌએ યથાશકિત દાન આપ્યું સ્ત્રીઓ પણ તારાના મેળાપથી પ્રસન્ન બની ગઇ અને તારા પ્રત્યે કહેવા લાગી કે, આપે આવા આપત્તિના સમયમાં પતિની સાથે જઇને સ્ત્રીજાતિનું મુખ ઉજ્જવળ કરી દીધું. ખરેખર, આપ સ્ત્રી જાતિને કલંકમાંથી બચાવવા માટે જ પતિની સાથે કષ્ટ સહન કરવા ગયા હતા.

પ્રજાનો આવો પ્રેમ નિહાળીને ઇન્દ્રાદિ બધા દેવો, પ્રજા તથા હરિશ્ચંદ્રની પ્રશંસા કરવા લાગ્યા. વિશ્વામિત્રે રાજાને રાજમહેલમાં લઇ

જવા માટે, પ્રજાને સંકેત કર્યો વિશ્વામિત્રના સંકેત પ્રમાણે, હરિશ્ચંદ્ર, તારા અને રોહિતને લઇ, પ્રજા રાજમહેલ તરફ ચાલી. ઇન્દ્રાદિ બધા દેવો અને વિશ્વામિત્ર પણ સાથે સાથે જ રાજમહેલ તરફ ચાલ્યા.

હરિશ્ચંદ્રના આવવાની આશાથી, નગરવાસીઓએ નગરને પહેલેથી જ શણગારી રાખ્યું હતું. જ્યાએ-જ્યાએ સુંદરતા વધારનારી અને સ્વાગત દર્શાવનારી વસ્તુઓ લગાડી હતી. શહેરમાં ચારે તરફ સુગંધિત પદાર્થો એવી રીતે ઉડી રહ્યા હતા અને એથી વાતાવરણ એવું થઇ રહ્યું હતું કે, જાણે ફુવારો ઉડી રહ્યો હોય. આ શણગારેલાં નગરમાં પ્રજાએ એક સરઘસ કાઢીને, રાજા, રાણી અને રોહિત વગેરેને ફેરવ્યા. અને પછી તેમને રાજમહેલમાં લઇ જવામાં આવ્યા. જે રાજમહેલ મહારાજા હરિશ્ચંદ્ર વિના ઘણા સમયથી સૂનો હતો, તે આજ મહારાજા હરિશ્ચંદ્રના પદાર્પણથી સુશોભિત બની ગયો. જે સૂનો રાજમહેલ જોઇ જોઇને પ્રજા દુઃખ કર્યા કરતી હતી, એ જ રાજમહેલમાં આજે રાજા, રાણી અને રોહિત પુનઃ પધારવાથી પ્રજાને અપાર આનંદ થયો.



# પ્રકરણ ૩૦ મું

## પુનઃ રાજ્ય-પ્રાપ્તિ

મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા વગેરે રાજમહેલમાં પહોંચ્યા પછી, વિશ્વામિત્રે ફરીથી હરિશ્ચંદ્રને કહ્યું કે, હવે આપ રાજ્યાસનને સુશોભિત કરો આપના વિના, અહીંની પ્રજા ઘણી જ વ્યાકુળ હતી. એટલે આપ રાજ્યાસન ઉપર બિરાજીને, તેનાં દુઃખ દૂર કરો.

હરિશ્ચંદ્ર—મહારાજ ! આ રાજ્ય આપનું છે, મારૂં નથી. હું તો આપને તે દાનમાં આપી ચૂકયો છું. દાનમાં આપેલી વસ્તુ ઉપર હવે મારો કોઇ અધિકાર નથી. અમે, ઇન્દ્રની આજ્ઞા તથા આપની વાત માનીને, અહીં આવ્યા છીએ, નહિ તો જે રાજ્યનું અમે દાન કરી ચૂકયા હતા અને જેમાં ન રહેવાની અમને સૂચના મળી હતી, એ રાજ્યમાં 'પગ મૂકવાનો' અમને લેશપણ અધિકાર ન હતો. પ્રજાએ મને જોઇ લીધો અને મેં પ્રજાનું દર્શન કરી લીધું, એ જ આપની ઘણી કૃપા છે. પ્રજા જો દુઃખી છે તો રાજા હોવાને લીધે તેની જવાબદારી આપના ઉપર છે, મારા પર નહિ.

હરિશ્ચંદ્રનો આ જવાબ સાંભળીને પ્રજા અત્યંત દુઃખી થઈ. તે હરિશ્ચંદ્રને રાજ્ય સ્વીકારવાની વિનંતી કરવા લાગી, હરિશ્ચંદ્ર પ્રજાને સમજાવતાં કહ્યું કે, હું આ રાજ્યનું દાન કરી ચૂકયો છું, એટલે ફરીથી તે ગ્રહણ કરી શકતો નથી.

અલ્પ બુદ્ધિવાળી પ્રજા, હરિશ્ચંદ્રના આ કથનથી નિરૂત્તર બનીને ચૂપચાપ આંસુ વહાવવા લાગી. ત્યારે ઇન્દ્રે હરિશ્ચંદ્રને કહ્યું કે, તમે મને એમ કહી ચુકયા છો કે, 'હું બીજાનાં હિતકર કાર્યો કરવામાં પ્રાણપણથી તૈયાર છું.' એટલે હું પ્રજાને એ પ્રશ્ન પૂછું છું કે, તેનું હિત વિશ્વામિત્ર રાજા રહે, તો છે, કે તમે રાજા રહો, તો છે ?

ઉપર પ્રમાણે ઇન્દ્રે પ્રશ્ન પૂછવાથી, એકી અવાજે પ્રજાએ કહ્યું કે, અમારૂં હિત મહારાજા હરિશ્ચંદ્ર રાજ્ય કરશે, તો જ થશે. અમને જે સુખ, તેમના શાસનમાં મળ્યું હતું અને ભવિષ્યમાં મળવાનો વિશ્વાસ છે, તે સુખ વિશ્વામિત્રના શાસનમાં કદી સ્વપ્નેય પણ મળ્યું નથી. તેમ ભવિષ્યમાં પણ મળવાની આશા જ નથી.

પ્રજાનો જવાબ સાભળીને, ઇન્દ્ર ફરીથી મહારાજા હરિશ્ચંદ્રને કહેવા લાગ્યા–પ્રજા આપના પ્રત્યે પ્રસન્ન છે અને આપના રાજ્ય કરવાથી સુખની આશા સેવે છે. આવી સ્થિતિમાં પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ અને તે પણ આવી પરિસ્થિતિમાં, કે જ્યારે વિશ્વામિત્ર પોતે જ આપની રાજ્ય ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે, ત્યારે રાજ્ય ન લેવું એ કોઇરીતે ઉચિત નથી. પ્રજા આપની પાસે સુખની આશા રાખે છે, એટલે આપને એ જ ઉચિત છે કે, આપ તેની ઇચ્છાનુસાર કાર્ય કરો.

હરિશ્ચંદ્ર—પરન્તુ આપ જ કહો કે, જે વસ્તુ દાનમાં આપી દીધી હોય, તે શું પાછી લઇ લેવી ઉચિત છે?

ઇંદ્ર—આપનું કથન બરોબર છે. પરન્તુ હું પહેલાં જ કહી ચૂક્યો છું, કે રાજ્ય કરતાં રાજ્ય સુખ ભોગવવું, એ એક બાબત છે અને પ્રજા ઉપર રાજ્ય કરતાં, દુષ્ટોથી તેનું રક્ષણ કરવું, તથા તેને સુખ-સમૃદ્ધિ સંપન્ન બનાવવી, એ બીજી બાબત છે. આપને આ બીજી બાબત કરવા માટે જ કહેવામાં આવે છે. પહેલી બાબત માટે રાજ્ય સોંપવામાં આવતું નથી આ ઉપરાંત, દાનમાં આપે રાજ્ય આપ્યું છે, કુમાર રોહિતે આપ્યું નથી. વિશ્વામિત્ર, પોતાનું રાજ્ય કુમાર રોહિતને આપે છે. રોહિતને વિશ્વામિત્રનું આપેલું રાજ્ય લેવામાં કોઈ જાતની હરકત નથી. રોહિત જ્યાંસુધી નાનો છે, રાજ્યભાર ઉપાડવા શક્તિવાન્ થયો નથી, ત્યાસુધી તેના તરફથી, તેના વાલી હોવાને કારણે તમે રાજ્ય કરો. અને જ્યારે રોહિત રાજ્યભાર ઉપાડવા માટે શક્તિસંપન્ન બને, ત્યારે તમે તેનું રાજ્ય તેને સોંપી દેજો સારાંશ એ છે કે, આપને બંને તરફથી રાજ્ય લેવું પડશે. જો તમે એમ કહેશો કે, અમે દાનમાં

આપેલી વસ્તુમાંથી કેમ ખાઇ, પી શકીએ? તો તેનો જવાબ એ છે કે, સંસારમાં કોઇપણ માણસ ખાધા-પીધા વગર કામ કરી શકતો નથી તમે વેચાયા હતા, ત્યારે પણ ખરીદનાર માલીકને ત્યાંનું અન્ન ખાધું જ હશે. એ જ પ્રમાણે અહીં પણ કામ કરો અને ખાઓ-પીઓ તમારા વિના પ્રજા કેટલું દુઃખ ભોગવી રહી છે, તેનો વિચાર કરો. હવે તેને દુઃખ મગ્ન જ રહેવા દેવી, એ તમારા જેવા સત્યવાદીને માટે ઉચિત નથી.

ઇન્દ્ર, વિશ્વામિત્ર, પ્રજા અને પોતાના કષ્ટ દાતા દેવ વગેરેના સમજાવવા-બુઝાવવાથી તથા અનેક વિનંતીઓ કરવાથી વિવશ બનીને હરિશ્ચંદ્ર, રોહિત ઉમર લાયક થાય, ત્યસુધી રાજ્ય સંભાળવાનું કબૂલ કર્યું. આમ કરીને તેમણે ભવિષ્યને માટે એ આદર્શ મૂકયો કે, પોતાની ગાદીના વારસદાર ભરત, પોતાના વડીલ ભાઇ શ્રી રામચંદ્રજીની ગેર-હાજરીમાં અયોધ્યાનું રાજ્ય સંભાળે. હરિશ્ચંદ્રે રાજ્યનો સ્વીકાર કરતાં જ, સમસ્ત પ્રજા આનંદમગ્ન બની ગઇ. હરિશ્ચંદ્ર અને તારાની જય-ઘોષણાથી આખો રાજમહેલ ગર્જી ઉઠયો.

અયોધ્યાથી કાશી તરફ રવાના થતી વખતે જ, વિશ્વામિત્ર મંત્રીઓને રાજ્યાભિષેકની સામગ્રી હાજર રાખવાની આજ્ઞા આપી ગયા હતા. તે પ્રમાણે રાજ્યાભિષેકની તમામ સામગ્રી લાવીને, સિંહાસન પાસે મૂકવામાં આવી. વિધિસહિત હરિશ્ચંદ્ર, તારા અને કુમાર રોહિતને રાજવંશી વસ્ત્રાલંકારો અલંકૃત્ત કરવામાં આવ્યાં. અયોધ્યાનો રાજમુકટ, હરિશ્ચંદ્ર ત્યાગી જવાથી ત્યાં જ રાખવામાં આવ્યો હતો, તે પુનઃ હરિશ્ચંદ્રના મસ્તક ઉપર શોભવા લાગ્યો. આ બધું થઇ ગયા પછી, રાણી અને કુમાર સહિત મહારાજા હરિશ્ચંદ્રને, અયોધ્યાના એ છત્રમય સિંહાસનપર બેસાડવામાં આવ્યા, કે જે સિંહાસન તેમના વિના અદ્યાપિ ખાલી પડી રહ્યું હતું વિશ્વામિત્રે રાજાના હાથમાં રાજ્યદંડ આપ્યો. સઘળા લોકો, મહારાજા હરિશ્ચંદ્ર, મહારાણી તારા અને કુમાર રોહિતની જય બોલવા લાગ્યા, તથા બંદીવાનો તેમનાં યશોગાન ગાવા લાગ્યા.

વિવિધ પ્રકારના વાજિંત્રોથી, આખું આકાશ ગાજી ઉઠયું લોકોએ સહર્ષ યથાશક્તિ ભેટ આપી અને મહારાજા હરિશ્ચંદ્રે સૌનો ઉચિત આદર સત્કાર કર્યો

રાજ્યાભિષેકનું બધું કામ તત્કાળ આટોપાઇ ગયા પછી, બધાં લોકોની હાજરીમાં સભાની વચમાં ઉભા થઇને ઇન્દ્ર કહેવા લાગ્યા— એક દિવસ એ હતો કે, જ્યારે મેં મારી સભામાં મહારાજા હરિશ્ચંદ્રનાં સત્યની પ્રશંસા કરી હતી અને એક દિવસ આજનો છે કે, જ્યારે હું તેમની સામે જ તેમની પ્રશંસા કરવા માટે ઉભો થયો છું. એ વખતે મેં જે પ્રશંસા કરી હતી, તે એ જાતની હતી કે, જેમ સોનાનો માત્ર રંગ કે તેનું રૂપ જોઇને સોનું કહેવું, અને આજે પ્રશંસા કરી રહ્યો છું તે એવી છે કે, જેમ સોનાને તપાવીને, ટીપીને કે કાપીને પરીક્ષા થઇ ગયા પછી તેને સોનું કહેવું. આજે જે પ્રશંસા કરી રહ્યો છું, તે મહારાજા હરિશ્ચંદ્રના સત્યની પરીક્ષા થઇ ગયા બાદ કરી રહ્યો છું. જો કે, હું એ જાણું છું કે, મહારાજા હરિશ્ચંદ્ર પોતાના કર્ત્તવ્ય માર્ગ ઉપર મહારાણી તારાની સહાયતાથી જ સ્થિર રહી શકયા છે અને તેમની સહાયતાથી તારા સત્યપાલનમાં સમર્થ થઇ છે, તો પણ સાથે જ એ પણ મને માલૂમ છે કે ભારતની સ્ત્રીઓ, પોતાના પતિની ઉપસ્થિતિમાં, પોતાની પ્રશંસા ઇચ્છતી નથી. તેઓ, જે કાંઇ સત્કાર્ય કરે છે, તેનો યશ પતિને જ આપે છે અને પતિની પ્રશંસાથી જ તેઓ પ્રસન્ન રહે છે, તથા પતિની પ્રશસાને પોતાની જ પ્રશંસા માને છે એટલા માટે હું મહારાણી તારાની પ્રશંસા જુદી ન કરતાં, માત્ર તે મહારાજા હરિશ્ચંદ્રની જ પ્રશંસા કરૂં છું કે જેમની તે અર્ધાંગના છે.

મહારાજા હરિશ્ચંદ્રના સંબંધમાં કાંઇક કહું, તે પહેલાં હું, આ ભારતભૂમિ અને ખાસ કરીને આ અયોધ્યાની ભૂમિને ધન્યવાદ આપું છું, જેમાં મરાહાજા હરિશ્ચંદ્ર જેવા સત્યવાન્ રાજા બિરાજે છે અને જેની પ્રજા સત્યપાલનમાં તેમનું અનુકરણ કરે છે. આ ભારત અને અયોધ્યાની

ભૂમિની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે.

મહારાજા હરિશ્ચંદ્રના સત્યપાલનની ખ્યાતિનું, જો કે, હું સંપૂર્ણ-પણે વર્ણન કરવા સમર્થ નથી, તો પણ એટલું તો હું કહેવા ઇચ્છું છું કે, મહારાજા હરિશ્ચંદ્ર ધર્મના મર્મ સમજીને જ આટલી કષ્ટ સહનની તપશ્ચર્યા કરી છે. તેમના ઉપર જે જે સંકટા પડ્યાં છે, તે સાંભળીને જ સાધારણ મનુષ્ય તો ગભરાઇ જાય પરન્તુ તેઓ તે કષ્ટોને ધીરજપૂર્વક સહન કરતા ગયા અને પોતાના સત્યથી ચલિત ન થયા. આજ કારણે આજે મનુષ્ય લોકમાં જ નહિ, પણ દેવલોકમાં પણ તેમના સત્યની અને સાથે સાથે તેમની પણ પ્રશંસા થઇ રહી છે. આજે અખિલ જગત તેમનાં સત્યની શ્લાઘા કરી રહ્યો છે. જો મહારાજા હરિશ્ચંદ્ર જેવા સત્યવાન રાજા ન હોત, તો કહી શકતો નથી કે, દેવ-લોકના દેવા સત્યને માટે કોનો આદર્શ સન્મુખ રાખીને સત્યના યશો-ગાન ગાત. મહારાજા હરિશ્ચંદ્રના સત્ય ઉપર મુગ્ધ બનીને, મારું હૃદય એમ કહે છે કે, સત્ય વગરનાં રાજત્વની અપેક્ષાએ આવા સત્યવાનનું દાસત્વ પણ અનેક ગણું ઉત્તમ છે. સત્ય વગરનું રાજ્ય નરકની જ ગતિ પ્રાપ્ત કરાવે છે, પરન્તુ સત્ય સાથેનું દાસત્વ આત્માને ઉન્નતાવસ્થામાં મૂકે છે.

અંતમાં, હું આશીર્વાદ આપું છું કે, મહારાજા હરિશ્ચંદ્ર અને તેમના સત્યની કીર્ત્તિ, અનંત અને અટલ આકાશની જેમ અનંત અને અટલ બની રહે. જે સત્ય ઉપર શ્રધ્ધા રાખીને, મહારાજા હરિશ્ચંદ્રે આટલાં કષ્ટો સહ્યાં છે અને જે સત્યના પ્રતાપથી આજે તેમની કીર્ત્તિ દિગ્દિગન્તમાં વ્યાપી રહી છે, તે સત્ય ઉપર શ્રધ્ધા રાખનાર અને તે સત્યના પાલનમાં કષ્ટથી ભયભીત ન થનાર લોકો અવશ્ય શુભ ગતી પ્રાપ્ત કરશે.

આ પ્રમાણે સત્ય અને હરિશ્ચંદ્રની પ્રશંસા કરીને, હરિશ્ચંદ્ર પાસેથી વિદાય માગીને ઇન્દ્રાદિ સઘળા દેવો દેવલોકમાં ગયા અને વિશ્વામિત્ર વનમાં ચાલ્યા ગયા.



# પ્રકરણ ૩૧ મું

## રાજ્ય અને દીક્ષા

જગતનો નિયમ છે કે, ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાથી હૃદયને અત્યંત આનંદ થાય છે એ જ પ્રમાણે આજે મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાના પ્રાપ્ત થવાથી, પ્રજાને પણ અપૂર્વ આનંદ થાય છે. આ આનંદથી આખું નગર પ્રફુલ્લિત બની ગયું અને ત્યાંના રહેવાશીઓએ અનેક દિવસો તહેવાર માફક પસાર કર્યા.

સઘળા લોકોને વિદાય કરીને, મહારાજા હરિશ્ચંદ્ર રાજ્યકાર્યમાં પ્રવૃત્ત બન્યા. રાજ્યમા મહારાજા હરિશ્ચંદ્રના નામનો ઢંઢેરો પિટાંતાં તથા તેમની ગગનસ્પર્શી પતાકા ફરકવાથી, સૂર્યોદય થતાં જેમ તારાઓ અદૃશ્ય થાય, તેમ ચોર, લૂંટારા વગેરે છૂપાઈ ગયા. સઘળા મનુષ્યો પોત-પોતાના કર્ત્તવ્યનું પૂર્વવત્ પાલન કરવા લાગ્યા, અને સત્યપાલનને માટે પોતાના રાજાનો આદર્શ સન્મુખ રાખી સત્યમા દૃઢ રહેવા લાગ્યા. થોડા દિવસોમાં જ સમસ્ત પ્રજા પુનઃ સુખસમૃદ્ધિથી ભરપૂર બની ગઈ.

જોકે, અયોધ્યાનું રાજ્ય પહેલાની માફક જ મહારાજા હરિશ્ચંદ્રના અધિકારમા આવી ગયુ, છતા મહારાજા હરિશ્ચંદ્રે રાજ્યની આવકથી પોતે કિંચિત્ પણ લાભ ન લીધો. તે પોતાના તથા રાણીના ભરણ-પોષણ માટે જુદો વ્યવસાય કરતા અને એ દ્વારા પોતાનું ખાનપાનાદિ કાર્ય ચલાવતા.

મહારાજા હરિશ્ચંદ્રે અત્યંત ન્યાયપૂર્વક રાજ્ય કર્યું. તેમના રાજ્યમાં અન્યાયનું તો કોઇ નામ પણ જાણતું ન હતુ ન્યાયપૂર્વક રાજ્ય કરનાર રાજાની પ્રજા સુખી રહે જ છે, એટલે મહારાજા હરિશ્ચંદ્રની પ્રજા પણ સુખી હતી. ક્યાય પણ દુષ્કાળ કે મહામારીનું નામ સંભળાતું

ન હતું માનો કે. તેમનું રાજ્ય સાક્ષાત્ શાંતિરૂપ હતું. દરિદ્રતાનું દુઃખ કેવું હોય છે, એ તેમની પ્રજા જાણતી ન હતી. લગભગ મનુષ્યોની આર્થિક સ્થિતિ સારી જ હતી. સમસ્ત જીવો એવા નિર્વૈર રહેતા હતા કે, કોઇ કોઇને સતાવતા ન હતા.

મહારાજા હરિશ્ચંદ્રના રાજ્યમાં, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ ન્હોતી થતી. યથાસમયે જરૂરિયાત પૂરતો વરસાદ થયા કરતો હતો. સુગંધયુક્ત શીતળ પવન, મંદમંદ ગતિથી વહ્યા કરતો હતો. સૂર્ય મર્યાદા પ્રમાણે જ તપતો હતો, ન્યૂનાધિક નહીં. જમીન હમેશાં ફળરૂપ રહેતી હતી અને પ્રજાને ઉત્તમોત્તમ અનાજ આપ્યા કરતી હતી. વનના વૃક્ષો ફળ, ફુલોથી લચકતાં જ રહેતાં હતાં ગાય આદિ દૂધાળાં ઢોરો, દૂધ અને ઘીથી પ્રજાજનોને અહર્નિશ પ્રસન્ન રાખતા. નદીઓ પણ પ્રજાને સુખ આપતી એવી રીતે વહ્યા કરતી હતી, કે જાણે અમૃત લઇને તે વહી રહી ન હોય! સમુદ્ર પણ વખતોવખત મણિ-મુક્તાદિ એવી રીતે પોતાના કિનારાપર નાખતો હતો કે, જાણે પ્રજાને તેની સદ્ભાવનાઓનો બદલો આપતો ન હોય! સારાંશ એ છે કે મહરાજા હરિશ્ચંદ્રનું રાજ્ય ખુબ જ સુખદાયક હતું દશે-દિશાઓમાં આનંદ એવી રીતે વ્યાપી રહ્યો હતો કે, જાણે તે મહારાજા હરિશ્ચંદ્ર અને તેમની પ્રજાને આધિન હોય. અસ્તુ.

પહેલાના મનુષ્યો, પોતાની આખી ઉંમર સંસારની ભ્રમજાળમાં જ વીતાવતા ન હતા. પરન્તુ આયુષ્યનો એક ભાગ આત્મકલ્યાણમાં જ જોડતા. એમ તો તેઓ ગૃહસ્થપણામાં રહીને પણ આત્મકલ્યાણને માર્ગે લઇ જનારા કાર્યો કરતા હતા, પણ આયુષ્યનો અંતિમ ભાગ નિરંતર એ જ કાર્યમાં ગાળતા. એટલા માટે તેમણે આયુષ્યને ચાર ભાગમાં વહેંચી નાખ્યું હતું. આયુષ્યના પહેલા ભાગમાં, તેઓ બ્રહ્મચર્ય પાલનની સાથે વિદ્યોપાર્જન કરતા હતા. બીજા ભાગમાં, ગૃહસ્થપણાના કામનો બોજો, પોતાના ઉપર લઇને, ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા, ત્રીજા

ભાગમાં, સંસારત્યાગનો અભ્યાસ કરતા હતા, અને ચોથા ભાગમાં સંસારથી વિરક્ત થઈને, ઇશ્વરભજનમાં તલ્લીન બની જતા હતા. આ નિયમોનું પાલન ન કરનારા અધમ માનવામાં આવતા હતા અને બધા લોકો તેમના તરફ ઘૃણાની નજરે જોતા હતા. એટલા માટે બધા લોકો, સંતાન જ્યારે ગૃહસ્થપણાનો ભાર ઉપાડવા યોગ્ય થાય ત્યારે, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વિરક્ત બની જતા હતા. ઘરમાં રહીને, સાંસારિક કાર્યોમાં આસક્ત બનીને મરવું, એ એક શરમજનક અને કાયરોચિત કાર્ય માનવામાં આવતું હતું. તેમનો સિદ્ધાન્ત હતો કે—

अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया ।
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ॥
व्रजन्तः स्वातंत्र्यादतुलपरितापाय मनसः ।
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥

અર્થાત્—વિષયોને અમે ગમે તેટલાં ભોગવીએ, ગમે તેટલો પ્રેમ કરીએ, પરન્તુ એક દિવસે તે અવશ્ય અમારાથી અલગ થઈ જશે; તો પછી અમે પોતે અમારી ઇચ્છાથી જ તેને શા માટે ન છોડીએ? કારણ કે જ્યારે તે વિષયો અમને છોડશે, ત્યારે અમને મહાદુઃખ અને મનને કલેશ થશે અને જો અમે તેને છોડી દઈશું. તો અમને અનંત સુખ અને શાન્તિ મળશે.

મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાની યુવાવસ્થા વ્યતીત થઇ ચૂકી હતી. જો કે, તેજસ્વી હોવાને લીધે, યુવાવસ્થાના અવસાનમાં કોઇ ચિન્હ તેમનાં શરીર પર દેખાતાં ન હતાં, તથાપિ તેઓ, આજના મનુષ્યો, કે જેઓ વૃદ્ધાવસ્થાને પણ યુવાની માનીને ગૃહસ્થાવાસમાં જ ફસાયેલા રહે છે, તેમના જેવા ન હતાં. ઇન્દ્રિયોમાં કિંચિત્ પણ શિથિલતા આવતાં, તે વખતનાં માણસો વૃદ્ધાવસ્થાની 'નોટીસ' સમજતા; અને જ્યારે આજના માણસો શિથિલ ઇન્દ્રિયોને પુનઃ જાગ્રત કરવા તથા સફેદ વાળને પુનઃ શ્યામ બનાવવા, ઔષધિ-

ઓનો પ્રયોગ કરે છે, ત્યારે તે વખતના માણસો ગૃહસ્થાશ્રમ છોડીને તપશ્ચર્યામાં તલ્લીન બની જતા હતા. એ જ પ્રમાણે મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાએ પણ ગૃહત્યાગનો વિચાર કર્યો અહીં રોહિત પણ મોટો થઈ ગયો હતો. રાજ્યકાર્ય સંભાળવાની યોગ્યતા પણ તેનામાં આવી ચૂકી હતી. મહારાજા હરિશ્ચંદ્રે રોહિત મોટો થાય ત્યાં સુધી જ, રાજ્ય ચલાવવાનું કબૂલ કર્યું હતું, તે પ્રમાણે પણ તેમને રાજ્યનો ત્યાગ કરવાનું ઉચિત માન્યું.

રાજ્યત્યાગનો વિચાર કરીને, મહારાજા હરિશ્ચંદ્રે, રોહિતના રાજ્યાભિષેકની તૈયારી કરાવી. પોતાના પ્રિય રાજા-રાણીના આ વિચાર સાથે પ્રજા પણ સંમત થઇ અને પ્રજાવર્ગમાંના ઘણા સ્ત્રી-પુરૂષો રાજારાણીના આ કાર્યનું અનુકરણ કરવા માટે તૈયાર થયા.

'यथा राजा तथा प्रजा' એ કહેવત મુજબ જે કાર્ય રાજા કરે છે, તેને પ્રજા વિશેષ રૂપે અપનાવે છે મનુષ્ય, સ્વભાવથી જ અનુકરણશીલ હોય છે. તેમાંય વળી રાજાનું અનુકરણ કરવું, એ તો પ્રજા પોતાને માટે ગૌરવભરી વાત સમજે છે. રાજાના દરેક કાર્યનું પ્રજા અનુકરણ કરવા માંડે છે, પછી ભલે તે કાર્ય સારૂં હોય કે ખરાબ હોય. કયું કામ સારું છે કે કયું કામ ખોટું છે, એ બાબતનો વિચાર કરવાનો ભાર રાજાની ઉપર સમજીને, જે કામ રાજા કરે છે, તે કામ કરવામાં પ્રજા જરાપણ સંકોચાતી નથી. કામના સારાપણાનો કે ખરાબપણાનો વિચાર કરવાની બુદ્ધિ પ્રજાજનો પૈકી ઘણા થોડાને હોય છે. એટલા માટે પહેલાંના રાજાઓ પ્રત્યેક કાર્ય એવા રૂપમાં કરતા, કે જેનું અનુકરણ કરવાથી પ્રજાને કોઇ પ્રકારનું નુકશાન ન થાય; પણ લાભ જ થાય. અસત્ય, વ્યભિચાર, હિંસા, માદકતા આદિ ખોટાં કાર્યો, તેઓ પોતાની પાસે પણ ફરકવા દેતા ન હતા. આ જ કારણથી, રાજાના કાર્યોનું અનુકરણ કરતાં, પ્રજા આ લોકનો આનંદ મેળવવાની સાથે જ પરલોકનો આનંદ પણ મેળવતી હતી.

નિશ્ચિત્ત સમયે, મહારાજા હરિશ્ચંદ્રે કુમાર રોહિતને રાજ્યાસન ઉપર બેસાડીને તેનો રાજ્યાભિષેક કર્યો. કુમાર રોહિત રાજા થવાથી, સમસ્ત પ્રજા પ્રસન્ન બની ગઈ. અને મહરાજા હરિશ્ચંદ્રની પ્રશંસા કરવા લાગી. રાજ્યાભિષેકની સઘળી વિધિઓ પતી જવાથી. રોહિતને રાજ્યદંડ આપતાં, મહારાજા હરિશ્ચંદ્ર કહેવા લાગ્યા-આજે અતિ હર્ષની વાત છે કે, હું રાજ્ય તથા ગૃહસ્થીનો ભાર કુમાર રોહિતને સોંપી, મહારાણી તારા સહિત, આ કાર્યથી મુક્ત બનીને, બાકીનું જીવન ઇશ્વરભજનમાં વ્યતીત કરવા માટે વનમાં જાઉં છું. રોહિત જો કે પોતે એક ચતુર અને પ્રજાપ્રિય રાજ્ય ચલાવનાર તરીકે સાબીત થશે, તો પણ પિતા હોવાને લીધે મારું કર્તવ્ય છે કે, હું તેને શીખામણને માટે કાંઈક કહું. એટલા માટે હું રોહિતને મારા તરફથી એ શીખામણ આપું છું કે, રાજાને માટે પ્રજા પુત્રવત્ છે. જેમ, પુત્રના સુખ દુઃખ વગેરેનું ધ્યાન રાખવું તથા દુઃખ દૂર કરીને તેને સુખ આપવું, એ પિતાનું કર્ત્તવ્ય છે, તેમ તે પ્રજાનાં સુખદુઃખની ચિંતા રાખીને, તેનું દુઃખ દૂર કરે. જે રાજા પોતાની પ્રજાનું દુઃખ દૂર કરવામાં અસમર્થ હોય છે, અથવા તે તરફ દુર્લક્ષ રાખે છે, તો તે અયોગ્ય ગણાય છે. એટલે રાજાએ પ્રજાનું દુઃખ દૂર કરવામાં કદાપિ શિથિલતા ન દાખવવી જોઇએ. પ્રજા સુખી રહેવાથી જ રાજા સુખી રહી શકે છે. નહીં તો કદાપિ સુખી રહી શકતો નથી. એ ઉપરાંત પ્રત્યેક વ્યક્તિનું દાન, માન થી સન્માન કરવું, એ પણ રાજાનું કર્તવ્ય છે. જે રાજા દાન કરવાનું તથા આવનાર જનારનું સન્માન કરવાનું જાણતો નથી, તે રાજા પણ અયોગ્ય ગણાય છે.

અંતમાં હું એ જ કહું છું કે, રાજ્ય ભલે જતું રહે, પરન્તુ સત્ય અને ધર્મ કદાપિ હાથથી ન જવા દેવા. સત્ય અને ધર્મ રહેવાથી, બીજી બધી વસ્તુએ ફરીથી મળી શકે છે; પરન્તુ તે જો ન રહે, તો સંસારની એ બધી જડવસ્તુઓ કાંઈ જ કામની નથી. સત્ય અને ધર્મ

વિના એ સાંસારિક વસ્તુઓ આ લોકમાં તો દુઃખદાયક થાય છે જ, પરન્તુ પરલોકમાં પણ દુઃખદાયક થશે.

હું પ્રજાને રોહિતના હાથમાં અને રોહિતને પ્રજાના હાથમાં સોંપું છું. આશા છે કે, બંને પરસ્પર સહકાર રાખીને, સત્ય-ધર્મપૂર્વક રાજ્યની વ્યવસ્થા કરશે.

રાજાનું કથન સમાપ્ત થતાં જ પ્રજાએ હર્ષપૂર્વક હરિશ્ચંદ્ર, તારા અને રોહિતનો જયધ્વનિ કર્યો. મહેલમાંથી નીકળીને, પ્રજા સહિત મહારાજા હરિશ્ચંદ્ર, રોહિત અને મહારાણી તારા નગરની બહાર આવ્યા. મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાનું અનુકરણ કરવા માટે, અનેક સ્ત્રી-પુરૂષો પણ પોતાનું ગૃહસ્થજીવન છોડીને તેમની સાથે ચાલી નીકળ્યા હતાં.

નગરની બહાર આવીને, અનેક સ્ત્રીપુરુષોની સાથે મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાએ દીક્ષા ધારણ કરી. કુમાર રોહિત તથા પ્રજા, તેમનો રાજશાહી વેશ સાધુઓના વેશમાં પરિણીત થએલો જોઇ, તેમનો જયધ્વનિ ઉચ્ચારવા લાગ્યા, તથા તેમને ધન્યવાદ આપવા લાગ્યા. આ પ્રમાણે વૈરાગ્ય વેશ ધારણ કરીને, પોતાના સહયોગી સ્ત્રી-પુરૂષો સહિત, મહારાજા હરિશ્ચંદ્ર તથા મહારાણી તારા બે વિભાગોમાં વહેંચાઇને વનમાં ચાલ્યા ગયા. વનમાં પહોંચીને, બંનેએ ખૂબ તપશ્ચર્યા કરી. શુક્લ ધ્યાન ધ્યાવીને બંનેએ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું અને અંતમાં સિદ્ધગતિને પ્રાપ્ત થયા.

માતા-પિતાદિને વન તરફ વિદાય કરીને પ્રજા સહિત મહારાજા રોહિત નગરમાં આવ્યા. પ્રજા મહારાજા રોહિતના રાજ્યાભિષેકને અંગે, તથા મહારાજા હરિશ્ચંદ્રની દીક્ષાધારણને અંગે કેટલાય દિવસો સુધી આનંદોત્સવ ઉજવતી રહી મહારાજા હરિશ્ચંદ્રની પછી, મહારાજા રોહિત, પોતાના પિતાની જ માફક સત્ય અને ધર્મની રક્ષા કરતા થકા, ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યા. એમણે પણ એવું સરસ રાજ્ય કર્યું કે પ્રજાને મહારાજાહરિશ્ચંદ્રના રાજ્યત્યાગથી કિંચિત પણ દુઃખ ન થયું.



# પ્રકરણ ૩૨ મું.

## ઉપસંહાર



પાઠકગણ! એ તો પહેલેથી જ કહી દેવામાં આવ્યું છે કે, ચરિત્ર કહેવા–સાંભળવાનું તાત્પર્ય એ છે કે, ચરિત્રમાં વર્ણવેલ સારાં કાર્યોનું અનુકરણ કરવું અને ખોટાં કાર્યોનો ત્યાગ કરવો. આ કથનનું તાત્પર્ય માત્ર એ નથી કે, મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાના ચરિત્રનું અનુકરણ કરવા માટે, તમે પણ તમારાં ગૃહ આદિનું દાન કરી દો, અથવા બીજાના દાસ બનીને રહો. સત્યને માટે, જો એ બની શકે, તો તો સારૂં જ છે, પરન્તુ એવું ન થઇ શકવાને લીધે, સત્યથી વંચિત રહેવું, એ ઉચિત નથી. જે આકાશમાં ગરૂડ પક્ષી ઉડે છે, તેમાં એક પતંગને પણ ઉડવાનો અધિકાર છે. એ વાત જુદી છે કે, તે ઉડવામાં ગરૂડની સમાનતા ન કરી શકે; છતાં સમાનતા ન કરી શકવાના કારણે, ઉડવાનું બંધ કરતો નથી. એ જ પ્રમાણે જે સત્ય, મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારા જેવી ઉચ્ચ વ્યકિતઓએ પાળ્યું છે, તે જ સત્ય સાધારણ માં સાધારણ માણસ પણ પાળી શકે છે. એ વાત બીજી છે કે, આજનો મનુષ્ય મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાની માફક ત્યાગ બતાવી ન શકે, પણ, એથી સત્યનું પાલન ન કરવું, એ કદી ઉચિત કહી શકાય નહિ. તેઓએ ભયંકર માં ભયંકર કષ્ટો સહન કરતાં, પણ સત્ય ન છોડયું, તો તેમનો આદર્શ સંમ્મુખ રાખી, ઓછા માં ઓછું, તમે સાધારણ કષ્ટોથી ભયભીત બનીને, સત્ય ન છોડતાં, અથવા જ્યાં કષ્ટ થવાનો કોઇ ભય નથી, ત્યાં તો સત્યનો ત્યાગ ન કરો.

મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાએ જો સત્ય પાળ્યું હતું, તો તેથી તમને કાંઇ લાભ થતો નથી. તેનો લાભ તો તેમને જ મળ્યો છે.

તમને ત્યારે જ લાભ થાય કે, જ્યારે તમે પોતે સત્યનો ઉપયોગ કરો. કામનું સારૂં કે ખોટું ફળ, કર્તાને જ મળે છે, બીજાને મળતું નથી. જો કર્તાએ સારૂં કામ કર્યું, તો તે સાંભળી લેવાથી માત્ર, સાંભળનારને લાભ થતો નથી. લાભ તો તે સત્કાર્ય ગ્રહણ કરવાથી અને તે પ્રમાણે આચરણ કરવાથી જ થાય છે. આ ચરિત્રનું વર્ણન એ જ આશયથી કરવામાં આવ્યું છે કે, લોકો સત્યનું મહત્ત્વ સમજી, અસત્યથી દૂર રહે. મહારાજા હરિશ્ચંદ્ર અને મહારાણી તારાએ, જે સત્યવડે પોતાના જીવનનું કલ્યાણ કર્યું છે, એ સત્યને જીવનમાં ઉતારનારનું હંમેશાં કલ્યાણ ને કલ્યાણ જ છે. અસ્તુ.

